શ્રીમત્તપાગચ્છીય [illegible]

# પંચ પ્રતિક્રમણ સૂત્ર

અર્થ સાથે.



સંવત ૧૯૭૧ સને ૧૯૧૫

તૈયાર કરી છપાવી પ્રસિદ્ધ કર્તા

શાહ કેશવલાલ છગનલાલ.

ઝામળાની પોળ—અમદાવાદ.

આ પુસ્તકની મદદમાં કચ્છ-તુંબડીવાળા શા. ઉમરશી રાયશીની વિધવા બાઇ જેતબાઈ તરફથી (રૂ.૧૦૦) મળ્યા છે. પુસ્તક છપાઇ રહેવાથી તેમનું મુબારક નામ પાછળથી દાખલ કર્યું છે.

॥ પૂજ્યપાદ પ્રાતઃસ્મરણીય શ્રીભ્રાતૃચંદ્રસૂરીશ્વર સદ્દગુરૂભ્યો નમઃ ॥

શ્રીમન્નાગપુરીય વૃહત્તપાગચ્છીય-

# પઞ્ચ પ્રતિક્રમણ સૂત્ર.

## અર્થ સાથે.

તથા ચૈત્યવંદન, સ્તુતિ, સ્તવન, સજઝાયો સહિત.

---

મુનિમહારાજ શ્રી ગુણચંદ્રજીના

સદુપદેશથી

કચ્છ દેશ નિવાસી ઉદાર સ્વધર્મી ગૃહસ્થોની
દ્રવ્યસહાયથી સ્વધર્મી ભાઈઓ તથા બ્હેનોને
ભણવા નિમિત્તે ભેટ આપવા.

---

તૈયાર કરી છપાવી પ્રસિદ્ધ કર્તા

શાહ કેશવલાલ છગનલાલ.

શામળાની પોળ,-અમદાવાદ.

---

આવૃત્તિ ૨ જી.—પ્રત ૫૦૦.

શ્રી જૈન વિદ્યાવિજય પ્રેસમાં શા. ચુનીલાલ અમથાભાઇએ
છાપ્યું. રીચીરોડના પુલ નીચે,-અમદાવાદ.

અમૂલ્ય.

[illegible]नदयाशिखरीचंद्राः सद्बोऽभोधिचंद्राः,
सुकृतकुमुदचंद्रा ध्वांतविध्वंसचंद्राः,
कुमतनलिनचंद्राः कीर्तिविख्यातचंद्राः,
प्रमदजननचंद्राः श्रेयसे पार्श्वचंद्राः
श्रेयसे भ्रातृचंद्राः ॥१॥

॥ श्लोक ॥

श्वेतपद्मासनादेवी, श्वेतपद्मोपशोभिता,
श्वेताम्बरधरादेवी, श्वेतगन्धानुलेपना ।
अर्चिता मुनिभिः सर्वै-रुषिभिस्तूयते सदा,
एवं ध्यात्वा सदा देवीं, वांछितं लभते नरः ॥

॥ स्रग्धरावृत्तम् ॥

श्रीमद्[illegible]वतंसाः शमदमसहिता बालभावाद्विरक्ता,
ज्ञानाभ्यासे प्रवृत्ता निखिलजनमनो हर्षदाःस्वैर्गुणौघैः ।
मध्यस्थामान्यवाक्यादलितमदबला भ्रातृचन्द्राभिधाना,
स्तारुण्ये तीर्णमोहा निरुपमचरिताः सूरिराजा जयन्तु ॥

# अर्पणपत्रिका.



मर्हूम परमपूज्य परमोपकारी गुरुराज आचार्य
श्री श्री श्री १००८ श्रीभ्रातृचंद्रसूरीश्वरजी साहेब,–

આપે પોતાના પવિત્ર ચારિત્રવડે જગજ્જીવોના અંતઃકરણને
સુવાસિત કરીને પોતાની અમૃતમય વાણીથી અમારા
જેવા અનેક જીવોને આનંદ પમાડી ઉત્તમ દેહથી
પરોપકારાદિ ઉત્તમ કાર્ય સાધી વિદ્વત્‌શિરોમણી
સકલશાસ્ત્ર પારગામી સમતા અને ક્ષમાના
સમુદ્રરૂપ થઈ જગત્‌ની અંદર નિર્મલ
યશને અચલ સ્થાપી પ્રાતઃસ્મરણીયં
આપ શ્રીજી સ્વર્ગવાસી થયા, તે
ઉક્ત આપના અનેક ગુણોથી
આકર્ષાઇને આપના અમર
આત્માને આ લઘુ પુસ્તક
સમર્પણ કરીએ છીએ.

લી. પ્રકાશક.

# આભાર અને વિનંતી.

આ પુસ્તક પ્રગટ કરવામાં પૂજ્ય મુનિમહારાજ શ્રી કુશલચંદ્રજી ગણિ મહારાજના શિષ્ય મુનિમહારાજ શ્રી ગુણચન્દ્રજીના ધર્મોપદેશથી નીચે લખેલા ગૃહસ્થોએ દ્રવ્યસહાય કરી છે.

૧૫૦) કચ્છ મોટી ખાખર નિવાશી શેઠ રણશીભાઈ દેવરાજના સુપુત્ર વીરજીભાઈ રણશીની ધર્માત્મા માતુશ્રી લાછબાઈ તરફથી.
૫૦) કચ્છ નાનીખાખર નિવાશી શેઠ લદ્ધાભાઇ ગણપત તરફથી.
૫૦) કચ્છ નાના ભાડીયા નિવાશી શેઠ તેજસી દેવસી તરફથી હ. શ્રાવિકા દેવકાબાઇએ આપ્યા.
૫૦) કચ્છ તુંબડી નિવાશી શા. રવજીભાઇ ખેરાજની વિધવા બાઇ ગોમીબાઇએ બિદડેથી મોકલ્યા.

આ સિવાયની ખુટતી રકમ કચ્છ દેસલપુર નિવાસી શેઠ મુળજીભાઈ તેજસિંહે આપી છે.

ઉપર્યુક્ત ગૃહસ્થો જેમ જ્ઞાનવૃદ્ધિ માટે ઉત્સાહિત થએલા છે તેમ અન્ય બંધુઓ પણ તેમનુ અનુકરણ કરશે કે જેથી ઘણા મનુષ્યો જ્ઞાનનો લાભ મેળવે એવી વિજ્ઞપ્તિ છે.

આ પુસ્તક છપાવવામાં જે કાંઈ છાપા સંબંધી કે દ્રષ્ટિદોષથી ભુલ રહી ગએલ હોય તો તે સજ્જન પુરૂષો સુધારીને વાંચી લઈ ગુણ ગ્રહણ કરશે એજ મારી નમ્ર વિનંતી છે.

લી૦
પ્રગટ કર્તા.



# प्रस्तावना.

—→⟡o⟡←—

श्रीजिनागमबोहित्थं, संसारार्णवतारणं ।
ममेदं दर्शितं येन, तस्मै श्रीगुरवे नमः ॥ १ ॥

આ શ્લોક શ્રીમન્નાગપુરીય તપાગચ્છાધિરાજ ભટ્ટારક શ્રીપાર્શ્વચંદ્રસૂરિયે રચેલા ઘણા ગ્રંથોની આદિમાં ધરેલો છે. એનો અર્થ એવો છે કે "સંસારરૂપ સમુદ્રથી તારનાર આ શ્રીજિનાગમરૂપીજહાજ જેણે મને બતાવ્યું તે શ્રી ગુરૂને નમસ્કાર. હો" આ ઉપરથી તથા બીજા ઘણા પુરાવાથી સિદ્ધ થાય છે કે શ્રી પાર્શ્વચંદ્રસૂરિયે શ્રી જિનાગમને અનુસરીનેજ ક્રિયાઉદ્ધાર કર્યો છે. અને, ખરૂ જોતાં આજકાલ આપણને મુખ્ય આધાર પણ શ્રીજિનાગમનોજ છે માટે તેને અનુસરતી વિધિયુક્ત ક્રિયા કરવાથી આપણને બહુ લાભ પ્રાપ્ત થાય છે. એ ક્રિયામાં શ્રાવકને કરવાની મુખ્ય ક્રિયા ષડાવશ્યક સંબંધી છે; માટે તે ક્રિયા કેમ કરવી તેની વિધિ તથા સૂત્રપાઠ શુદ્ધ રીતે દરેક ધર્માનુરાગી પુરૂષે શીખવા જોઇયે, અને એ ખાતર એક શુદ્ધ પુસ્તક છપાવવામાં આવે તો તે બહુ ઉપયોગી થઈ પડે, એમ વિચારીને આ પુસ્તક છપાવ્યું છે. અમને આશા છે કે એ પુસ્તકને ધર્માનુરાગી જનો વિનયથી સાચવી તેનો યોગ્ય લાભ લેશે. આ સ્થળે જણાવવું જરૂરનું છે કે આજકાલ કેટલાએક લોકો પોતાના ગચ્છના મમત્વમાં લીન થઈ દૃષ્ટિરાગના આવેશથી હિતાહિતનો વિવેક ભૂલી જઈ સચ્ચતા

અને સમતાનું ઉલ્લંઘન કરી કલેશ વધારવા બીજા ગચ્છવાળાઓની અનેક રીતે નિંદા કરવાના પ્રયત્નમાં હર હમેશ મગ્ન રહે છે, પણ એમ કરવું એ ધર્માનુરાગી સજ્જન પુરૂષને તો તદ્દન અઘટિત છે. કારણ કે આજકાલમાં સર્વજ્ઞ તો કોઈ છેજ નહિ; માટે "નક્કી અમેજ ખરા છીએ" આવો દુરાગ્રહ કેમ કરી શકાય. વળી "અમો જે જે કરીયે છીયે તે સર્વ સાચુંજ છે" આ નિશ્ચય તો કોઈ વિશિષ્ટ જ્ઞાન હોય તો થઈ શકે; તે શિવાય શી રીતે થઈ શકે. શાસ્ત્રકાર તો કહે છે કે છદ્મસ્થની બુદ્ધિ અવશ્ય સ્ખલિત થાય છે અને તેથીજ ટીકાકારો જેવા સમર્થ આચાર્યોએ પણ પોતાના ગ્રંથના અંતે "પોતાનાં સર્વ વચનો સત્યજ છે" એવો ગર્વ ન કરતાં શુદ્ધ ભાવથી જણાવ્યું છે કે "અનેક વાચનાઓ હોવાથો, પુસ્તકોની અશુદ્ધતાથી, સૂત્રોના અતિ ગંભીરપણાથી, તથા કેટલીક જગે મતભેદ હોવાના કારણથી અમારી કૃતિમાં ભૂલચૂકનો સંભવ રહેલ છે, માટે સુવિવેકી પુરૂષોયે કેવળ જે અર્થ સિદ્ધાંતને અનુસરતો હોય તે આમાંથી ગ્રહણ કરવો" જુઓ ઠાણાંગ સૂત્રની ટીકાના પ્રાંતે.—

॥ श्लोक ॥

वाचनानामनेकत्वात्, पुस्तकानामशुद्धितः ।
सूत्राणामतिगाम्भीर्यात्, मतभेदाच्च कुत्रचित् ॥ १ ॥
क्षुणानि संभवंतीह, केवलं सुविवेकिभिः ।
सिद्धांतानुगतो योर्थः, सोऽस्या ग्राह्यो न चेतरः ॥२॥

આ ઉપરથી જણાય છે કે જ્યારે એવા સમર્થ ગીતાર્થ પણ ગર્વ કરી શકતા નથી ત્યારે આજકાલના આપણ જેવા હીનદીન

અને અલ્પજ્ઞાની જનોને "અમેજ સાચા અને બીજા બધા જુઠા" એવો ખાલી ગર્વ કરવો શી રીતે ઘટે ?

વળી પરગચ્છવાળાઓ તરફ મત્સર ધરવો એ એક મોહનોજ વિલાસ છે. એ બાબત ગુણાનુરાગકુલક કે જે તપા શ્રીસોમસુંદરસૂરિના શિષ્ય જિનહર્ષગણિએ કરેલું છે તેમાં સારી શીખામણ આપેલી છે, અને તે બહુ ઉપયોગી હોવાથી અહીં ગાથા સહિત લખિયે છીએ.

संपइ दुसमसमए, दीसइ थोवो वि जस्स धम्मगुणो;
बहुमाणो कायव्वो, तस्स सया धम्म बुद्धीए ॥ २५ ॥

અર્થઃ—આજના દુષમકાલમાં જે પુરૂષમાં થોડા પણ ધર્મગુણ દેખાય તે પુરૂષનો સદા ધર્મબુદ્ધિથી બહુમાન કરવો. વલી જો કે પરગચ્છમાં રહેલો હોય યા સ્વગછમાં હોય છતાં જે મુનિઓ સંવિજ્ઞ અને બહુશ્રુત હોય તેમના ગુણો તરફ તું મત્સરથી પ્રેરિત થઈ તારો રાગ મુકી દઇશ માં.

આ અમૂલ્ય હિતશિક્ષા આપણે કદાપિ વીસરવી ઘટિત નથી અને એવી રીતે ચાલતા આપણો સમતાપરિણામ પ્રતિદિન વધતો રહે છે, અને આપણે જેમ બને તેમ સમતાપરિણામમાં રહી રાગ દ્વેષ ઓછા કરવા, એમ આપણો મુખ્ય ઉદ્દેશ છે. જે માટે ઉપાધ્યાય શ્રી યશોવિજયજી પોતાના ઘણા ગ્રંથોના પ્રાંતે સારાંશરૂપે લખી બતાવે છે કેઃ—

किं बहुणा इह जह जह, रागदोसा लहुं विलिज्जंति;
तह तह पयट्टिअव्वं, एसा आणा जिणिंदाणं.

ભાવાર્થ:—વધુ કહેવાની કંઈ જરૂર નથી. કિંતુ મુખ્યપણે જિનેંદ્રોની એજ આજ્ઞા છે કે જેમ જેમ રાગદ્વેષ જલ્દી ઓછા થાય તેમ પ્રવર્તવું. આ પરથી સ્પષ્ટ જણાય છે કે આપણે કોઇની પણ નિંદા ન કરતા બધા તરફ મૈત્રીભાવથી વર્તવું જોઇયે. જેથી ક્રોધ મત્સર, ઇર્ષ્યા, નિંદકબુદ્ધિ, ક્ષુદ્રતા, તથા દુર્જનતા વિગેરે દુર્ગુણો દૂર થાય.

વળી આ પ્રસંગે શ્રીહીરવિજયસૂરીશ્વરમહારાજે એમ જાહેર રીતે ફરમાવેલ છે કે, પરપક્ષીઓને નિન્હવ, ઉત્સૂત્રો, કે ઉત્થાપક વગેરે નિંદામય વચનોથી બિલકુલ નિંદવા નહિ, તેમજ તે બાબતપર ઉત્તરાધ્યયન ટીકાકાર શ્રીમાન્ ભાવવિજય વાચકે ષટ્ત્રિંશજ્જાલ્પ નામના ગ્રંથમાં સારી રીતે શિક્ષા આપેલી છે છતાં તેમ બોલવા કે લખવા માંડવું એ પોતાના ગુરૂઓની આજ્ઞાનું ઉલ્લંઘન કર્યા જેવું છે. માટે પોતાના મહાન્ ગુરૂઓની પવિત્રશિક્ષા માન્ય કરી ગચ્છવાળાઓને તો બીજા દરેક ગચ્છવાળાઓ સાથે બહુ સભ્યતાથી જ વર્તવાની જરૂર છે, અને ખરેખર જો એમ વર્તવામાં આવશે તો આ જૈન સંપ્રદાયમાં બહુજ સંપ વધતો રહેશે.

આ સ્થળે ખરૂં વિચારતાં તરત માલમ પડશે કે આપણે કોઇએ કોઇ સાથે દ્વેષબુદ્ધિ રાખવી ઘટતી નથી, કારણ કે તેમ કર્યાથી સંપ સલાહ ત્રુટે છે અને કલેશવૃદ્ધિ સાથે આંતરંગિક વૈરવિરોધનાં બીજ રોપાય છે અને એવા બીજ રોપાતાં તેના પરિણામ મહા ત્રાસદાયક જ આવવાના. જે માટે આચારાંગમાં કહ્યું છે કે:—

**वेराणुं बंधीणि महप्पभयाणि.**

માટે સર્વ ગચ્છવાળાઓએ સર્વ ગચ્છવાળાઓ તરફ આજકાલ મધ્યસ્થપણે સભ્યતા સાચવી સંપ સલાહ અને મૈત્રીભાવથી વર્તવું ઘટિત છે. કારણ કે એમ કર્યાથી આપણા પરિણામ ક્લિષ્ટ ન થતાં સમતાપણામાં રહે છે અને તેથી આપણા મનમાં મૈત્રીભાવના રૂપ કલ્પવલ્લી પૂર્ણ વિકસિત થાય છે જેના પરિણામમાં આપણને "તમેવ સચ્ચં નિસ્સંકં જં જિણેહિં પવ્વેઇયં" એ પદ્ધતિને અનુસરીને પારમેશ્વરી આજ્ઞાનું પાલન કરવા સમર્થ થઈ શકીએ છીએ.

આવાજ વિચારોને અનુસરીને શ્રીપાર્શ્વચંદ્ર સૂરિએ સ્વહસ્ત લિખિત પટ્ટમાં સર્વગચ્છસ્થ સદાચારવંત પુરૂષોની પદસેવામાં પોતાને પરાયણ જણાવ્યો જણાય છે. વળી બીજા એવા કાગળમાં તેમણે લખ્યું છે કે:—

सुतीक्ष्णापि कृपाणीया स्वं कायं नोच्छिनत्ति सा
यो जैनी जैन विद्वेषी स तस्या अतिरिच्यते ॥ १ ॥

આ ઉપરથી એમની માધ્યસ્થવૃત્તિ બહુ સરસ જણાય છે અને તે ધર્માનુરાગી પુરૂષોને ખરી નકલ કરવા લાયક છે.

વળી એ મહાપુરૂષની શોધકબુદ્ધિ પણ ખરેખર વખાણવા લાયકજ છે. કારણ કે એમણે જે અગીઆર બોલની પદ્ધતિ ખડી કરી છે તે બહુ ગંભીર અને વજનદાર હોવાથી સ્પષ્ટપણે એમની શોધકબુદ્ધિને બતાવી આપે છે.

એ અગીઆર બોલો વિષે અહિં વધુ વિવેચન ન કરતાં એટલુંજ જણાવીએ છીએ કે એ બાબતમાં એમની કરેલી અગીઆર બોલની ચર્ચા અથવા સજઝાય વાંચ્યાથી તેની ગંભીરતા તથા સપ્રમાણતાનો તરત અનુભવ મેળવી શકાશે.

શ્રીપાર્શ્વચંદ્રસૂરીશ્વરનું પાંડિત્ય સંસ્કૃત, માગધી, તથા પ્રાકૃત ભાષામાં ખુલ્લી રીતે વિરાજમાન થઈ રહેલું છે અને દરેક ભાષામાં તેમણે ગ્રંથો તથા લખાણ કર્યાં છે, જે પરથી સિદ્ધ થાય છે. તેઓ દરેક ભાષામાં પ્રવિણ અને પંડિત હતા, તથા તેમને જૈની શૈલી અને જિનાગમોનું પૂરતું જ્ઞાન હતું એમ તેમના દરેક ગ્રંથથી સાબિત થાય છે. માટે એ મહાપુરૂષને ગીતાર્થ કહેતાં કશી પણ હરકત નથી. તેથજ એમની કવિત્વ શક્તિ પણ બહુ સારી જણાય છે. માટે એવા પંડિતરાજ સમર્થ ગીતાર્થ, અને કવિ શિરોમણી મહાપુરૂષ સૂત્રાનુસારી ક્રિયાનો ઉદ્ધાર કરી ખરે શ્રી જિનશાસનના પ્રભાવક થયા ગણીએ તેમાં લગારે ખોટું નહિ કહેવાશે.

એમણે જે પર્વતિથિઓ માન્ય કરી છે ત્યાં પણ ઘણું દીર્ઘદર્શિપણું વાપર્યું છે. જો કે આજકાલ જુદા જુદા ગચ્છોમાં જૂદી જૂદી પર્વતિથિઓ માનવામાં આવે છે છતાં એમણે નિષ્પક્ષપાતપણે શોધ કરી સૂત્રાનુસારી પર્વતિથિઓ માન્ય કરી છે. ત્યાં સંવચ્છરી પાંચમની સ્વીકારી છે, ને તે સંવચ્છરીનો પાઠ સમવાયાંગ ટીકા. [ ૧ ] દશાશ્રુતસ્કંધટીકા, [ ૨ ] નિસીથચૂર્ણી, [ ૩ ] કલ્પ નિર્યુક્તિ, [ ૪ ] કલ્પઅંતર્વાચના [ ૫ ] પ્રમુખ ઘણા સિદ્ધાંતોમાં છે. અહીં તે બીના વધારે જણાવવાની જરૂર નથી. આ પાંચમની વાત તો બાળગોપાળમાં વિદિત છે ( પિષ્ટસ્ય પેષણં નાસ્તિ ) એટલે દળેલાને દળવાની જેમ નિરર્થક છે તેમ જે પરંપરાગમથી સિદ્ધ ભાદ્રવા શુદી પાંચમ છે તેને જે સ્થાપન કરવી એ તો સિદ્ધને સાધવું એવો ન્યાય થાય માટે ભવભીરૂ પુરૂષોએ જેમ બને તેમ દોષ છાંડીને સાર લે લેવો તે બુદ્ધિમાન પુરૂષોનું

કામ છે; ને ચૌમાસી પુનમની માની છે કેમકે સુયગડાંગની ટી-કામાં ચૌમાસી પુનમની દર્શાવી છે. તથા પાખી ચૌદશની માન્ય કરી છે. એ સુયગડાંગની ટીકા બીજા ઘણા ગ્રંથો કરતાં જુની એટલે કે વિક્રમની સાતમી સદીમાં બનેલી છે અને તેથી કરેલો અર્થ વધારે વજનદાર ગણવો ઘટીત છે. આ સાથે ઉદિયિક તિથિ સ્વીકારી છે જે બતાવી આપે છે. એ મહાપુરૂષ જેમ બને તેમ સૂત્રને અનુસરીનેજ વર્તનાર છે.

પ્રતિક્રમણની વિધિનો ખ્યાન તો આ છાપવામાં આવેલું પુસ્તકજ પુરૂં દર્શાવવા સમર્થ છે માટે અહીં તે સંબંધી વધુ વિવેચન નથી કરતા.

આવી રીતે એ મહાપુરૂષના વિચારોનો સંક્ષિપ્ત હેવાલ બતાવી અમારે જણાવવું જોઇયે કે જેમ એ મહાપુરૂષે વ્યવહાર વિધિશુદ્ધિ બતાવી છે તેમ પ્રસંગે પ્રસંગે નિશ્ચય વિધિશુદ્ધિ બતાવવાને પણ તેઓ ભૂલ્યા નથી; કારણ કે શ્રાવક મનોરથમાલા, ચારિત્ર મનોરથમાલા, સંગરંગપ્રબંધ, તથા આરાધના વગેરે ગ્રંથોમાં પ્રસંગે પ્રસંગે તેવી વિધિશુદ્ધિ તેઓ બતાવી ગયા છે.

આ રીતે સંક્ષેપથી એ મહાપુરૂષના સંબંધે અમે અમારો વિચાર જાહેર કર્યો છે અને તેના ખરા ખોટાપણાનું વાસ્તવિક તોલન સુજ્ઞ વાંચનારને પોતાને જ કરવા સોંપીયે છીયે.

હવે આ સ્થલે બીજી એક થોડી બીના જણાવવાની જરૂર છે કે આજકાલ લોકોનું વર્તન બહુધા લોકલાજ તથા યશકીર્તિના ખાલી ખ્યાલોને બહુ અનુસરે છે અને તેથીજ ધર્મને યોગ્ય થવાના સાધનભૂત નીતિમાર્ગની તથા માર્ગાનુસારી ગુણોની પદ્ધતિની પ્રવૃત્તિ વિરલામાં દેખાય છે. માટે આ વ્યવહાર ક્રિયા-

શુદ્ધિ સાથે તે પ્રવૃત્તિને પણ પુનરૂજ્જિવિત કરવાની તેટલી જ આવશ્યક્તા છે. એટલા માટે સંક્ષેપમાં આ પ્રસ્તાવનાના અંગેજ તે બાબતની થોડી સૂચના કરવા ઇચ્છીયે છીયે.

एक उत्तम ग्रंथकार कहे छे के–

अट्ठ न कीरंति सया, अट्ठय कीरंति अट्ठ मुच्चंति; अट्ठ धरिज्जंति मणे, न वीससीअव्व मट्ठन्हं. ॥ १ ॥ खलसंगो कुकलत्तं, कोहो वसणे मओअ कुधणं च; कुग्गाहो मुक्खतं, अट्ठ न कीरंति एआइं ॥ २ ॥ मिंत्ती सुगुणब्भासो, कलीसु कुसलत्तणं सुमित्तो अ; दक्खत्तं करुणा, उज्जमो दमो अट्ठ कीरंति ॥ ३ ॥ निल्लज्जिमा अविणओ, कुसीलया निठुरत्तणं माया; अनओ अजसमसच्चं, अट्ठविमुच्चंति निच्चंपि ॥ ४ ॥ उवयारो पडिवन्नं सुभासियं, साहसं सुविज्जाय; देवो सुगुरु धम्मो, अट्ठ धरिज्जंति हिअयंमि ॥ ५ ॥ काम भुअंग जल जलण, जुवई रोग रिउ भूमिनाहाणं; अट्ठन्हं मा पुत्तय, सुमिणंमिवि वीससिज्जाहि ॥ ६ ॥

ભાવાર્થ:—આઠ બાબતો સદા નહિ કરવા લાયક છે, આઠ કરવા લાયક છે, આઠ છાંડવા લાયક છે, આઠ આપણા હૃદયમાં ધરી રાખવા લાયક છે, અને આઠનો વિશ્વાસ કરવા લાયક નથી. આ રીતે ચાલીશ બાબતોની ચાલીશ હિતશિક્ષા અનુક્રમે આ પ્રમાણે છે:—

( आठ नहि करवा. )

૧ દુર્જન પુરૂષની સોબત કરવી. ૨ દુષ્ટાચારવાળી સ્રીને ભાર્યા ન કરવી. ૩ ક્રોધ ન કરવો. ૪ કોઇપણ જાતનું વ્યસન ન

કરવું. ૫ કોઈપણ જાતનો મદ ન કરવો, ૬ અન્યાયથી ધન પેદા ન કરવું. ૭ ખોટો હઠ નહિ કરવો. ૮ મૂર્ખતા નહિ કરવી.

## ( आठ करवा. )

૯ સર્વ સાથે મૈત્રીભાવ ધરવો. ૧૦ સારા ગુણોનો અભ્યાસ કરવો. ૧૧ દરેક કળામાં પ્રવીણતા મેળવવી. ૧૨ મિત્ર સત્પુરૂષ કરવો. ૧૩ દરેર કામમાં ચતુરાઈ વાપરવી. ૧૪ દરેક પ્રાણીપર કરૂણા ધરવી. ૧૫ હર હમેશ ઉદ્યમ કરવો. ૧૬ ઇંદ્રિયોને દમવી.

## ( आठ छांडवा. )

૧૭ નિર્લજ્જપણું છાંડવું. ૧૮ અવિનય છાંડવો. ૧૯ કુશીલપણું છાંડવું. ૨૦ નિષ્ઠુરપણું છાંડવું, ૨૧ કપટ છાડવું. ૨૨ અન્યાય છાંડવો. ૨૩ અપકાર કામ છાંડવું. ૨૪ અસત્ય છાંડવું.

## ( आठ मनमां धरवां. )

૨૫ કોઇએ કરેલો ઉપકાર ભૂલવો નહિ. ૨૬ પોતે જે કબુલ કર્યું તે પાળવું. ૨૭ સુભાષિત શ્લોકો ધારી રાખવા. ૨૮ સાહસ એટલે હિમ્મત ધરવી. ૨૯ સારી વિદ્યા શીખવી. ૩૦ સુદેવ હૃદયમાં ધરવા. ૩૧ સુગુરૂ હૃદયમાં ધરવા. ૩૨ સુધર્મ હૃદયમાં ધરવો.

## ( आठनो विश्वास न करवो. )

૩૩ કંદર્પનો વિશ્વાસ ન કરવો. ૩૪ સર્પનો વિશ્વાસ ન કરવો. ૩૫ પાણીનો વિશ્વાસ ન કરવો. ૩૬ આગનો વિશ્વાસ ન કરવો. ૩૭ સ્ત્રીનો વિશ્વાસ ન કરવો. ૩૮ રોગનો વિશ્વાસ ન

કરવો. ૩૯ શત્રુનો વિશ્વાસ ન કરવો. ૪૦ રાજાનો વિશ્વાસ ન કરવો.

આ ચાલીશ હિતશિક્ષાઓ પ્રમાણે જો આપણે વર્તિએ તો અલબત આપણે આપણા પવિત્ર જિનધર્મના વિશિષ્ટ ધર્મકૃત્યો કરવાને યોગ્ય થઇએ. પણ તે સિવાય તો પાયા વગરની ઇમારતો ચણવા જેવું છે. માટે ધર્માર્થી પુરૂષોએ જેમ બને તેમ સુનીતિને તો સજ્જડ વળગી રહેવું, કે જેથી ધર્મની યોગ્યતા મેળવી શકાય.

( हवे पांत्रीश मार्गानुसारि गुणो बतावीए छीए )

૧ ન્યાયથી ધન કમાવવું. ૨ ઉત્તમ પુરૂષોના આચારને પ્રશંસવું. ૩ સરખા કુળ તથા શીળવાળા સાથે વેવીશાળ કરવું. ૪ પાપથી બીતા રહેવું. ૫ પ્રસિદ્ધ દેશાચારને પાળવું. ૬ કોઇનો અવર્ણવાદ ન બોલવો. ૭ અતિ પ્રકટ તથા અતિ ગુપ્ત અને નીકળવા પેસવાના અનેક દ્વારવાળા ઘરમાં ન રહેવું. ૮ સદાચરણી પુરૂષોની સોબત કરવી. ૯ માબાપની સેવા કરવી. ૧૦ ઉપદ્રવવાળા સ્થાનનો ત્યાગ કરવો. ૧૧ નિંદિત કામમાં ન પ્રવર્તવું. ૧૨ પોતાની આવક પ્રમાણે ખર્ચ રાખવું. ૧૩ ધનને અનુસરતો વેષ રાખવો. ૧૪ બુદ્ધિના આઠ ગુણને ખીલવવા. ૧૫ પ્રતિદિન ધર્મ સાંભળવો. ૧૬ પ્રથમ જમેલું ભોજન પચ્યા વિના ન જમવું. ૧૭ જે સમે ભૂખ લાગે તે સમે જમવું. ૧૮ ધર્મ, અર્થ અને કામને પરસ્પર બાધ ન થાય તેમ સેવવા. ૧૯ પ્રાહુણા તથા ગરીબોને અન્નપાન દેવું. ૨૦ ખોટી હઠ ન કરવી. ૨૧ ગુણિ પુરૂષોનો પક્ષપાત કરવો. ૨૨ નિષેધેલા દેશકાળમાં જવું આવવું નહિ. ૨૩ પોતાનું બલાબલ વિચારી કામ કરવું. ૨૪ જેનું પોષણ કરવું ઘટે તેને પોસવું. ૨૫ આચારવંત તથા બહુશ્રુત

પુરૂષની ઉપાસના કરવી. ૨૬ દીર્ઘદર્શી થવું. ૨૭ વિશેષજ્ઞ થવું. ( સ્વપર સંબંધી વિશેષ જાણવો. ) ૨૮ કૃતજ્ઞ થવું. ( કરેલો ગુણ જાણવો ) ૨૯ લોકપ્રિય થવું. ૩૦ લજ્જાળું થવું. ૩૧ દયાળુ થવું. ૩૨ પોતાનો આકાર સૌમ્ય રાખવો. ૩૩ પરોપકાર કરવો. ૩૪ કામ, ક્રોધ, લોભ, માન, મદ તથા હર્ષરૂપ છ અંતરંગ શત્રુઓને જીતવા. ૩૫ ઇંદ્રિઓ વશ રાખવી.

આ પાંત્રિશ ગુણો બોલી જતાં તો બહુ સહેલા લાગશે પણ જ્યારે પાલન કરવામાં આવશે ત્યારેજ એમનું ગંભીરપણું તથા મહત્વ જાણવામાં આવશે. માટે ધર્માનુરાગી પુરૂષોએ આ ગુણો પાળવા પૂર્વક સઘળી જપતપાદિક ક્રિયા કરતા રહેવું કે જેથી તરતમાં મનવંછિત સુખની પ્રાપ્તિ થશે.

પ્રસ્તાવનાકાર—સંવિજ્ઞ પક્ષીય ભિક્ષુ.
ભાતૃચંદ્ર ( ભાઇચંદ. )

# આવૃત્તિ બીજીની પ્રસ્તાવના.

વ્હાલા ધર્મબંધુઓ ! આ અસાર સંસારમાં ઉત્તમ એવો મનુષ્યનો જન્મ પામી શ્રી વીતરાગ દેવાધિદેવે ફરમાવેલ વચનામૃત સાંભળી પોતાની યથાશક્તિએ આચારમાં મૂકવા તેજ સાનુકૂલ સામગ્રી પામવાનું ફળ છે.

પૂર્વ પુણ્યોદયથી આચારમાં લીધેલ જિનેશ્વરી આજ્ઞાઓમાં જે કાંઈ અતિચાર વિગેરે લાગેલા હોય તેને યાદ કરી સમતા

ભાવ પૂર્વક વીતરાગસ્તુતિ, ગુરૂરાજવંદન, ત્યાર બાદ અતિચારાદિકનું પ્રકાશન કરી દોષોથી પાછા હઠવું એટલે લાગેલા અતિચારાદિ દોષોને યાદ કરી મિચ્છામિ દુક્કડં દેવું એ વિગેરે ક્રિયાઓને પ્રતિક્રમણ કહેવાય છે.

તે પ્રતિક્રમણ આત્મવીર્ય ફોરવી ઉલ્લાસ પૂર્વક કરવામાં આવે તો પ્રમાદ વિગેરેથી થએલ કર્મોને આત્મા જલદીથી નિર્જરાવી નાખે છે; અને તેજ પ્રમાણે ઘણા જીવોએ ભાવશુદ્ધિથી ઉપયોગ પૂર્વક પ્રતિક્રમણ કરી કર્મ ખપાવી સ્વાત્મકાર્ય સાધેલ છે.

તે ઉત્તમ પુરૂષો જે રસ્તે ચાલેલા છે તેજ રસ્તા ઉપર આ બાલ, વૃદ્ધ, સર્વ ભવ્યાત્માઓએ ચાલવું જોઇએ; વળી તેજ પ્રમાણે વર્તતાં વિધિ બહુમાન, વિધિના ઉપર આદર પ્રેમ ભાવ ધારણ કરવો જોઇએ.

પ્રતિક્રમણ કરતાં વિધિમાં તેમજ અર્થમાં અગવડ ન પડે તેટલા માટે વિધિ તથા અર્થ પૂર્વક આ ગ્રંથમાં પાંચ પ્રતિક્રમણનાં સૂત્રો દાખલ કરવામાં આવેલ છે.

લિ. પૂજ્યપાદ, પ્રાતઃસ્મરણીય, શ્રીમન્નાગપુરીય વૃહત્તપાગચ્છાધિરાજ યુગપ્રવર આચાર્ય મહારાજ શ્રી શ્રી ૧૦૦૮ શ્રી શ્રી ભ્રાતૃચન્દ્ર સૂરીશ્વરજીના શિષ્ય—

૧૯૭૫ ના<br>કારતક શુદ ૫<br>અમદાવાદ. } મુનિ સાગરચન્દ્ર.

———

# શ્રીમન્નાગપુરીય વૃહત્તપાગચ્છની પટ્ટાવલી.

— ✻ —

श्रीमन्तोऽर्हत्सिद्धा,–चार्योपाध्यायसाधवः सर्वे ॥
श्रेयःश्रियः समृध्यै,–सन्तु सतां कार्यसिध्यै च ॥ १ ॥
सिद्धार्थभूपालकुलोदयाद्रि,–मद्योतनः श्रीत्रिशलांगजन्मा ॥
श्रीवर्द्धमानो भगवान् प्रवर्द्धं,–मानःश्रिया भव्यजनान धिनोतु॥२॥
श्री इन्द्रभूतिप्रमुखागणेशा,–नेकादशापि प्रयतः प्रणौमि ॥
विशेषतस्तेषु सुधर्मनामा,–नमस्क्रियामर्हति तीर्थपत्वात् ॥ ३ ॥
तीर्थे वीरजिनेश्वरस्य विदिते श्रीकोटिकाख्ये गणे,
श्रीमच्चन्द्रकुले वटोरुहबृहद्गच्छे परिम्लायिते ॥
श्रीमन्नागपुरीयकाह्वयतपा प्राप्तावदा ऽधुना,
स्फूर्जद्भूरिगुणान्विता गणधरश्रेणी सदा राजते ॥ ४ ॥
अलौकिकगुणग्रामा–भिरामान्सूरिसद्गुरून् ॥
आचार्यभ्रातृचन्द्राख्या,–न्वन्देऽहं ज्ञानवृद्धये ॥ ५ ॥

१ શ્રી મહાવીરસ્વામી શાસનનાયક,–શ્રી ગૌતમસ્વામી.

## નિર્ગ્રન્થગચ્છ.

૨ શ્રી સુધર્માસ્વામી,–શ્રીવીરાત્ ૨૦ વર્ષે મોક્ષે ગયા.
૩ શ્રી જંબુસ્વામી,–છેલા કેવલી, શ્રીવી૦ ૬૪ મેં વર્ષે મોક્ષે ગયા.
૪ શ્રી પ્રભવસ્વામી,–સય્યંભવભટ્ટ પ્રતિબોધક, શ્રીવી૦ ૭૫ વર્ષે સ્વર્ગ.
૫ શ્રી સય્યંભવસૂરી,–મનકમુનિના પીતા શ્રીવી૦ ૯૮ વર્ષે સ્વર્ગ.
૬ શ્રી યસોભદ્રસૂરિ,–શ્રીવીરા૦ ૧૪૮ વર્ષે સ્વર્ગવાસી થયા.
૭ શ્રી સંભૂતિવિજયસૂરિ,–શ્રીવીરા૦ ૧૫૬ વર્ષે સ્વર્ગે ગયા.

૮ શ્રી ભદ્રબાહુસ્વામી,–શ્રુતકેવલી. શ્રીવીરા૦ ૧૭૦ „
૯ શ્રી સ્થૂલીભદ્રસ્વામી,–કોશ્યા વેશ્યા પ્રતિબોધક. ૨૧૫ „
૧૦ શ્રી આર્ય મહાગિરિસૂરિ,–જિનકલ્પતુલનાકારક. ૨૪૫ „
૧૧ શ્રી આર્ય સુહસ્તિસૂરિ,–અવંતિસુકુમાલ પ્રતિબોધક. ૨૯૧ „

## ૨ કોટિક ગચ્છ.

૧૨ શ્રી સુસ્થિતસૂરિ,–તથા સુપ્રતિબદ્ધસૂરિ ૩૭૨ „
૧૩ ઈન્દ્રદિન્નસૂરિ,–શ્રી વીરા૦ ૪૨૧ વર્ષે સ્વર્ગે ગયા.
૧૪ શ્રી દિન્નસૂરિ,–કેટલીક પટ્ટાવલીમાં એમને પટ્ટધર ગણ્યા નથી.
૧૫ શ્રી સિંહગિરિસૂરિ,–શ્રી વીરાત્ ૫૪૭ વર્ષે સ્વર્ગે ગયા.
૧૬ શ્રી વજ્રસ્વામી,–છેલ્લા દશ પૂર્વી ( વજ્રી શાખા ) ૫૮૪ „
૧૭ શ્રી વજ્રસેનસૂરિ,–શ્રી વીરાત્ ૬૨૦ વર્ષે સ્વર્ગ.

## ચન્દ્ર ગચ્છ–ચન્દ્ર કુલ.

૧૮ શ્રી ચન્દ્રસૂરિ,-શ્રી વીરાત્ ૬૨૭ વર્ષે સ્વર્ગે ગયા.

## ૪ વનવાસી ગચ્છ.

૧૯ શ્રી સામંતભદ્રસૂરિ,–"નિર્ગ્રન્થ ચૂડામણી" બિરૂદધારક. વી૦ ૬૭૦
૨૦ વૃદ્ધદેવસૂરિ,–નાહડ મંત્રી પ્રતિબોધક. શ્રીવી૦ ૬૯૯ „
૨૧ શ્રી પ્રદ્યોતનસૂરિ,–
૨૨ શ્રી માનદેવસૂરિ,–લઘુશાન્તિના કર્તા તથા ૫૦૦ મુનિયોના ગુરૂ.
૨૩ શ્રી માનતુંગસૂરિ,–ભક્તામર સ્તોત્ર તથા નમિઉણના કર્તા.
૨૪ શ્રી વીરસૂરિ,–નાગપુરે નમિજિન પ્રતિષ્ઠાકારક. શ્રીવી૦ ૮૦૨
૨૫ શ્રી જયદેવસૂરિ,–શ્રીવીરા૦ ૮૨૦ વર્ષે સ્વર્ગ.
૨૬ શ્રી દેવાનંદસૂરિ,–એમના સમયમાં ચૈત્યવાસી થયા.
૨૭ શ્રી વિક્રમસૂરિ,–એમના સમયમાં શ્રીવીરાત્ ૯૯૩ વર્ષે ભાવડ ગચ્છે કાલકચાર્ય થયા, તેમણે રાજાના આદેશથી કારણે ચોથના પર્યુષણ કર્યા, અને ત્યારબાદ શ્રીવીરાત્ ૯૯૪ માં તેઓ સ્વર્ગે ગયા.
૨૮ શ્રી નરસિંહસૂરિ,–વી૦ ૧૦૦૫ વર્ષે નરસિંહનગરમાં યક્ષપ્રતિબોધક.

૨૯ શ્રી સમુદ્રસૂરિ,–સીસોદીયાવંસી, દિગંબરોને જીતનાર.
૩૦ શ્રી માનદેવસૂરિ,–બીજા. યાકિની ધર્મસુનુ હરિભદ્રસૂરિના મિત્ર.
૩૧ શ્રી વિબુધપ્રભસૂરિ,–શ્રીવી૦ ૧૦૯૦ માં વિદ્યમાન હતા.
૩૨ શ્રી જયાનંદસૂરિ,–ઉપદેશ આપી, જિનાલયોનો જીર્ણોદ્ધાર કરાવનાર.
૩૩ શ્રી રવિપ્રભસૂરિ,–નાંડોલ નગરમાં શ્રી નેમિનાથની પ્રતિષ્ઠાકારક.
૩૪ શ્રી યશોદેવસૂરિ,–" સાહિત્યપયોનિધિ " બિરૂદધારક. શ્રીવી. ૧૧૯૦
૩૫ શ્રી પદ્યુમ્નસૂરિ,–"ભૂવલય ભૂષણ" બિરૂદધારક શ્રી વીરા૦ ૧૨૭૨
૩૬ શ્રી માનદેવસૂરિ,–ત્રીજા–શ્રીવીરા૦ ૧૩૬૫ માં આમરાજા પ્રતિબોધક,
ઉપધાન વિધિના કર્તા.
૩૭ શ્રી વિમલચન્દ્રસૂરિ,–ચિત્રકુટમાં સ્વર્ણસિદ્ધિ કરી વાદ જીતનાર.

### ૫ વડ ગચ્છ.

૩૮ શ્રી ઉદ્યોતનસૂરિ,–જ્યોતિષશાસ્ત્ર પારગામી. શ્રીવી૦ ૧૪૬૪ માં
૩૯ શ્રી સર્વદેવસૂરિ,–રામસૈન્યપુરમાં પ્રતિષ્ઠામાં વિજય પામ્યા.
૪૦ શ્રી રૂપદેવસૂરિ,–અર્બુદાધિપતિને પ્રતિબોધનાર.
૪૧ શ્રી સર્વદેવસૂરિ,–બીજા. આઠ શિષ્યોને આચાર્ય પદ આપનાર.
૪૨ શ્રી યસોભદ્રસૂરિ,–
૪૩ શ્રી નેમિચંદ્રસૂરિ,–પ્રવચનસારોદ્ધાર વિગેરે ગ્રન્થોના કર્તા.
૪૪ શ્રી મુનિચંદ્રસૂરિ,–" તાર્કિકશિરોમણી " બિરૂદધારક, સર્વ વિગયના
ત્યાગી વિ. સં. ૧૧૭૮ માં સ્વર્ગે ગયા.

## ૧. શ્રીમન્નાગપુરીય વૃહત્તપાગચ્છ.

**( તે હાલ લોકભાષામાં પાર્શ્વચંદ્રગચ્છથી ઓળખાય છે. )**

૪૫ શ્રી વાદીદેવસૂરિ,–" સકલવાદિમુકુટ " બિરૂદધારક, વિ. સં. ૧૧૭૭
માં સાડાત્રણ લાખ શ્રાવક નવા પ્રતિબોધ્યા. તેઓ વિ. સં. ૧૧૭૪
માં આચાર્યપદ પામ્યા, અને વિ. સં. ૧૧૭૧ માં શ્રીમન્નાગપુરીય
વૃહત્તપા " એ પ્રમાણે રાણાએ બિરૂદ આપ્યું તેથી વડગચ્છ તે શ્રી
મન્નાગપુરીય વૃહત્તપાગચ્છના નામથી જગતમાં પ્રસિદ્ધિને પામ્યો. વળી

દિગંબર કુમુદચંદ્ર વિગેરેને વાદમાં પાછા પાડનાર આ શાસનપ્રભાવક આચાર્યે ૨૪ મુનિઓને આચાર્યપદ આપ્યા છે, એમના સમયમાં ખરતર તથા પુનમીયા તથા અંચલીયા થયા છે.

૪૬ **શ્રી પદ્મપ્રભસૂરિ,**–ઉગ્ર તપસ્વી, નાગપુરે રાણાને પ્રતિબોધનાર. વિ. સં. ૧૨૩૬ મા સાઢપુનમીયા થયા.

૪૭ **શ્રી પ્રસન્નચંદ્રસૂરિ,**–જ્યોતિષશાસ્ત્રવેત્તા વિ. ૧૨૫૦ માં આગમીયા થયા,

૪૮ **શ્રી ગુણસમુદ્રસૂરિ,**–ત્રિભુવનપાલ રાજારંજક. વિ, સં. ૧૨૮૫ માં ચૈત્રવાલ ગચ્છીય દેવભદ્રથી તપા થયા.

૪૯ **શ્રી જયશેખરસૂરિ**–ક્રિયોદ્ધારકારક, વિ. ૧૩૦૧ માં આચાર્યપદ પામ્યા એકવર્ષમાં બાર ગોત્ર પ્રતિબોધક, રાયહમીર પ્રતિબોધક.

૫૦ **શ્રી વજ્રસેનસૂરિ,**–બીજા " દેશનાજલધર " બિરૂદધારક.

૫૧ **શ્રી હેમતિલકસૂરિ,**–ભાટીરાય, તથા ડુલચીરાય પ્રતિબોધક.

૫૨ **શ્રી રત્નશેખરસૂરિ,**–"મિથ્યાંધકાર નભોમણી" બિરૂદધારક.

૫૩ **શ્રી હેમચન્દ્રસૂરિ,**–વિ. ૧૪૨૮ માં સ્વગુરૂકૃત ગ્રન્થોના લેખક.

૫૪ **શ્રી પુર્ણચન્દ્રસૂરિ,**–હિંગડવંશીય, " કુવલયવિબોધક " બિરૂદધારક.

૫૫ **શ્રી હેમહંસસૂરિ,**–૫૦૦૦ જિનાલયની પ્રતિષ્ઠા કરનાર.

૫૬ **શ્રી લક્ષ્મીનિવાસસૂરિ,**–વિ સં. ૧૫૧૬ માં વિદ્યમાન હતા.

૫૭ **શ્રી પુન્યરત્નસૂરિ,**–વિ. સં. ૧૫૩૦ માં વિદ્યમાન હતા.

૫૮ **શ્રી સાધુરત્નસૂરિ,**–ષડ્ શાસ્ત્રવેત્તા, સંવિજ્ઞપક્ષીય.

૫૯ **શ્રી પાર્શ્વચન્દ્રસૂરિ,**–" યુગપ્રધાન " બિરૂદધારક, ક્રિયોદ્ધારકારક. મરૂધરાધિપતિ તથા માલવાધિપતિ પ્રતિબોધક, ૨૮ ગોત્ર પ્રતિબોધક. પોરવાડવંશી પીતા શ્રી વેલગશાહ, માતા શ્રી વિમલાદેવીની કૂખથી વિ. સં. ૧૫૩૭ ના ચૈત્ર શુદિ ૯ શુક્રવારે જન્મ. હમીરપુર ગ્રામે. દીક્ષા–વિ. સં. ૧૫૪૬ ના વૈશાખ સુદિ ત્રિજ, હમીરપુર ગ્રામે. ઉપાધ્યાય પદ–વિ. સં. ૧૫૫૪ માં નાગોર નગરે. ક્રિયાઉદ્ધાર–વિ. સં. ૧૫૬૪ માં નાગોર નગરે. સૂરિપદ,–વિ. સં. ૧૫ ૫ માં જોધપુર

નગરે. યુગપ્રધાન પદ,–વિ. સં. ૧૫૯૯ ના વૈશાખ સુદ ૩, સલક્ષણ-પુરમાં. સ્વર્ગગમન–વિ. સં. ૧૬૧૨ ના માગશર સુદ ૩, યોધપુરમાં મહાપ્રતાપી આચાર્ય શ્રીએ પોતાનું આત્મવીર્ય સ્ફુરાયમાણ કરી શ્રીજૈનશાસનને દીપાવ્યું અને સ્વપરનું આત્મકલ્યાણ કર્યું, તે સમયે લુંકા, કડવામતિ, રૂષિમતિ, વિજયામતિ થયા.

૬૦ શ્રી સમરચન્દ્રસૂરિ,–"નિર્ગ્રન્થ ચૂડામણી" નું બિરૂદ ધારણ કરનાર.
૬૧ શ્રી રાજચન્દ્રસૂરિ,–ખંભાતમાં આચાર્ય પદ પામ્યા.
૬૨ શ્રી વિમલચન્દ્રસૂરિ,–બીજા ,, ,,
૬૩ શ્રી જયચન્દ્રસૂરિ,–વિ. સં. ૧૬૭૪ વર્ષે રાજનગરમાં સૂરિ થયા.
૬૪ શ્રી પદ્મચન્દ્રસૂરિ,–વિ. સં. ૧૬૯૯ વર્ષે રાજનગરમાં સૂરિ થયા. એમના સમયમાં વિ. સ. ૧૭૨૮ માં પીતવસ્ત્ર ધારણ કરનારા થયા અને લુંકામાંથી નિકલી ઢુંઢીયા પણ તે સમયમાં થયા.
૬૫ શ્રી મુનિચન્દ્રસૂરિ,–(બીજા),–ખંભાત નગરમાં આચાર્યપદ પામ્યા.
૬૬ શ્રી નેમિચન્દ્રસૂરિ,–બીજા, વીરમગ્રામમાં આચાર્યપદ પામ્યા.
૬૭ શ્રી કનકચન્દ્રસૂરિ,–વિ. સં. ૧૭૯૬ વર્ષે વીકાનેરમાં સૂરિ થયા.
૬૮ શ્રી શીવચન્દ્રસૂરિ,–વિ. સં. ૧૮૧૦ વર્ષે વીકાનેરમાં સૂરિ થયા.
૬૯ શ્રી ભાનુચન્દ્રસૂરિ,–વિ. સં. ૧૮૨૩ વર્ષે વડુ ગ્રામમાં સૂરિ થયા.
૭૦ શ્રી વિવેકચન્દ્રસૂરિ,–વિ. ૨૮૩૭ વર્ષે વિરમગ્રામમાં સૂરિ થયા.
૭૧ શ્રી લબ્ધીચન્દ્રસૂરિ,–જગત્ શેઠગુરૂ, ઉજ્જેણમાંઆચાર્યપદ પામ્યા.
૭૨ શ્રી હર્ષચન્દ્રસૂરિ,–જગત્ શેઠના ગુરૂ "ધર્મમૂર્તિ" બિરૂદધારક.
૭૩ શ્રી હેમચન્દ્રસૂરિ,–પ્રાણીરક્ષાને માટે આત્મભોગ આપનાર.
૭૪ શ્રી ભ્રાતૃચન્દ્રસૂરિ,–ક્રિયોદ્ધારકારક, "ભારતભૂતપણુ" બિરૂદધારક.

શ્રી હેમચન્દ્રસૂરિની પાટે પૂજ્યપાદ પરોપકારી પ્રાતઃસ્મરણીય પરમપ્રભાવક વચનસિદ્ધિવાલા શાંત સ્વભાવી શ્રી ભ્રાતૃચન્દ્રસૂરિ થયા. તેઓ શ્રીનો જન્મ મરૂધરદેશમાં આબુજી તીર્થરાજની પાસે આવેલા વાંકડીયા વડગામના વાસી ઔદિચ્ય વાડવવંશી દાન-

મહાજી પિતા અને વિજ્યા માતાની કૂખથી વિ. સં. ૧૯૨૦ માં થયો હતો. ત્યાર બાદ પૂર્વના પુન્યયોગે ગુરૂરાજના શુભ સંયોગે વ્યાકરણ, કોષ, કાવ્ય, છંદ, અલંકાર સાહિત્ય, ન્યાય, ધર્મ શાસ્ત્ર વિગેરેનું જ્ઞાન પોતાના સહજ વિનય, વિવેક, પ્રજ્ઞા, ઉત્સાહાદિ ગુણોથી દીક્ષા લીધા પહેલાંજ ટુંક સમયમાં સંપાદન કરી વિ. સં. ૧૯૩૫ ના ફાગણ સુદ ૨ ને દિને પરમપૂજ્ય, પવિત્રાત્મા, જગત્શેઠ ગુરૂ, શાસનપ્રભાવક, શાતિશયવંત આચાર્યશ્રી હર્ષચન્દ્ર સૂરિના શિષ્ય પ્રવર પંડિત શ્રી મુક્તિચન્દ્રગણિ ગુરૂના હાથે વીરમગામમાં દીક્ષા લીધી. અમાયી–નિષ્કપટ સરળ સ્વભાવવાળા, શુદ્ધ પ્રરૂપક, સત્યગવેષી, લજ્જાગુણને પોતાના સહજ સ્વભાવથી ધારણ કરનારા, શ્રી જૈનધર્મની લઘુતામાં બીકણ, શિથિલાચારને દૂર કરવામાં અત્યંત ઉત્સાહી થયેલા મહાભાગ્યવાન્ ગુરૂરાજે વિ. સં. ૧૯૩૭ ના વૈશાખ સુદ ૧૧ ને દિને માંડલ ગામમાં વૈરાગ્ય રંગ રંગિત શાંત સ્વભાવી મુનિ મહારાજ શ્રી કુશલચન્દ્રજી ગણિની નિશ્રાએ નિગ્રન્થ પ્રવચન સંવેગ માર્ગની તુલના કરી ( ક્રિયા ઉદ્ધાર કર્યો ). તેમાં ત્રિકરણ યોગે સર્વથા કામિનીના ત્યાગી થયા; નવ બ્રહ્મચર્યની ગુપ્તિ, પાંચ ઇન્દ્રિયોનો સંવર, પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિ એ આઠ પ્રવચન માતા, પાંચ મહા વ્રત અને પંચ વિધિ આચારને પાલન કરવામાં સમર્થ થયા; બને ત્યાં સુધી અવશ્ય પ્રયોજન વિના આગારીનો વિશેષ પરિચય કરતા નહિં; ઉદીરણા કરી કોઈપણ ધાર્મિક બાબતમાં વાદ વિવાદ કરતા નહિં; મારૂં સાચું અને અન્યનું ખોટું એ માન્યતા દૂર કરી પ્રવચન પંચાંગીમાં જે હોય અને મધ્યસ્થ પુરૂષોની વિચારણાથી વિપરીત જે ન હોય તે સ્વીકારતા; પાંચે આશ્રવોનો ત્યાગ કરી

તેમાં દોષ ન લગાડવામાં ઘણોજ ખપ કરતા; પગમાં મોજાં પહેરતા નહિં; માણુસ લઈ વિહાર કરતા નહિં; વિહારમાં ઉપગરણુ, પુસ્તકાદિ અગારીને ઉપાડવા આપતા નહિં; શ્રુત કેવલી, ગણધર, પૂર્વધર રચિત આગમ પંચાંગીની આજ્ઞાનુસારે શ્રી વીર શાસનવર્તી મુનિઓને શ્વેત માનોપેત વસ્ત્ર ધારણુ કરવાની આજ્ઞા છે, તેથી માન પૂજાને માટે પારમેશ્વરી આજ્ઞાને ઉલ્લંઘી રંગીન વસ્ત્ર ધારણુ કરતા નહિં; આ ગુણુ આ સદીમાં પાળવો મુશ્કેલ છતાં પરિસહ સહન કરી પાલન કરતા; વળી વીર પરમાત્માએ ફરમાવેલ અવિચ્છિન્ન પરંપરાયે ચાલતી આવેલ વાર્ષિક શ્રીપર્વપંચમીને છોડી બહુમાનની વાંછાથી અપર્વ ચોથને દીવસે કારણુ સિવાય શ્રી પર્યુષણુ પર્વ કરતા નહિં; ચોમાશી પ્રતિક્રમણુ આગમના અનુસારે પૂર્ણિમા ( આષાઢ પૂર્ણિમા, કાર્તિક પૂર્ણિમા અને ફાલ્ગુણુ પૂર્ણિમા ) એ કરતા; પાક્ષિક પ્રતિક્રમણુ ચૌદશને દીવસે કરતા; કેશોનું લોચન કરતા પણુ મુંડન કરાવતા નહિં; આગારીને મંત્ર યંત્ર આપી લલચાવતા નાહ; દેવ દેવીઓનો અવર્ણવાદ ( જેમ કે—અવિરતિ, અપચ્ચખ્ખાણી, અધર્મી, વિષયાસક્તછે ઇત્યાદિક ) બોલતા નહિં; હમેશાં નવું કાંઈપણુ વાંચન, અધ્યયન અને પૂર્વાધિત જ્ઞાનની ચિંતનિકા—સ્મૃતિ—પુનરાવૃત્તિ કરતા; કોઈપણુ જાતની લાલચ રાખ્યા વિના ઉપદેશાદિ પરોપકારી કાર્યોમાં પરિશ્રમ કરતા; એક દેશમાં કે એક શહેરમાં અવશ્ય કારણુ સિવાય વિશેષ રહેતા નહિં; ઇત્યાદિક ગુણોને ધારણુ કરતા જ્ઞાન ધ્યાન સંયમ—આરાધનમાં નિમગ્ન થઈ ભૂતલપર પરોપકારાર્થે વિચરતા હતા. મહાભાગ્યશાળી મહાત્મા જ્યાં જ્યાં પધારતા ત્યાં ત્યાં આનંદ છવાઈ રહેતો હતો.

કચ્છ દેશના ભવ્ય જનોને પ્રતિબોધતા ગામાનુગામ વિચરતા

ભુજ ( રાજગાદીનું તખ્ત ) નગરના શ્રી જૈન શ્વેતામ્બર સંઘનો ચાતુર્માસ માટે અત્યન્ત આગ્રહ હોવાથી ત્યાં પધારી ગુરૂરાજે સર્વને આનંદિત કર્યા. ત્યાંના નગરશેઠ સાકરચંદભાઈ પાનાચંદ તથા વકીલ વસનજીભાઈ માનસિંહ તેમજ ત્યાંના દિવાન સાહેબ વિગેરે પ્રકૃતિ મંડળે ધર્મ પ્રભાવક, અદ્વિતીય ભારતના અલંકાર રૂપ જાણી વિ. સં. ૧૯૪૩ ના શ્રાવણ શુદમાં ત્યાં ગુરૂરાજને 'ભારતભૂષણ' નામનું બિરૂદ આપેલું હતું. શ્રી ગુરૂરાજે પોતાની અમૃતમય વાણીની વૃષ્ટિથી શ્રી જૈન ધર્મની સારી જાહોજહાલી પ્રગટાવી હતી, મક્ષુદાબાદ-અજિમગંજ નિવાસી રાવ બહાદૂર બાબુ સાહેબ ગણપતસિંહજી તથા રા. રા. બાબુ શ્રી બુદ્ધસિંહજી બહાદૂર ગુરૂરાજના દર્શનાર્થે આવેલા તેથી તેઓએ ગુરૂરાજની ભક્તિ નિમિત્તે કરેલ આનંદ મહોત્સવમાં ભાગ લેનાર તેમના પરમ સ્નેહી સદ્ગુણસંપન્ન નેક નામદાર દરબાર શ્રીમાન સૂરજમલ્લસિંહજીએ ગુરૂરાજની આનંદકારિણી દેશના શ્રવણ કરી. અને તેઓશ્રીને ઔદાર્ય, ધૈર્ય, ગાંભીર્ય, શાંત સ્વભાવના, સૌભાગ્ય નામકર્મતા, બ્રહ્મચર્ય તેજતા સ્વરૂપતાદિક ગુણોથી અલંકૃત જોઇને સં. ૧૯૪૮ ના ચૈત્ર શુદમાં પાટડી નગરમાં તેઓશ્રીને 'ભારતચંદ્ર'નું બિરૂદ આપી સ્વાત્માને આનંદિત બનાવ્યો હતો. તેઓ મહા પ્રતાપી, બાળ બ્રહ્મચારી, સિદ્ધાન્ત પારગામી, સંવેગ રંગરંગિતાત્મા હતા; તેમજ ષડ્દર્શનમાં પોતાના સહજ ગુણો અને વિદ્વત્તાથી પ્રસિદ્ધ થએલા પૂજ્ય શ્રીજી હતા, તેથી તેઓશ્રી પાસે અનેક મતાનુયાયીઓ આવીને પોતાની શંકાઓ પ્રકાશ કરતા. તેમને પૂજ્યપાદ શ્રીજી શાંત સ્વભાવથી એવો ઉત્તર આપતા કે જેથી તેઓના સંશયો જડમૂલથી નાશ પામતા અને માખણરૂપે

તરી આવેલું સત્યસ્વરૂપ જલ્દીથી સમજાતું, અને શાસ્ત્રકારોએ વર્ણવેલ. દુર્લભ સંત સમાગમનો અનુભવ થતો અને આવા પરોપકારી જ્ઞાની અનુભવી સંત વિરલાજ હોય છે' એવા શબ્દોથી સર્વત્ર તેઓ મુક્ત કંઠે પ્રશંસા કરતા, અને પોતાને થએલા સમાગમથી પોતાની જાતને ભાગ્યશાળી માનતા હતા.

પૂજ્યપાદ શ્રીજીના ગુણોનું વર્ણન કરતા ઘણા પુરૂષોને મેં (લેખકે) પોતેજ પ્રત્યક્ષ રીતે જોએલ છે અને તેઓની પાસેથી સાંભળેલું છે કે:–"સુવર્ણ અને સુગંધની માફક ઉત્તમ શ્રેણિના વિદ્વાન્ અને તેની સાથે અપૂર્વ એવા શાંતિ સુરૂપ કાંતિ આદિ ગુણોથી સહિત રાજયોગી સરખા ભવ્યદેદારવાળા, પુન્ય સ્વરૂપ, ધર્મ મૂર્તિ રૂપ આ મહાત્માના સરખા બીજા કોઇપણ મહાત્મા અન્ય દર્શનમાં પણ અમને જોવામાં આવેલા નથી."

ટુંકમાં જે ભવ્યાત્માઓએ પૂજ્યપાદ શ્રીજીનો પરિચય કર્યો હશે અને તેમની મધુરી દેશનાનો આસ્વાદ લીધો હશે તેઓજ તેઓશ્રીની રહેણી કહેણી, વિદ્વત્તા, ગભીરતા, દયાલુતા, શાંત્યાદિક ગુણોને જાણતા હશે. વળી તેમણે પોતાના ધર્મોપદેશથી જામનગરના મહારાજા જામસાહેબ વિભાજી બહાદુર, ધ્રાંગધ્રાના મહારાજા માનસિંહજી તેમના ભાયાત પ્રતાપસિંહજી તથા જાલમસિંહજી, બજાણાના દરબાર સાહેબ નશીબખાનજી, પાટડીના દરબાર સૂરજમલસિંહજી, લીંબડીના નામદાર મહારાજા શ્રી જશવંતસિંહજી બહાદુર, કચ્છ ભુજનું રાજમંડળ, મેવાડાધિપતિ ઉદયપુરના મહારાજા શ્રી ફત્તેસિંહજી બહાદુરના વૃદ્ધ ભ્રાતા શ્રીસુરતસિંહજી મહારાજ તથા જેશલમેરના મહારાજા, જોધપુરના કવિરાજ મહા મહોપાધ્યાય મુરારિદાન તેમજ ન્યાયવિશારદ શાસ્ત્રી

નારાયણુ દત્તજી, વ્યાકરાણુાચાર્ય વિદ્યાભૂષણુ પંડિત ભગવતીલાલજી, આશુકવિ શાસ્ત્રી નિત્યાનંદજી, શાસ્ત્રી હરિકૃષ્ણુજી, સાહિત્ય પંડિતજી ઉમાશંકરજી, શાસ્ત્રી મણીશંકરજી, રાજ વૈદ્ય પંડિત હેમરાજભાઈ આદિત્યરામ વિગેરેને જૈનધર્મ પ્રત્યે સારી લાગણી વાળા કર્યા હતા. જીર્ણોદ્ધારના ઉપદેશથી બીકાનેરના ભાંડાસરજીનું મ્હોટું દેરાસર, ખંભાતમાં નવપલ્લવજી, ચિંતામણીજી તથા આદિ નાથજીનું દેરાસર, અને વીરમગ્રામમાં શ્રી અજિતનાથ સ્વામીનું દેરાસર, ઇત્યાદિક દેરાસરના જીર્ણોદ્ધાર થયા. તેઓશ્રીના તીર્થ-યાત્રા કરવા સંબંધી ઉપદેશથી શ્રીસિદ્ધાચલજી, શ્રીગિરનારજી, શ્રીસંખેશ્વરજી, શ્રીભોયણીજી, શ્રીઆબુજી, શ્રીવરકાણાજી, શ્રીરાણકપુરજી, શ્રીકેશરીયાજી, શ્રીફલવર્દ્ધિપાર્શ્વનાથજી, જેશલમેરજી, ભદ્રેશરજી, ઘૃતકલ્લોલા પાર્શ્વનાથજી, કાવિગંધાર, નાની મ્હોટી પંચતીર્થિજી વિગેરે તીર્થોનાં સંઘ છ 'રી' પાળતા નીકલ્યા. તેઓશ્રીના પસાયથી ઘણા ભવ્ય જીવોએ તીર્થોનાં દર્શન કરી સમ્યકત્વ ગુણુની નિર્મલતા કરી. જીવદયાના ઉપદેશથી વીરમગામ, માંડલ, વિગેરે સ્થળોમાં પાંજરાપોળો થઈ, ધાર્મિક કેળવણીના ઉપદેશથી રાજનગરમાં શ્રી જૈન હઠીસીંગ સરસ્વતી સભા કચ્છ મોટી ખાખરમાં ભ્રાતૃચન્દ્રાભ્યુદય પાઠશાળા તથા કન્યાશાળા, ધ્રાંગધરામાં મુનિ શ્રી કુશલચન્દ્રગણિ વિદ્યાશાળા વિગેરે તેમજ કેટલેક સ્થળે પૌષધશાળા તથા ધર્મશાળા વિગેરે થયાં. વળી કચ્છમુદ્રામાં અસ્થીર પ્રતિમાને સ્થીર કર્યા સંબંધી, વીરમગામમાં દેરાસરજીની પ્રતિષ્ટા વખતે વૃષ્ટિ સંબંધી તેમજ અમદાવાદ, ખંભાત, વિકાનેર, યોધપુર, શિવગંજ વિગેરે સ્થળોમાં તેમના તપ તેજના ચમત્કાર લોકોને જાણુવામાં આવ્યા હતા. તેઓશ્રીએ

ગુજરાત, કચ્છ–કાઠિઆવાડ, ઝાલાવાડ, ગોઢવાડ, મારવાડ, મેવાડ વિગેરે દેશોમાં વિના નિશ્રાયે સ્વપરાક્રમથી વિચરી પરોપકારિણી દેશનાથી અનેક ભવ્યજીવોનો ઉદ્ધાર કર્યો હતો. ઘણે સ્થળે પડેલા તડ ટંટાઓને સચોટ ઉપદેશ આપી શાન્ત કર્યા. પાટણ, જેશલમેર, ખંભાત, વીકાનેર વિગેરેના જુના વખતના ભંડારો આ આચાર્ય શ્રી જોઈ સાંરી રીતે અનુભવ મેળવી પ્રવીણ થયા હતા. વિ. સં. ૧૯૬૭ ના વૈશાખ સુદ ૧૩ને બુધવારે શીવગંજ શહેરમાં ચતુર્વિધ શ્રીસંઘના અત્યંત આગ્રહથી તેઓશ્રી આચાર્યપદ તથા ભટ્ટારકપદ પામ્યા.

તેઓશ્રીએ ક્રિયાઉદ્ધાર કર્યા બાદ સર્વ મળીને જુદે જુદે સ્થાને ૩૫ ચાતુર્માસ કર્યા તે નીચે પ્રમાણે—

વિક્રમ સંવત ૧૯૩૭ ની સાલનું ચાતુર્માસ માંડલ, ૩૮ નું જામનગર, ૩૯ નું કોડાય, ૪૦ નું વીરમગામ, ૪૧ નું માંડલ, ૪૨ નું કોડાય, ૪૩ નું ભુજ, ૪૪ નું પાલી, ૪૫ નું બિકાનેર, ૪૬ નું પાટણ, ૪૭ નું જામનગર, ૪૮ નું માંડલ, ૪૯ નું અમદાવાદ, ૫૦ નું અમદાવાદ, ૫૧ નું ખંભાત, ૫૨ નું અમદાવાદ, ૫૩ નું મોટી ખાખર, ૫૪ નું સુથરી, ૫૫ નું અજાર, ૫૬ નું વીરમગામ, ૫૭ નું અમદાવાદ ૫૮ નું ખંભાત, ૫૯ નું વઢવાણ, ૬૦ નું વીરમગામ, ૬૧ નું અમદાવાદ, ૬૨ નું ખંભાત, ૬૩ નું અમદાવાદ, ૬૪ નું ઉદેપુર, ૬૫ નું જોધપુર, ૬૬ નું વીકાનેર, ૬૭ નું અમદાવાદ, ૬૮ નું માંડલ, ૬૯ નું ધ્રાંગધ્રા, ૭૦ નું અમદાવાદ, ૭૧ નું અમદાવાદ.

તેઓશ્રીયે આ ભવમાં ઘણાને ઉપકાર કરી ધર્મોપદેશ આપી જેને તેને સુખના ભાગી કર્યા, કિંતુ પૂર્વ ભવમાં ઉપાર્જિત કાંઇક

અશુભવેદનીના ઉદયથી પણ આત્મધર્મથી પરાંમુખ ન થતાં શા... પૂર્વક ભોગવતા વિ. સં. ૧૯૭૨ ના વૈશાખ વદ ૮ ને બુધવારનાં રાત્રે ૧૧। વાગે શુભધ્યાનથી ત્રણ દિવસના અણસણપૂર્વક રાજનગરમાં તેઓશ્રી સ્વર્ગવાસ થયા. તે સમયે આચાર્યશ્રીની વૈયાવચ્ચમાં તપસ્વી મુનિરાજ શ્રી જગતચંદ્રજી મહારાજ તથા મુનિશ્રી સાગરચંદ્રજી વિગેરેઓ સારી રીતે તત્પર રહ્યા હતા.

પરમપૂજ્ય શ્રીજીના અંત વખતે વંદનને માટે ખંભાત, વિરમગામ, માંડલ, ધ્રાંગધ્રા વિગેરેના શ્રીસંઘોને ખબર મલતા તરત આવેલા હતા, અને વિકાનેર, કલકત્તા, કચ્છ વિગેરે દૂર દેશના શ્રાવકો તે સમયે પહોચી શકયા ન હતા, મહોપકારી ધુરંધર ગુરૂરાજના વિરહથી ભવ્યાત્મ જીવોને મહોટો હૃદયમાં આઘાત થયો, કરૂણા સમુદ્ર વિશ્વોપકારસાગર ધર્મદાતા ધર્માચાર્ય સર્વતન્ત્ર સ્વતન્ત્ર ચાતુર્વિદ્ય વિશારદ વિદ્યાપીઠાદિ પ્રસ્થાન પંચકારાધક સમારાધિત સૂરિ મન્ત્ર સંપ્રાપ્તગચ્છેશપદવી યુગપ્રવર અતિશય દેશના પ્રભાવક અમેયમહિમા-નિધાન ભારતભૂષણ જગતવિભૂષણ પૂજ્યપાદ ભટ્ટારક શ્રીસૂરીશ્વરજી અદૃશ્ય થઈ ગયા. અહો! હવે તે શ્રીજીના દર્શન આપણને દુર્લભ થયા. શ્રીજી મહારાજના સ્વર્ગવાસની ખબર મળતાં ઘણે ઠેકાણે હડતાલો અને પાખીઓ પડી, બજારો બંધ થયા, દેવવંદનાદિક કરી શ્રી જિનાલયોમાં અઠ્ઠાઈ મહોત્સવો શરૂ થયા, જીવદયા-પ્રાણી રક્ષાના પ્રયત્નો થયા, તેઓશ્રીના અપૂર્વ ગુણો સર્વત્ર સુજ્ઞજનોને યાદ આવ્યા.

यतः—श्रीमत्पर्वतनायकार्बुदगिरिप्रान्तप्रदेशस्थित—
वङ्ग्रामनिवासिनो गुणिवरादौदीच्यवीप्रात्सतः ॥

जन्मप्रापदसौ स्वमातृ–विजयाकुक्षौ सुपुण्ये दिने,

भाईचन्द इति प्रथां च धृतवांश्चद्रोपमांगद्युतेः ॥ १ ॥

सूरीन्द्रं भ्रातृचंद्राख्यं, दिव्यं स्याद्वादवादिनम् ॥

पदस्थं नयनिष्णातं, वन्दे श्रीमुक्तिनंदनम् ॥ २ ॥

श्रीमद्विद्यावतंसाः शमदमसहिता बालभावाद्विरक्ता,

ज्ञानाभ्यासे प्रवृत्ता निखिलजनमनोहर्षदाः स्वैर्गुणौघैः॥

मध्यस्था मान्यवाक्या दलितमदबला भ्रातृचन्द्राभिधाना–

स्तारुण्ये तीर्णमोहा निरुपमचरिताः सूरिराजा जयन्तु॥३॥

अनेकगुणगणशोभित–सूरीश्वरश्रीभ्रातृचन्द्रगुरुम् ॥

सदा शुभाशयेनाह–मंघ्रिसरोजं तस्य वन्दे ॥ ४ ॥

श्रीमन्नागपुरीयकाह्वयतपागच्छेशविद्यानिधि–

धैर्ये स्वर्णगिरेः समो हि भगवान् सिद्धान्त रत्नाकरः ॥

कारुण्यादिगुणान्वितो गुरुवरः पूज्यो महान् योऽभवत् ॥

तं सूरीश्वरमुत्तमं गणधरं श्रीभ्रातृचन्द्रं स्तुवे ॥ ५ ॥

येन ज्ञानप्रदीपेन, निरस्याभ्यंतरं तमः ॥

ममात्मा निर्मली चक्रे; तस्मै श्रीगुरवे नमः ॥ ६ ॥

परमपदमवाप्तुं सेवनीयो गुरुर्हि

सकलगुणविधायी सौख्यमार्गप्रदायी ।

अनवरतविरीति (प्रणालि) विंद्यते शाश्वतीयं

गुरुपदकजसेवां भाग्यहीना न यान्ति ॥७॥

लि० मुनि सागरचन्द्र.



# श्री सूरीश्वर स्तवन.

હરિગીત છંદ.

શ્રી પાર્શ્વચંદ્ર સૂરીંદ નાગપુરીંદ તપગણ નભમણી,
તસપટ પરંપર ગણ ધુરંધર હેમચંદ્રસૂરિ ગુણી;
નિર્ગ્રંથ ગુરૂ તસ પાટ રાજે આજ ગાજે મુનિવરા,
ભવિ ભક્તિભાવે નમો નિશદિન ભ્રાતૃચંદ્ર સૂરીશ્વરા. ૧
છે શાંત દાંત મહંત કિરિયાપાત્ર સમતાસાગરૂ,
પંડિત પ્રવર વિદ્વાન્ બુદ્ધિનિધાન વિદ્યાઆગરૂ;
અઘઓઘવારક મહાપ્રભાવક ધર્મધોરી ધુરંધરા,
ભવિ ભક્તિભાવે નમો નિશદિન ભ્રાતૃચંદ્ર સૂરીશ્વરા. ૨
છે ભવ્ય આકૃતિ ધર્મ મૂર્તિ પ્રભુ તુલ્ય મનોવૃતી,
તપ તેજ દીપે કદિ ન છીપે ભાગ્યની ચઢતી રતી;
વળિ શરદશશિ સમ સૌમ્ય કાંતિ શાંતિવાન્ શુભંકરા,
ભવિ ભક્તિભાવે નમો નિશદિન ભ્રાતૃચંદ્ર સૂરીશ્વરા. ૩
ગુરૂ ગચ્છનાયક જ્ઞાનદાયક સંઘમાં લાયક મુદા,
ગતરાગ રોષ ન દોષ જરિએ તોષ સુખ દુઃખમાં સદા,
છત્રીસ ગુણગણ યુક્ત સૂરીશ્વર ચરણ ગુણથી અલંકર્યા,
ભવિ ભક્તિભાવે નમો નિશદિન ભ્રાતૃચંદ્ર સૂરીશ્વરા. ૪
જિનભાણ અસ્ત થતાં સૂરીશ્વર જ્ઞાનદીપ પ્રકાશતા;
મિથ્યાંધકાર વિકાર ટાળી ભવિકજન પ્રતિબોધતા;
શુભ છંદ સાકળચંદ કહે પાવન કરી ભારતધરા,
ભવિ ભક્તિભાવે નમો નિશદિન ભ્રાતૃચંદ્ર સૂરીશ્વરા. ૫



# પીસ્તાલીસ આગમનાં નામ.

### અગીઆર અંગનાં નામ.

નં. શ્લોક સંખ્યા.

૧ શ્રી આચારાંગ સૂત્ર ૨૫૦૦
૨ શ્રી સૂયગડાંગ સૂત્ર ૨૦૦૦
૩ શ્રી ઠાણાંગ સૂત્ર ...૩૭૬૦
૪ શ્રી સમવાયાંગ સૂત્ર૧૬૬૭
૫ શ્રીભગવતી સૂત્ર ૧૫૭[illegible]૦
૬ શ્રી જ્ઞાતા સૂત્ર ...૬૦૦૦
૭ શ્રીઉપાસગદશાંગસૂત્ર ૮૧૨
૮ શ્રી અંતગડ સૂત્ર ...૮૦૯
૯ શ્રીઅણુત્તરોવવાઈસૂત્ર ૧૯૨
૧૦ શ્રીપ્રશ્ન વ્યાકરણ સૂત્ર૧૨૫૦
૧૧ શ્રી વિપાક સૂત્ર ...૧૨૧૬

### બાર ઉપાંગનાં નામ.

૧૨ શ્રી ઉવવાઈ સૂત્ર ...૧૫૦૦
૧૩ શ્રી રાયપસેણી સૂત્ર ૨૦૭૮
૧૪ શ્રીજીવાભિગમ સૂત્ર ૪૭૦૦
૧૫ શ્રી પન્નવણા સૂત્ર ૭૭૮૭
૧૬શ્રીજંબુદ્દીવપનત્તિસૂત્ર૪૧૪૬
૧૭ શ્રીચંદપન્નત્તિ સૂત્ર ૨૨૦૦
૧૮ શ્રીસૂરપન્નતિ સૂત્ર ૨૨૦૦
૯૧ શ્રીનિરયાવલી સૂત્ર
૨૦ શ્રી પુષ્પચૂલિકા સૂત્ર
૨૧ શ્રી કલ્પવતંસક સૂત્ર } ૧૧૦૯
૨૨ શ્રી પુષ્પવતંસક સૂત્ર
૨૩ શ્રી વન્હિદસા સૂત્ર

### દશ પયન્નાનાં નામ.

નં. શ્લોક-સંખ્યા.

૨૪ શ્રી ચઉસરણ સૂત્ર ...૬૩
૨૫ શ્રી સંથારા સૂત્ર ... ૨૨
૨૬ શ્રી ભત્તપઈના સૂત્ર ૧૭૨
૨૭ શ્રીચંદાવીજયં સૂત્ર ૩૧૦
૨૮ શ્રી મરણવિભત્તિસૂત્ર ૭૨૦
૨૯ શ્રી ગણિવિજ્ઞા સૂત્ર ૧૦૦
૩૦ શ્રી તંદુલવિયાલી સૂત્ર૪૦૦
૩૧ શ્રી દેવેંદ્ર સૂત્ર ...[illegible]૦૦
૩૨શ્રીઆઉરપચ્ચખાણશૂત્ર ૮૪
૩૩શ્રીમહાપચ્ચખાણ સૂત્ર ૧૩૪

### છ છેદનાં નામ.

૩૪ શ્રી વ્યવહાર સૂત્ર ...૬૦૦
૩૫ શ્રીનિસીથ સૂત્ર ...૮૧૫
૩૬ શ્રીમહાનિસીથસૂત્ર ૪૫૦૦
૩૭ શ્રીપંચકલ્પસૂત્ર ...૧૧૩૩
૩૮ શ્રીદસાશ્રુતસ્કંધસૂત્ર૧૮૦૦
૩૯ શ્રી વૃતકલ્પ સૂત્ર...૪૭૩

### ચાર મૂલ સૂત્ર

૪૦ શ્રીદશવૈકાલિક સૂત્ર ૭૦૦
૪૧ શ્રી ઓઘ સૂત્ર ...૮૦૦
૪૨ શ્રી આવશ્યક સૂત્ર...૧૨૫
૪૩ શ્રીઉત્તરાધ્યયનસૂત્ર ૨૦૦૦

### બે ચૂલિકા.

૪૪ શ્રી નંદી સૂત્ર ...૭૦૦
૪૫ અનુયોગદ્વાર સૂત્ર...૧૮૯૯

પીસ્તાલીસઆગમનાંનામસંપૂર્ણ

## અથ સૂતક વિચાર લીખ્યતે.

જેહને ઘરે જન્મ થાયે તેહને ૧૦દિન પુત્ર જન્મ થુયે સુતક, દિન ૧૧ પુત્રી જન્મનો સુતક જાણવો, મૃત્યુ ઘરનો—સુતક દિન ૧૨નો તે ઘરનો આહાર સાધુ લિયે નહી, તે ઘરની અગ્નિ તથા જલથી જિન પૂજા ન સુઝે એટલે થાયે નહી, એમ નિસીથચૂર્ણિમાં કહ્યું છે; નિસીથમાં ૧૬મા ઉદ્દેશામાં, જન્મ તથા મરણનો ઘર દુગંછનીક જાણવો; વલી વ્યવહારભાષ્યમાં મલયગિરિજી કૃત ટીકામાં કહ્યો છે; જન્મનો સુતક જન્મથી દિન ૧૦ તાંઈ, વળી વિચારસાર પ્રકરણમેં કહ્યો છે; પ્રસુતા સ્ત્રી એકમાસ સુધી પ્રતિમાદિકનુ દર્શન કરે નહી; દિન ૪૦ તાંઈ જિન પૂજા કરે નહી; સાધુને ન વોહરાવે; જેહને ઘર-મેં જન્મ તથા મરણનો સુતક થાયે તેહના ઘરના જીમણવાલા ૧૨ દિન લગે જિન પૂજા ન કરે; મૃતકને અડકનહારા ૧૬ પોહોર લગેં પડિકમણાદિ કરે નહિ; મૃતક કલેવરને કાંધ દેણહાર ૨૪ પોહોર લગેં પડિકમણાદિ ન કરે; વેસના પાલટણહારા ૮ પોહોર સુતક ટાલે પછે પડિકમણાદિ કરે; બીજા ગ્રંથાંતર કહ્યો; જન્મનો સુતક ૧૦ દિન જન્મના સ્થાને માસ ૧નો સુતક; ઘરના ગોત્રીને દિન ૫ નો સુતક ટાલે; જન્મ હૂઓ તે દિનહીજ મરે તથા દેશાંતરે મરે; સન્યાસી મરે, અનોરો કોઈ મરે તો દિન ૧ તથા તીનનો સુતક; આઠ વર-સથી નાના બાલક તેહનો દિન ૮ નો સુતક; એમ જન્મ મરણનો સુતક ગ્રંથથી જાણવો; વિચારસાર પ્રકરણમેં ઋતુવંતી સ્ત્રી ૩ દિન લગે તો ભાંડાદિકને ન છુહે; દિન ૪ પછે પ્રતિક્રમણાદિક કરે; તપ-સ્યા કરે તે લેખે લાગે; દિન ૫ પછે જિનપૂજા કરે; અને જો સ્ત્રીને રોગાદિકને કારણથી ૩ દિન ૨૪ પોહોર ઉલંઘ્યા પછે વલી રૂધીર દેખવામાં આવે તો તેહનો દોષ નહિ; વિવેકે કરી પવિત્ર થઈ પ્ર-તિમાદિક જિન દર્શન અથ પૂજાદિક કરે; મુનિરાજને પડિલાભે; જિન પ્રતિમાની અંગ પૂજા ન કરે, એમ ચર્ચરી ગ્રંથમેં કહ્યોછે. ઇતિ

# અનુક્રમણિકા.

# પ્રતિક્રમણની શુદ્ધિ પત્રિકા.

| પાનું. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ |
|---|---|---|---|
| ૩૩ | ૧૦ | સામાયક | સામાયિક |
| ૬૧ | ૪ | શ્રીશ્રેયાસ | શ્રીશ્રેયાંસ |
| ૬૨ | ૧૪ | નમીનાથે | નમિનાથે |
| ૭૩ | ૧૭ | અકલપ | અકલ્પ |
| ૭૬ | ૯ | દરશાન | દર્શન |
| ૭૭ | ૧૨ | સ્થિરીકરણું | સ્થિરીકરણું |
| ૭૮ | ૨ | દરશાનની | દર્શનની |
| ૭૮ | ૧૩ | કરા | કરી |
| ૯૦ | ૨ | ષટકાય | ષટ્કાય |
| ૯૦ | ૪ | રક ધાવતા | રંધાવતા |
| ૯૦ | ૧૫ | જીુણવ્રતા | ગુણવ્રત |
| ૯૫ | ૪ | વરતલતા | વસ્તુલેતા |
| ૧૦૫ | ૧૬ | સથારાને | સંથારાને |
| ૧૧૨ | ૧૨ | શીઘ્ર | શિઘ્ર |
| ૧૧૨ | ૧૪ | શ્રા=ક | શ્રાવક |
| ૧૧૨ | ૩ | નિમિત્ત | નિમિત્તે |
| ૧૨૨ | ૨૪ | વહરસ | વહસ્સ |
| ૧૨૭ | ૫ | ચક્રવત્તી | ચક્રવર્ત્તી |
| ૧૩૩ | ૧૪ | લોક લિરૂધ | લોક વિરૂદ્ધ |
| ૧૩૫ | ૧ | ધમ્મણિા | ધમ્મણિાં |
| ૧૩૬ | ૧૪ | ચણધર | ગણધર |
| ૧૩૬ | ૧૪ | સાભાગ્ય | સોભાગ્ય |

| | | | |
|---|---|---|---|
| ૧૪૦ | ૮ | પાપ | પાસ |
| ૧૪૦ | ૧૧ | એવ | એવા |
| ૧૪૧ | ૧૩ | ઊધ્વં | ઊર્ધ્વં |
| ૧૪૬ | ૧૫ | જિનચદ્ર | જિનચંદ્ર |
| ૧૫૧ | ૧૬ | ૭-૮ | ૮-૯ |
| ૧૬૨ | ૧૧ | સશ્વસવિ | સવ્વસવિ |
| ૧૬૨ | ૧૨ | ઇચ્છામી | ઇચ્છામિ |
| ૧૬૬ | ૭ | જોઉ | જોડ |
| ૧૬૯ | ૧૫ | ગાતમ | ગૌતમ |
| ૧૬૯ | ૧૭ | ગાતમ | ગૌતમ |
| ૧૭૨ | ૨ | અપુર્વ | અપૂર્વ |
| ૧૭૪ | ૬ | દ્રીપ | દ્વિપ |
| ૧૭૬ | ૭ | ભગભત | ભગવત |
| ૧૭૭ | ૧૧ | તિહા | તિહાં |
| ૧૮૧ | ૧૩ | ઇત્થા | ઇચ્છા |
| ૧૮૨ | ૪ | અન્નચ્છ | અન્નત્થ |
| ૧૮૨ | ૯ | ઇત્થં | ઇચ્છં |
| ૧૮૩ | ૪ | ઇત્થા | ઇચ્છા |
| ૧૮૩ | ૧૫ | અન્નચ્છ | અન્નત્થ |
| ૧૮૪ | ૫ | બેહિનાં | હેહિનાં |
| ૧૮૪ | ૧૮ | તિચ્છ | તિત્થ |
| ૧૮૭ | ૧૩ | માગજિર | માગશિર |
| ૧૯૦ | ૬ | સમેપં | સમેતં |
| ૧૯૦ | ૮ | કેલલ | કેવલ |
| १९३ | ३ | जगदिश्वरं | जगदीश्वरं |
| १९३ | ६ | जंतुना | जंतूना |

| | | | |
|---|---|---|---|
| ૧૯૩ | ૯ | મેઘમાન | મેઘ સમાન |
| १९३ | १४ | बसवश्च | बसत्रश्च |
| १९३ | १९ | प्राणी | प्राणि |
| १९४ | १० | तंनतं | तैर्नतं |
| १९५ | ११ | अमत्याखानि | अमत्याख्यानि |
| १९५ | ११ | मत्याखानि | मत्याख्यानि |
| १९५ | १४ | मुख्यो | मुख्यो |
| १९६ | ३ | बन्दनं | बन्दनं |
| ૧૯૬ | ૧૭ | દેવાથી | દેવોથી |
| १९७ | ४ | सान्त | सन्ति |
| १९८ | १० | तेऽनताः | तेऽनंताः |
| १९९ | १९ | स्तुलोस्तुलोपासते | स्तुलास्तुवोपासते |
| ૨૦૦ | ૮ | દશનીઓ | દર્શનીઓ |
| २०१ | ५ | हृदयानि | हृदयानि |
| २०१ | ८ | दुरोत्सारितं | दूरोत्सारितं |
| ૨૦૩ | ૫ | લાકમાં | લોકમાં |
| २०६ | ५ | गृह्णाती | गृह्णाति |
| २०६ | १३ | दोशतवः | दोष लवः |
| २०८ | १३ | कंपाका | कंपांका |
| २०८ | १५ | सौम्यगणता | सौम्यगुणता |
| २१० | १७ | शौंडीरं | शौंडीरं |
| २१४ | १३ | तान | तानि |

| | | | |
|---|---|---|---|
| २१६ | ७ | शास्त्रे | शास्त्रे |
| २१७ | १० | पंचागं | पंचांगं |
| २२३ | १० | અત્યન્ન | અત્યન્ત |
| २२४ | १७ | અત્યન્ન | અત્યન્ત |
| २२६ | १३ | किमं वरेण | किमं वरेण |
| २३० | १८ | ભચાર્થ | ભાવાર્થ |
| २३१ | ३ | द्ययोत | द्योत |
| २३१ | ८ | द्ययुमणि | द्युमणि |
| २३४ | १ | आवार्य | आचार्य |
| २३४ | ५ | दवसीय | दवसीयो |
| २३५ | १६ | आठ | आठे |
| २३९ | १४ | उवस[illegible] | उवसग्ग |
| २५१ | ७ | इगालि | इंगालि |
| २७५ | १३ | पम्मरसण्ह | पम्मरसन्[illegible] |
| ३०० | १ | उत्तम तज | उत्तम तेज |
| ३०१ | २० | संते | संति |
| ३०२ | १ | वृन्प | वृन्द |
| ३१० | ७ | समणसंथ | समणसंघ |
| ३१२ | १४ | बरविमाण | वरविमाण |
| ३१३ | ८ | सुर संथा | सुर संघा |
| ३१८ | १ | तयाम | तटाभिः |
| ३२३ | ८ | धंटि आर्हि | घंटि आ[illegible] |

| | | | |
|---|---|---|---|
| ३३७ | १ | पछा | पछी |
| ३३७ | ३ | पछा | पछी |
| ३३७ | ३ | लागस्स | लोगस्स |
| ૩૪૮ | | પંદરમી લીટી પછી આટલું વધારે સમજવું. પછી પાંચ ગાથાની અર્હંદેવોની સજ્ઝાય કરવી. ઈતિ પચ્ચખ્ખાણ પારવાની વિધિ, | |
| ६५० | १४ | ऊच्चार | उच्चारे |
| ३५२ | १ | खमासमणणं | खमासमणाणं |



## અથ શ્રી હાલ મહાવિદેહ ક્ષેત્રમાં વીસ ભગવાન વિચરે છે તેમનાં નામ.

૧ શ્રી મંધરસ્વામી.
૨ શ્રી યુગમંધરસ્વામી.
૩ શ્રી બાહુસ્વામી.
૪ શ્રી સુબાહુ.
૫ શ્રી સુજાત.
૬ શ્રી સ્વયંપ્રભ.
૭ શ્રી રિસભાનન
૮ શ્રી અનંતવીર્ય.
૯ શ્રી સુરપ્રભ.
૧૦ શ્રી વિશાલ.
૧૧ શ્રી વજ્રધર.
૧૨ શ્રી ચંદ્રાનન.
૧૩ શ્રી ચંદ્રબાહુ
૧૪ શ્રી ભૂજંગમ
૧૫ શ્રી ઇશ્વિરનાથ.
૧૬ શ્રી નેમીપ્રભુ.
૧૭ શ્રી વીરસેન.
૧૮ શ્રી મહાભદ્ર.
૧૯ શ્રી દેવયસ.
૨૦ શ્રી અનંતનીર્ય.

---

## શ્રી મહાવીરસ્વામીના અગિઆર ગણધરનાં નામ.

૧ શ્રી ઇંદ્રભૂતિજી.
૨ શ્રી અગ્નિભૂતિજી.
૩ શ્રી વાયુભૂતિજી.
૪ શ્રી વ્યક્તજી.
૫ શ્રી સુધર્માસ્વામી.
૬ શ્રી મંડિતજી.
૭ શ્રી મૌર્યપુત્રજી.
૮ અકંપિત્તજી.
૯ શ્રી અચળભ્રાતાજી.
૧૦ શ્રી મેતાર્યજી.
૧૧ શ્રી પ્રભાસજી.

॥ ॐ ह्रीं श्रीं पार्श्वनाथाय नमः ॥

# ॥ श्री प्रतिक्रमण सूत्र ॥

॥ आचार्य श्रीभ्रातृचन्द्रसूरीश्वर सद्गुरुभ्यो नमः ॥

## ॥ *अथ नवकार पंचमंगलरूप मंत्र ॥

नमोऽर्हद्भ्यः नमः सिद्धेभ्यः ।

**नमो अरिहंताणं नमो सिद्धाणं ।**

નમસ્કાર હો અરિહંતાને, નમસ્કાર હો સિદ્ધોને,

* કેવળજ્ઞાન પામીને ભવ્યજીવોને બોધ દેતા અગર બોધદેવાને વિચરતા તીર્થંકર મહારાજા તે શ્રી **અરિહંત** તેમના બાર ગુણ આ પ્રમાણેઃ—

૧ **અશોકવૃક્ષ**—જ્યાં ભગવંતનું સમવસરણ રચાય ત્યાં ભગવંતના દેહથી બાર ગુણ આસોપાલવનું વૃક્ષ દેવતા રચે છે, જેના નીચે બેસી ભગવંત ધર્મોપદેશ આપે છે તે.

૨ **સુરપુષ્પવૃષ્ટિ**—એક યોજન પ્રમાણ સમવસરણ ભૂમિમાં જળ સ્થળમાં ઉત્પન્ન થયેલા સુગંધી પંચવર્ણા ફુલોની વૃષ્ટિ ઢીંચણ પ્રમાણ દેવતા કરે છે તે.

૩ **દિવ્ય ધ્વની**—ભગવંતની વાણીને માલવકોશ રાગ, વીણા, વાંસળી, આદિકના સ્વરવડે દેવતા પૂરે તે.

૪ **ચામર**—રત્નજડિત સુવર્ણની દાંડીવાળા ચાર જોડી શ્વેત ચામરો સમવસરણમાં દેવતાઓ ભગવંતને વીંઝે તે.

| नम आचार्येभ्यः | नम उपाध्यायेभ्यः । |
|---|---|
| **नमो आयरियाणं** | **नमो उवज्झायाणं ।** |
| **નમસ્કાર હો આચાર્યોને,** | **નમસ્કાર હો ઉપાધ્યાયોને,** |

૫ **આસન**—ભગવંતને બેસવાને રત્નજડિત સુવર્ણમય સિંહાસન દેવતાઓ સમવસરણમાં રચે છે તે.

૬ **ભામંડળ**—ભગવંતના મસ્તકની પાછળ શરદ્દઋતુના સૂર્યના કિરણ જેવું ઉગ્ર તેજવાળું ભામંડળ (તેજનું માંડલું) દેવતા રચે છે તે. ભગવંતના તેજને પોતાના તેજમાં સંહરી લે છે તે ન હોય તો ભગવંતના મુખ સામું જોઇ શકાય નહિ.

૭ **દુંદુભિ**—ભગવંતના સમવસરણ વખતે દેવતાઓ દેવદુંદુભિ વિગેરે વાજીંત્રો વગાડે છે તે. એ એમ સુચવે છે કે હે ભવ્યો ! તમે શીવપુરના સથવારા તુલ્ય આ ભગવંતને સેવો.

૮ **છત્ર**—સમવસરણમાં ભગવંતના મસ્તક ઉપર ઉપરાઉપર શરદ્દ ઋતુના ચંદ્રતુલ્ય ઉજ્વલ અને મોતીના હારોએ સુશોભિત ત્રણ ત્રણ છત્રો દેવતાઓ રચે છે તે. ભગવંત સમવસરણમાં પૂર્વાભિમુખે બેસે છે અને બીજી ત્રણ દિશાઓમાં ભગવંતના જેવા પ્રતિબિંબો દેવતાઓ સ્થાપે છે, તેથી બાર છત્ર સમવસરણમાં હોય. એ એમ સુચવે છે કે ત્રણ ભુવનના સ્વામિ એવા આ ભગવંતને તમે ભવ્યો સેવો ?

અતિશય એટલે ઉત્કૃષ્ટતા. વિશિષ્ટ ચમત્કારવાળો ગુણ. આ મુળ ચાર છે.

૧ **અપાયાપગમાતિશય**—( અપાય—ઉપદ્રવ અને—અપગમ—નાશ ) આ બે પ્રકારનાં છે. સ્વાશ્રયી, તથા પરાશ્રયી, તેમાં.

(૧)—સ્વાશ્રયી—એટલે પોતાના સંબંધમાં અપાય એટલે ઉપદ્રવનો દ્રવ્યથી અને ભાવથી નાશ કર્યો છે તે.

**દ્રવ્ય ઉપદ્રવ**—સર્વ રોગો. આ પોતાને ક્ષય થઇ ગયા હોય છે.

**नमो लोके सर्वसाधुभ्यः**

# नमो लोए सव्वसाहूणं ।

**નમસ્કાર હો લોકમાં સર્વ સાધુઓને,**

---

**ભાવ ઉપદ્રવ**—અંતરંગ એવાં અઢાર દુષણ. આ અઢાર નીચે પ્રમાણે.

(૧) દાનાંતરાય, (૨) લાભાંતરાય, (૩) વીર્યાંતરાય, (૪) ભોગાંતરાય, (૫) ઉપભોગાંતરાય, (૬) હાસ્ય, (૭) રતિ, (૮) અરતિ, (૯) ભય, (૧૦) શોક, (૧૧) જુગુપ્સા–નિંદા, (૧૨) કામ, (૧૩) મિથ્યાત્વ, (૧૪) અજ્ઞાન, (૧૫) નિદ્રા, ૧૬ અવિરતિ, (૧૭) રાગ, (૧૮) દ્વેષ.

આ રીતે સ્વાશ્રયી અપાયાપગમાતિશય.

(૨)—પરાશ્રયી અપાયાપગમ અતિશય—કે જેનાથી પારકાના ઉપદ્રવ નાશ પામે, એટલે જ્યાં ભગવાન્ વિચરે, ત્યાં દરેક દિશામાં મળીને સવાસો જોજન સુધીમાં પ્રાયઃ રોગ, મરકી, વૈર, અતિવૃષ્ટિ, દુકાળ આદિ થાય નહિ.

૨ **જ્ઞાનાતિશય**—જેનાથી ભગવાન્ લોકાલોકનું સ્વરૂપ સર્વ પ્રકારે જાણે છે તે, કારણ કે તેમને કેવળજ્ઞાન છે તેથી કાંઇ પણ તેમને અજ્ઞાત રહી શકતું નથી.

૩ **પૂજાતિશય**—જેનાથી શ્રી તીર્થંકર સર્વને પૂજ્ય છે એટલે ભગવંતની પૂજા રાજા, બળદેવાદિ, દેવતા–ઈંદ્રઆદિ કરે છે અગર કરવાની અભિલાષા કરે છે તે.

૪ **વચનાતિશય**—જેનાથી શ્રી તીર્થંકરની વાણી દેવ, મનુષ્ય અને તીર્યંચને પોતપોતાની ભાષામાં સમજાય છે તે. કારણ કે તેમની વાણી સંસ્કારાદિક ગુણવાળી છે. આ વાણી ૩૫ ગુણે સહિત છે. તે ગુણો નીચે પ્રમાણેઃ—

૧ સર્વ ઠેકાણે સમજાય તેવી. ૨ યોજન પ્રમાણ સંભળાય તેવી. ૩ પ્રૌઢ. ૪ મેઘ જેવી ગંભીર. ૫ શબ્દવડે સ્પષ્ટ. ૬ સંતોષકારક. ૭ દરેક

एष पंचनमस्कारः सर्वपापप्रणाशनः

एसो पंचनमुक्कारो । सव्वपावप्पणासणो

એ પાંચેને કરેલો નમસ્કાર સર્વ પાપને સર્વથા નાશ કરનારછે.

---

મનુષ્ય એમ જાણે જે મનેજ કહે છે એવી. ૮ પુષ્ટ અર્થવાળી. ૯ પૂર્વાપર વિરોધરહિત. ૧૦ મહા પુરૂષને છાજે એવી. ૧૧ સંદેહ વગરની. ૧૨ દૂષણરહિત અર્થવાળી. ૧૩ કઠણ વિષયને સહેલો કરે એવી. ૧૪ જ્યાં જેવું શોભે તેવું બોલાય એવી. ૧૫ ષડ્ દ્રવ્ય અને નવતત્ત્વને પુષ્ટ કરે એવી. ૧૬ પ્રયોજન સહિત. ૧૭ પદ રચના સહિત. ૧૮ છ દ્રવ્ય નવતત્ત્વે પટુતા સહિત. ૧૯ મધુર. ૨૦ પારકો મર્મ જણાઈ ન આવે એવી ચતુરાઈવાળી, ૨૧ ધર્મ-અર્થ પ્રતિબદ્ધ. ૨૨ દીપ સમાન પ્રકાશ અર્થ સહિત. ૨૩ પરનિંદા અને પોતાનાં વખાણ વગરની. ૨૪ કર્ત્તા, કર્મ, ક્રિયા, કાળ, વિભક્તિ સહિત. ૨૫ આશ્ચર્યકારી. ૨૬ વક્તા સર્વગુણસંપન્ન છે એવું જેમાં લાગે તેવી. ૨૭ ધૈર્યવાળી. ૨૮ વિલંબરહિત. ૨૯ ભ્રાંતિરહિત. ૩૦ સર્વ પોતાની ભાષા સમજે. ૩૧ શિષ્ટ બુદ્ધિ ઉપજાવે એવી. ૩૨ પદના અર્થને અનેકપણે વિશેષ આરોપણ કરી બોલે તેવી. ૩૩ અસાહસિકપણે બોલે એવી. ૩૪ પુનરૂક્તિદોષ વગરની. ૩૫ સાંભળનારને ખેદ ન ઉપજે એવી.

આઠ પ્રાતિહાર્યના આઠ અને ચાર મૂળ અતિશયના ચાર મળી કુલ ૧૨ ગુણ અરિહંત ભગવાનના જાણવા.

આઠ કર્મનો ક્ષય કરીને સાધ્યું છે મોક્ષપદ જેણે તે સિદ્ધ ભગવાનના આઠ ગુણ છે તે આ પ્રમાણેઃ—

૧ **અનંત જ્ઞાન**—જ્ઞાનાવરણીય કર્મનો ક્ષય થવાથી આ ગુણ પ્રાપ્ત થાય છે. આથી લોકાલોકના સ્વરૂપને સમસ્ત પ્રકારે જાણે છે.

૨ **અનંત દર્શન**—દર્શનાવરણીય કર્મનો ક્ષય થવાથી આ ગુણ પ્રાપ્ત થાય છે. આથી લોકાલોકના સ્વરૂપને સમસ્ત પ્રકારે દેખે છે.

मंगलानां च सर्वेषां । प्रथमं भवति मंगलम् ॥
**मंगलाणं च सव्वेसिं । पढमं हवइ मंगलं ॥ १ ॥**
મંગલોમાં અને સર્વમાં પેહેલું હોય છે મંગલ.

---

૩ અવ્યાબાધ સુખ—વેદનીય કર્મનો ક્ષય થવાથી સર્વ પ્રકારની પીડારહિત—નિરૂપાધિકપણું પ્રાપ્ત થાય છે.

૪ અનંત ચારિત્ર—મોહનીય કર્મનો ક્ષય થવાથી આ ગુણ પ્રાપ્ત થાય છે. આમાં ક્ષાયક સમ્યક્ત્વ અને ચારિત્રનો સમાવેશ થાય છે. આથી સિદ્ધ ભગવાન સ્વસ્વભાવમાં સદા અવસ્થિત રહે છે.

૫ અક્ષયસ્થિતિ—આયુઃ કર્મનો ક્ષય થવાથી નાશ નહિ થાય એવી અનંત સ્થિતિ પ્રાપ્ત થાય છે. સિદ્ધની સ્થિતિ આદિ છે પણ અંત નથી તેથી સાદિ અનંત કહેવાય છે.

૬ અરૂપીપણું—નામ કર્મનો ક્ષય થવાથી વર્ણ, ગંધ, રસ અને સ્પર્શરહિત થાય છે કેમકે શરીર હોય તો એ ગુણો રહે છે પણ સિદ્ધને શરીર નથી. તેથી અરૂપીપણું પ્રાપ્ત થાય છે.

૭ અગુરૂલઘુ—ગોત્ર કર્મનો ક્ષય થવાથી આ ગુણ પ્રાપ્ત થાય છે. તેથી ભારે હળવો અથવા ઉંચ નીચપણાનો વ્યવહાર રહેતો નથી.

૮ અનંતવીર્ય—અંતરાય કર્મનો ક્ષય થવાથી અનંત દાન, અનંત લાભ, અનંત ભોગ, અનંત ઉપભોગ અને અનંત વીર્ય—શક્તિ પ્રાપ્ત થાય છે—સમસ્ત લોકને અલોક અને અલોકને લોક કરી શકે તેવી શક્તિ સ્વાભાવિક સિદ્ધમાં રહેલ છે; છતાં તેવું વીર્ય કદી ફોરવતા નથી અને ફોરવશે નહિ કેમકે પુદ્ગલ સાથેની પ્રવૃત્તિ એ તેમનો ધર્મ નથી. એ ગુણથી—પોતાના આત્મિક ગુણોને છે તેવાને તેવા રૂપે ધારી રાખે, ફેરફાર થવા દે નહિ.

પાંચ આચારને પાળે ને બીજાને પળાવે એવા અને વળી ધર્મના નાયક છે તે આચાર્ય મહારાજના છત્રીશ ગુણો છે તે નીચે પ્રમાણે:—

અર્થ—શ્રી અરિહંત ( પરમાત્મા ) ને નમસ્કાર થાઓ, શ્રી સિદ્ધ ( પરમાત્મા ) ને નમસ્કાર થાઓ, શ્રી આચાર્ય (મ-

---

૧ સ્પર્શનેંદ્રિય (ત્વચા-શરીર), ૨ રસનેંદ્રિય ( જીભ ), ૩ ઘ્રાણેંદ્રિય ( નાક ), ૪ નેત્રેંદ્રિય ( આંખ ) અને ૫ શ્રોતેંદ્રિય ( કાન ) એ પાંચ ઈંદ્રિયના ત્રેવીશ વિષયોમાં મનગમતા ઉપર રાગ અને અણગમતા ઉપર દ્વેષ આચાર્ય મહારાજ કરે નહિ.

બ્રહ્મચર્યની નવ પ્રકારની ગુપ્તિ એટલે શિયળની નવવાડોને જાળવી રાખે. ક્ષેત્રનું જેમ વાડથી રક્ષણ થાય છે તેમ આ નવવાડોથી શિયળનું રક્ષણ થાય છે.

૧ સ્ત્રી પશુ નપુંસક જ્યાં ન હોય ત્યાં વસે.

૨ સ્ત્રીની સાથે રાગથી વાતો કરે નહિ.

૩ સ્ત્રી બેઠી હોય તે આસને પુરૂષ બે ઘડી સુધી બેસે નહિ અને પુરૂષ બેઠો હોય તે આસને સ્ત્રી ત્રણ પહોર સુધી બેસે નહિ.

૪ રાગવડે સ્ત્રીના અંગોપાંગ જૂએ નહિ.

૫ સ્ત્રી પુરૂષ સુતા હોય અગર કામભોગની વાત કરતા હોય ત્યાં ભીંતના આંતરે રહે નહિ.

૬ અગાઉ ભોગવેલા વિષયાદિને સંભારે નહિ.

૭ સ્નિગ્ધ આહાર કરે નહિ.

૮ નીરસ એવો પણ અધિક આહાર કરે નહિ.

૯ શરીરની શોભા ટાપટીપ કરે નહિ.

સંસારની પરંપરા જેનાથી વધે તે **કષાય** તેના ચાર પ્રકાર છે ૧ ક્રોધ, ૨ માન, ૩ માયા અને ૪ લોભ એ ચાર કષાય આચાર્ય મહારાજ કરે નહિ.

મહાવ્રત એટલે મોટાં વ્રત પાળવામાં આકરાં હોય તે **મહાવ્રત** પાંચ છે.

હારાજ) ને નમસ્કાર થાઓ, શ્રી ઉપાધ્યાય (મહારાજ) ને નમસ્કાર

૧ **પ્રાણાતિપાત વિરમણ**—કોઇ જીવનો વધ કરવો નહિ.

૨ **મૃષાવાદ વિરમણ**—ગમે તેવું કષ્ટ આવી પડે તેમ હોય તોપણ અસત્ય બોલવું નહિ.

૩ **અદત્તાદાન વિરમણ**—કોઇની અણુ આપેલી નજીવી ચીજ પણ લેવા નહિ,

૪ **મૈથુન વિરમણ**—મન વચન કાયાએ કરીને બ્રહ્મચર્ય પાળવું વિષય સુખ ભોગવવા નહિ.

૫ **પરિગ્રહ વિરમણ**—કોઇપણ વસ્તુનો સંગ્રહ કરવો નહિ તેમજ ધર્મોપકરણ પુસ્તક આદિ વસ્તુ પોતાની પાસે હોય તેના ઉપર મુર્ચ્છા રાખવી નહિ. એ પાંચ મહાવ્રત સાધુ મુનિરાજ પાળે છે.

આચાર્ય મહારાજ જે પાંચ આચારને પાળે છે તે આ પ્રમાણે—

૧ **જ્ઞાનાચાર**—જ્ઞાન ભણે ભણાવે, લખે લખાવે, જ્ઞાન ભંડાર કરે કરાવે, ભણનારને સહાય આપે.

૨ **દર્શનાચાર**—શુદ્ધ સમ્યક્ત્વને પોતે પાળે, બીજાને પળાવે અને સમ્યક્ત્વથી પડતાને સમજાવી સ્થીર કરે.

૩ **ચારિત્રાચાર**—પોતે શુદ્ધ ચારિત્ર પાળે બીજાને પળાવે અને પાળનારને અનુમોદે.

૪ **તપાચાર**—૭ બાહ્ય અને ૭ અભ્યંતર એમ બાર પ્રકારનો તપ પોતે કરે, કરાવે અને કરતાને અનુમોદન આપે.

૫ **વીર્યાચાર**—ધર્માનુષ્ટાન ( ધર્મક્રિયા ) કરવામાં છતી શક્તિ ગોપવે નહિ તથા તમામ આચાર પાળવામાં વીર્ય શક્તિ સંપૂર્ણ રીતે ફેરવે તે.

ચારિત્ર ધર્મની રક્ષાને અર્થે મુનિને પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિરૂપી આઠ પ્રવચનની માતાને પાળવાની જરૂર છે. તે આ પ્રમાણે—

૧ **ઇર્યાસમિતિ**—ધુંસરા પ્રમાણે સાડા ત્રણ હાથ મુખ આગળ ભુમીને દૃષ્ટિથી જોઇને ચાલવું.

૨ ભાષાસમિતિ—સાવદ્ય વચન બોલવું નહિ.

૩ એષણાસમિતિ—અપ્રાસુક આહાર પાણી આદિ વહોરવાં નહિ.

૪ આદાન નિક્ષેપણુસમિતિ—વસ્ત્ર પાત્ર અણપુંજી ભૂમિ ઉપર લેવું મૂકવું નહિ.

૫ પારિષ્ઠાપનિકા સમિતિ—મલ મૂત્ર અણપુંજી જીવાકુલ ભૂમિએ પરઠવવું નહિ.

૧ મનગુપ્તિ—મનમાં આર્ત રૌદ્ર ધ્યાન ધ્યાવાં નહિ.

૨ વચનગુપ્તિ—નિરવદ્ય વચન પણ કારણ વિના બોલવાં નહિ.

૩ કાયગુપ્તિ—શરીર અણપડિલેહ્યું હલાવવું નહિ.

પાંચ ઇંદ્રિયના વિષયને સંવરનાર તેથી ૫ ગુણ, નવ પ્રકારની બ્રહ્મચર્યની ગુપ્તિને ધારણ કરનાર તેથી નવ, ચાર પ્રકારના કષાયરહિત તેથી ચાર, પાંચ મહાવ્રતના પાંચ, આચારના ૫, પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિ મળી અષ્ટ પ્રવચન માતાના આઠ, એમ સર્વ મળીને છત્રીશ ગુણ આચાર્ય મહારાજના થયા.

સિદ્ધાંત ભણે તથા બીજાઓને ભણાવે તે ઉપાધ્યાય–પાઠક–વાચક તેના ગુણ ૨૫—

૧ આચારાંગ ૨ સુયગડાંગ ૩ ઠાણાંગ ૪ સમવાયાંગ ૫ ભગવતી ૬ જ્ઞાતા–ધર્મકથા ૭ ઉપાશક દશાંગ ૮ અંતગડ ૯ અનુત્તરોવવાઇ ૧૦ પ્રશ્ન વ્યાકરણ અને ૧૧ વિપાક એ અગ્યાર અંગ અને ૧ ઉવવાઈ ૨ રાયપસેણી ૩ જીવાભિગમ ૪ પન્નવણા ૫ જંબુદ્વીપ પન્નતિ ૬ ચંદપન્નતિ ૭ સૂરપન્નત્તિ ૮ કપ્પિયા ૯ કપ્પવડંસિયા ૧૦ પુપ્ફિયા ૧૧ પુપ્ફચૂલિયા અને ૧૨ વન્હિદશાંગ એ બાર ઉપાંગને ભણે ભણાવે તેથી ૨૩ ગુણ થયા. ૨૪ ચરણસિત્તરી અને ૨૫ કરણસિત્તરીને પાળે એમ ૨૫ ગુણો થયા.

સાધુઓને નમસ્કારથાઓ, એ પાંચ નમસ્કાર સર્વ પાપના નાશ કરનાર છે. વળી સર્વ મંગલીમાં, પ્રથમ મંગલ (કલ્યાણરૂપ) છે.

પદ (૯) સંપદા* (૮) ગુરૂ† (૭) લઘુ‡ (૬૧) સર્વાક્ષર (૬૮).



મોક્ષ માર્ગ સાધવા માટે યત્ન કરે તે સાધુ તેના ગુણ ૨૭ તે આ પ્રમાણે જાણવા,

૧ પ્રાણાતિપાત વિરમણ, ૨ મૃષાવાદ વિરમણ, ૩ અદત્તાદાન વિરમણ, ૪ મૈથુન વિરમણ અને ૫ પરિગ્રહ વિરમણ. એ પાંચ મહાવ્રત અને ૬ રાત્રિભોજન વિરમણ એ ૭ વ્રતને પાળે તેથી ૭ ગુણ. ૭ થી ૧૨ પૃથ્વીકાય, અપકાય, તેઉકાય, વાઉકાય, વનસ્પતિકાય અને ત્રસકાય એ છકાયની રક્ષા કરે તેથી ૭ ગુણ. ૧૩ થી ૧૭ પાંચ ઇંદ્રિયનો નિગ્રહ કરે એટલે તેનાં વિષયવિકારોને રોકે તેથી પાંચ ગુણ. ૧૮ લોભનો નિગ્રહ, ૧૯ ક્ષમાનું ધારણ કરવું, ૨૦ ચિત્તની નિર્મળતા રાખવી, ૨૧ વિશુદ્ધ રીતે વસ્ત્રની પડિલેહણા કરવી, ૨૨ સંયમ યોગમાં પ્રવૃત્ત રહેવું (૫ સમિતિ ૩ ગુપ્તિ આદરવા; નિદ્રા, વિકથા અને અવિવેક ત્યજવા) ૨૩ અકુશળ મનનો સંરોધ એટલે માઠા માર્ગે જતા મનને રોકવું, ૨૪ અકુશળ વચન સંરોધ, ૨૫ અકુશળ કાયાનો સંરોધ, ૨૬ શીતાદિ પરિસહ સહન કરવા અને ૨૭ મરણાદિ ઉપસર્ગ સહેવા એમ ૨૭ થયા.

એ પ્રકારે અરિહંત ૧૨, સિદ્ધના ૮, આચાર્યના ૩૬, ઉપાધ્યાયના ૨૫ અને સાધુના ૨૭ મળી કુલ્લે ૧૦૮ ગુણ પંચપરમેષ્ઠિના જાણવા.

* સંપદા એટલે અર્થ પુરો થાય એવા વિશ્રામસ્થાન (વાક્ય).

† ગુરૂ એટલે સંયુક્ત ડબલ અક્ષર.

‡ લઘુ એટલે એકવડા અક્ષર.

## ॥ अथ पंचिंदिअ ॥

पंचेन्द्रियसंवरणः तथा नवविधब्रह्मचर्यगुप्तिधरः

**पंचिंदिअसंवरणो तह नवविहबंभचेरगुत्तिधरो ।**

પાંચ ઇંદ્રિયોને સંવરનાર, તેમજ નવ પ્રકારની બ્રહ્મચર્ય ગુપ્તિના ધરનાર,

चतुर्विधकषायमुक्त इति अष्टादशभिर्गुणैः संयुक्तः ॥ १ ॥

**चउविहकसायमुक्को इअ अट्ठारसगुणेहिं संजुत्तो ॥१॥**

ચાર પ્રકારના કષાયથી રહિત, એમ અઢાર ગુણોએ સહિત ॥ ૧॥

पंचमहाव्रतयुक्तः पंचविधाचारपालनसमर्थः

**पंचमहव्वयजुत्तो पंचविहायारपालणसमत्थो ।**

પાંચ મહાવ્રત સહિત, પાંચ પ્રકારના આચાર પાળવામાં સમર્થ,

पंचसमितः त्रिगुप्तः षट्त्रिंशद्गुणो गुरुर्मम ॥ २ ॥

**पंचसमिओ तिगुत्तो छत्तीसगुणो गुरू मज्झ ॥२॥**

પાંચ સમિતિવાળા, ત્રણ ગુપ્તિવાળા, [1]છત્રીશગુણવાળા ગુરૂમારા । ૨ ।

અર્થ—પાંચ ઇંદ્રિયો (ના વિષયો) ને રોકનાર, તથા નવપ્રકારની બ્રહ્મચર્યની ગુપ્તિના ધરનાર, ચાર પ્રકારના કષાયથી મુક્ત, એ અઢાર ગુણોએ સહિત. ૧ પાંચ મહાવ્રતે યુક્ત, પાંચ પ્રકારના આચાર પાળવાને સમર્થ, પાંચ સમિતિએ સમિતા (અને) ત્રણ

---

૧ આ છત્રીસ ગુણોનું વર્ણન નવકારની ફુટનોટમાંથી જોઈ લેવું.

ગુપ્તિએ ગુપ્ત, (એ) છત્રીશ ગુણોએ સહિત (તે) મારા ગુરૂ (છે).
પદ (૮) ગાથા (૨) ગુરૂ (૧૦) લઘુ (૭૦) સર્વવર્ણ (૮૦)

( ए गाथाओवडे गुरुस्थापना करवी. )

## ॥ अथ खमासमण वा प्रणिपातसूत्र ॥

इच्छामि क्षमाश्रमण वंदितुं यापनीयया

इच्छामि खमासमणो वंदिउं जावणिज्जाए

ઇચ્છું છું હે [1]ક્ષમાશ્રમણ! વાંદવાને શક્તિ મુજબ

नैषेधिक्या मस्तकेन वंदे

निसीहियाए मत्थएण वंदामि ॥

અન્ય વ્યાપાર તજી મસ્તકે કરી વાંદું છું.

અર્થ—હે ક્ષમાશ્રમણ! મારા શરીરની શક્તિ સહિત તથા પાપ વ્યાપાર તજીને ( આપના ચરણકમલને ) વાંદવાને ઇચ્છું છું (અને) મસ્તકે કરી વાંદું છું. ૩

ગુરૂ (૩) લઘુ (૨૫) સર્વવર્ણ (૨૮).

---

## ॥ अथ गुरुन शाता सुखपृच्छा ॥

॥ इच्छकार, भगवन् ! सुहराइ, सुहदेवसि, सुखतप, शरीर निराबाध, सुख संजमजात्रा, निर्वहो छोजी, स्वामी शाता छेजी ? (भात पाणीनो लाभ देजो जी) ॥४॥ इति ॥

---

1 હે ક્ષમાસહિત તપસ્વી મુનિરાજ.

અર્થ—હે ભગવન્! ( હે ગુરૂજી! ) આપ સુખે રાત્રિ! સુખે દિવસ, સુખે તપશ્ચર્યામાં, શરીર સંબંધી રોગરહિતપણામાં, સુખે સંયમ યાત્રામાં પ્રવર્તો છો જી એમ ઇચ્છું છું. સ્વામી શાતા છે જી! (ભાત પાણીનો લાભ દેજો જી). ૪ ઇતિ.

---

## ॥ अथ इरियावहि ॥

इच्छाकारेण संदिश हे भगवन्! ईर्यापथिकीं प्रतिक्रामामि

**इच्छाकारेण संदिसह भगवन् इरियावहियं पडिक्कमामि।**

ઇચ્છાથી આજ્ઞા આપો! હે ભગવન્! ચાલતાં લાગેલા પાપને પડિક્કમું

અર્થ—આપની ઇચ્છાપૂર્વક હે જ્ઞાનવંત! (પૂજ્ય!) આદેશ આપો તો ચાલવાના માર્ગમાં જે પાપ લાગ્યું તે પાપથી નિવર્તું,-પ્રતિક્રમું! ત્યારે ગુરૂ આદેશ આપે કે પ્રતિક્રમો, પછી શિષ્ય કહે કે—

इच्छामि। इच्छामि प्रतिक्रमितुं ईर्यापथिक्या विराधनायाः।

**इच्छं। इच्छामि पडिक्कमिउं। इरियावहियाए विराहणाए।**

ઇચ્છું છું ઇચ્છું છું પડિક્કમવાને ચાલવાદિકે લાગેલી વિરાધનાને.

અર્થ—આપની આજ્ઞા પ્રમાણ છે. હું પાપથકી નિવર્ત્તવાને ઇચ્છું છું. ૧. જવા આવવાના માર્ગમાં તથા સાધુ શ્રાવકના માર્ગમાં જે વિરાધના (પાપયુક્ત ક્રિયા) થઇ હોય. ૨ જેમકે:

---

૧ गुरोरादेशस्वीकारार्थमिदं वचनम्।

गमनागमने प्राणाक्रमणे बीजाक्रमणे हरिताक्रमणे

# गमणागमणे । पाणक्कमणे बीअक्कमणे हरियक्कमणे

જતાં આવતાં, બે ઇંદ્રિય આદિને ચાંપતાં, બીજ ચાંપતાં, લીલું ઘાસ ચાંપતાં,

अवश्यायोत्तिंगपनकोदकमृत्तिकामर्कटसंतानसंक्रमणे

# उसाउत्तिंगपणगदगमट्टीमक्कडासंताणासंकमणे ।

ઝાકળ કીડિનાં દર લીલફુલ પાણિ માટી કરોળયાનાં ઘરને ચાંપવા ભાંગવાદ્વારા.

અર્થ—એક સ્થાનકથી બીજે સ્થાનકે જતાં આવતાં, ઉ (બે, ત્રણ અને ચાર ઇંદ્રિયવાળા) જીવોને પગે કરી ચાંપવાથી, ધાન્યના બીજને ચાંપવાથી, લીલી વનસ્પતિને ચાંપવાથી, આકાશમાંથી પડતા ઠારને, કીડીયોના નાગરાંને, પાંચવર્ણી નીલફુલને સચિત્ત માટીયુક્ત સચિત્ત પાણીને, કરોળીઆની જાળને પગે કરી ચાંપવાથી વા મસળવાથી. ૪

ये मया जीवा विराधिताः ।

# जे मे जीवा विराहिया ।

જે મેં જીવો વિરાધ્યા.

અર્થ—જે જીવોની મેં વિરાધના કરી હોય અર્થાત્ જે જીવોને દુઃખી કર્યા હોય, ૫

તે કયા જીવો.

एकेन्द्रियाः द्वीन्द्रियास्त्रीन्द्रियाः चतुरिंद्रियाः पंचेन्द्रियाः ।

# एगिंदिया बेइंदिया तेइंदिया चउरिंदिया पंचिंदिया ।

એકેંદ્રિય, બે ઇંદ્રિય, તે ઇંદ્રિય, ચઉરિંદ્રિય પંચેંદ્રિય.

અર્થ—એક ઇંદ્રિયવાળા, બે ઇંદ્રિયવાળા, ત્રણ ઇંદ્રિયવાળા, ચાર ઇંદ્રિયવાળા, પાંચ ઇંદ્રિયવાળા ૬

તેઓને કેવી રીતે વિરાધ્યા ?

अभिहता वर्त्तिताः श्लेषिताः
अभिहया वत्तिया लेसिया
લાતે માર્યા, ધૂળે ઢાંક્યા, ભૂમિસાથે ઘસ્યા,

संघातिताः संघट्टिताः परितापिताः क्लामिताः
संघाइया संघट्टिया परियाविया किलामिया
એકઠા કર્યા, સંઘટ્યા, પરિતાપ્યા, ખેદ પમાડ્યા,

अवद्राविताः स्थानात् स्थानं संक्रमिताः जीविता[illegible]
उद्दविया ठाणाउ ठाणं संकामिया जीविया[illegible]
ત્રાસ પમાડ્યા, એક ઠેકાણેથી બીજે ઠેકાણે મૂકયા, જીવિતથ

व्यपरोपिता तस्य मिथ्या मम ( मिथ्या करोमि ) दुष्कृतम्
ववरोविया तस्स मिच्छामि दुक्कडं ॥
માર્યા તે પાપનો મિચ્છામિ દુક્કડ ( હો ).'

અર્થ—લાતે માર્યા હોય, ધુળેકરી ઢાંક્યા હોય, ભૂમિ સાથે મસળ્યા હોય, માંહોમાંહે શરીરે શરીર એકઠા કર્યાં હોય, થોડા સ્પર્શથી દુહવ્યા હોય, પરિતાપ ઉપજાવ્યો હોય, મૃતપ્રાય કીધા હોય, ત્રાસ પમાડ્યા હોય, એક સ્થાનકથી બીજે સ્થાનકે મૂકયા

હોય, જીવિતવ્યથી જુદા કર્યા હોય; તે સંબંધી જે પાપ લાગ્યું હોય તે પાપ મારૂં નિષ્ફળ થાઓ ! ૭ ઇતિ

પદ (૨૬) સંપદા (૮) ગુરૂ (૧૪) લઘુ (૧૩૬) સર્વવર્ણ (૧૫૦)

## ॥ अथ तस्स उत्तरी ॥

तस्य उत्तरीकरणेन प्रायश्चित्तकरणेन विशृद्धीकरणेन

**तस्स उत्तरीकरणेणं पायच्छित्तकरणेणं विसोहीकरणेणं**

તેની શુદ્ધિ માટે પ્રાયશ્ચિત કરવાએ કરી વિશુદ્ધિએ કરી,

विशल्यीकरणेन पापानां कर्म्मणां निघातनार्थाय (निघातनार्थम्)

**विसल्लीकरणेणं पावाणं कम्माणं निग्घायणट्ठाए**

શલ્યરહિતપણે અશુભ કર્મોને નાશ કરવા

करोमि कायोत्सर्गम् ॥

**ठामि काउस्सग्गं ॥**

કરૂં છું કાઉસ્સગ્ગ.

અર્થ—[1]તેને વિશેષ શુદ્ધ કરવાને, ગુરૂ પાસે આલોયણા કરવાએ કરી આત્માના અંતરમેલને ટાળવાએ કરી આત્માને શલ્યથી રહિત કરવાએ કરી અને તેથી સર્વ પાપકર્મોનું ઉચ્છેદન કરવાને માટે હું કાયવ્યાપારના ત્યાગ કરવારૂપ કાઉસ્સગ્ગ કરૂંછું.

પદ (૬) સંપદા (૧) ગુરૂ (૧૦) લઘુ (૩૯) સર્વવર્ણ (૪૯)



---

૧ પાપથી લેપાયેલ આત્મા ઇરિયાવહિથી શુદ્ધ થયેલ હોય છતાં પણ જેટલો અશુદ્ધ રહ્યા તેને વિષે શુદ્ધ કરવાને.

## ॥ *अथ ऊसासिएणं ॥

अन्यत्र उच्छ्वसितात् निःश्वसितात् कासितात् क्षुतात्

**अन्नत्थ ऊससिएणं नीससिएणं खासिएणं छीएणं**

શિવાય ઉંચો શ્વાસ, નીચો શ્વાસ, ખાંસી, છીંક,

---

* આ સુત્રવડે કરવાનો કાઉસ્સગ્ગ ૧૯ દોષ વર્જીને કરવાનો છે તે દોષ આ પ્રમાણે—

૧ ઘોડાની પેઠે એક પગ ઉચો રાખે, વાંકો પગ રાખે તે **घोटकदोष.**

૨ જેમ વાયરાથી વેલડી હાલે તેમ શરીરને ધુણાવે તે **लतादोष.**

૩ થાંભલા પ્રમુખને ઓઠીંગણુ દઇ રહે તે **स्तंभादिदोष.**

૪ ઉપર મેડી અથવા માળ હોય તેને મસ્તક ટેકાવી રહે તે **मालदोष.**

૫ ગાડાની ઉધની પેઠે અંગુઠા તથા પાની મેળવીને પગ રાખે તે **उधिदोष.**

૬ નિગડ (બેડી) માં પગ નાંખ્યાની પેઠે પગ પહોળા રાખે તે **निगडदोष.**

૭ નગ્ન ભિલડીની પેરે ગુહ્ય સ્થાને હાથ રાખે તે **शबरिदोष.**

૮ ઘોડાના ચોકડાની પેરે હાથ રજોહરણયુક્ત આગલ રાખે તે **खलिणदोष.**

૯ નવ પરણીત વધૂની પેરે માથું નીચું રાખે તે **वधूदोष.**

૧૦ નાભિની ઉપર અને ઢીંચણથી નીચે લાંબું વસ્ત્ર રાખે તે **लंबोत्तरदोष.**

૧૧ ડાંસ મસાના ભયથી, અજ્ઞાનથી અથવા લજ્જાથી હૃદયને આચ્છાદન કરી સ્ત્રીની પેરે ઢાંકી રાખે તે **स्तनदोष.**

૧૨ શીતાદિકના ભયથી સાધ્વીની જેમ બંને સ્કંધ ઢાંકી રાખે એટલે સમગ્ર શરીર આચ્છાદિત રાખે તે **संयतिदोष.**

૧૩ આલાવો ગણવાને અર્થે અથવા કાયોત્સર્ગની સંખ્યા ગણવાને અંગુલી તથા પાંપણના ચાળા કરે તે **भमुहंगुलीदोष.**

जृम्भितात् उद्गारितात् वातनिसर्गात् भ्रमर्या (अकस्माद्देहभ्रमेण)

**जंभाइएणं उड्डुएणं वायनिसग्गेणं भमलीए**

બગાસું, ઓડકાર, વાછુટ, ચક્કરી,

पित्तमूर्च्छया ।

**पित्तमुच्छाए ।**

પિત્તનો ઉછાળો.

અર્થ—જે આગારોનું વર્ણન કરૂં છું તે શિવાયના બીજે સ્થાનકે (કાયવ્યાપારનો ત્યાગ કરૂં છું.) તે બાર આગારોનાં નામ:—

ઉંચોશ્વાસ લેવાવડે, નીચોશ્વાસ મૂકવાવડે, ઉધરસ આવવાથી, છીંક આવવાથી, બગાસું આવવાથી, ઓડકાર આવવાથી, વા સંચરવાથી, ચકરી આવવાથી, પિત્તના પ્રકોપથી.

सूक्ष्मैः अंगसंचालैः सूक्ष्मैः श्लेष्मसंचालैः

**सुहुमेहिं अंगसंचालेहिं सुहुमेहिं खेलसंचालेहिं**

સૂક્ષ્મ શરીરનું હાલવું, સૂક્ષ્મ શ્લેષ્મ (બળખા) નું હાલવું,

---

૧૪ કાગડાની પેરે ડોળા ફેરવે તે **वायसदोष.**

૧૫ પહેરેલાં વસ્ત્ર ચુંકા અથવા પ્રસ્વેદે કરી મલીન થવાના ભયથી કોઠની પેરે ગોપવી રાખે તે **कपित्थदोष.**

૧૬ યક્ષાવેશિતની પેરે માથું ધુણાવે તે **शिरःकंपदोष.**

૧૭ મુંગાની પેરે હું હું કરે તે **मूकदोष.**

૧૮ આલાવો ગણતાં મદિરાનીપરે બડબડાટ કરે તે **मदिरादोष.**

૧૯ વાનરનીપરે આસપાસ જોયા કરે, ઓષ્ટ પુટ ચલાવે તે **प्रेक्ष्यदोष.**

सूक्ष्मैः दृष्टिसंचालैः । एवमादिभिः आकारैः !
**सुहुमेहिं दिट्ठिसंचालेहिं एवमाइएहिं आगारेहिं ।**
સૂક્ષ્મ નેત્રનું ચલાયમાન થવું, એ આદિ અપવાદોવડે,

अभग्नः अविराधितः भवतु मम कायोत्सर्गः
**अभग्गो अविराहिउ हुज्ज मे काउस्सग्गो**
નહિ ભાગેલો નહિ વિરાધેલો હોય મારો કાઉસ્સગ્ગ,

અર્થ—સૂક્ષ્મ શરીરનો સંચાર થવાથી, સૂક્ષ્મ થુંક અથવા કફ ગળવાથી, સૂક્ષ્મ દૃષ્ટિના સંચારથી. ૨ પૂર્વોક્ત આગારો વિગેરે બીજા* ( પણ ચાર ) આગારોથી, મારો કાયોત્સર્ગ, અખંડિત અવિરાધિત, હોજો ! ૩

( ક્યાં સુધી ? )

यावत् अर्हतां भगवतां नमस्कारेण न पारयामि
**जाव अरिहंताणं भगवंताणं नमुक्कारेणं न पारेमि**
જ્યાંસુધી અરિહંત ભગવંતોને નમસ્કાર કરવાએ કરી, ન પારૂં,

---

* ૧ અગ્નિના ઉપદ્રવથી બીજે સ્થાનકે જવું પડે, તથા વિજળીના પ્રકાશથી વસ્ત્રાદિ ઓઢવા પડે, ૨ બિલાડી, ઉંદર વિગેરે આડા ઉતરતા હોય. તથા પંચેંદ્રિય જીવનું છેદન ભેદન થતું હોય તો બીજે સ્થાનકે જવું પડે, ૩ અકસ્માત્ ચોરની ધાડ આવી પડે તેથી અથવા રાજાદિના ભયથી બીજે સ્થાનકે જવું પડે, ૪ સિંહ વિગેરે ઉપદ્રવ કરતા હોય, અથવા તો સર્પાદિક ડંશ કરતા હોય, અથવા ભીંત પડે તેવી હોય તો બીજે સ્થાનકે જવું પડે.

અર્થ—જ્યાંસુધી અરિહંત ભગવાનને નમસ્કાર કરવાવડે ન પારૂં. ૪

तावत् कायं स्थानेन मौनेन ध्यानेन आत्मीयं व्युत्सृजामि.

**ताव कायं ठाणेणं मोणेणं झाणेणं अप्पाणं वोसिरामि.**

ત્યાંસુધી, શરીરને, સ્થિર ઉભું રહેવાએ કરી, મૌને કરી, ધ્યાને કરી, પોતાની ( કાયને ) વોસરાવું છું.

અર્થ—ત્યાંસુધી પોતાની કાયાને, સ્થાનકવડે, મૌન રહેવાવડે (અને) ધ્યાનવડે (પાપક્રિયાથી) વોસિરાવું છું. ૫ ઇતિ.

પદ (૨૮) સંપદા (૫) ગુરૂ (૧૩) લઘુ (૧૨૭) સર્વવર્ણ (૧૪૦)

( चार नवकार अथवा एक लोगस्सनो काउस्सग्ग करवो. पछे प्रगट लोगस्स कहिये.)

## ॥ अथ लोगस्स* वा नामस्तव ॥

लोकस्य उद्योतकरान् धर्म्मतीर्थकरान् जिनान्

**लोगस्स उज्जोअगरे, धम्मतित्थयरे जिणे ।**

લોકને પ્રકાશનાર ધર્મ તીર્થંકર જિન

अर्हतः कीर्त्तयिष्यामि चतुर्विंशतिमपि केवलिनः

**अरिहंते कित्तइस्सं, चउवीसंपि केवली ॥ १ ॥**

અરિહંતને સ્તવું છું. ચોવિશે કેવલિ

* लोगस्सने चतुर्विंशतिस्तव अथवा चोवीसत्थो पण कहे छे.

અર્થ—લોકને ( કેવળજ્ઞાનવડે ) ઉદ્યોત કરનારા, ધર્મતીર્થના કરનારા, ( રાગદ્વેષના ) જીતનારા, કર્મશત્રુનો નાશ કરનારા [અને] કેવળજ્ઞાની એવા ચોવીશે[1] તીર્થંકરો અને બીજાઓનું પણ કીર્તન કરીશ. ૧

**ऋषभमजितं च वंदे संभवमभिनंदनं च सुमतिं च**

**उसभमजियं च वंदे, संभवमभिणंदणं च सुमइं च ।**

**ઋષભદેવને અને અજિતનાથને વાંદું છું. સંભવનાથને, અભિનંદનજીને અને સુમતિનાથને અને**

---

૧ શ્રી **ઋષભદેવનો** જન્મ વિનિતાનગરીમાં થયો, તેમના નાભિરાજા પિતા અને મરૂદેવી માતા હતાં. બધા તીર્થંકરોની માતાઓ પહેલા સ્વપ્ને સિંહ દેખે પણ મરૂદેવામાતાએ પ્રથમ વૃષભ દીઠો; એવો ગર્ભનો મહિમા જાણી તેમનું શ્રી ઋષભદેવ નામ રાખ્યું, તથા ધર્મની આદિના પ્રવર્ત્તાવનાર તેથી બીજું આદિનાથ નામ પણ કહીયે. તેમનું પાંચશેં ધનુષ્ય પ્રમાણે શરીર અને ચોરાશી લાખ પૂર્વનું આયુષ્ય હતું. તેઓ સુવર્ણ વર્ણવાળા અને વૃષભ લાંછનવાળા હતા. તેમને સો પુત્ર હતા. મોટાનું નામ ભરત હતું. તેને આરિસાભુવનમાં કેવળજ્ઞાન થયું હતું અને ૯૯ પુત્રો દીક્ષા લઈ કેવળજ્ઞાન પામી મોક્ષે ગયા હતા.

શ્રી **અજિતનાથ** અયોધ્યાનગરીમાં જન્મ્યા, તેમના પિતા જિતશત્રુ રાજા અને તેમની માતાનું નામ વિજયારાણી હતું. તે રાજા, રાણી પ્રથમ પાસાબાજી રમતાં ત્યારે રાણી હારી જતી અને રાજાની જીત થતી હતી અને ભગવંત ગર્ભે આવ્યા પછી રાણી જીતે અને રાજા હારે, એવો ગર્ભનો મહિમા જાણીને અજિતનાથ નામ દીધું. તેમનું સાડાચારશેં ધનુષ્ય પ્રમાણ શરીર, બહોંતેર લાખ પૂર્વનું આયુ, સુવર્ણવર્ણ, અને લાંછન હાથીનું હતું.

पद्मप्रभं सुपार्श्वं जिनं च चन्द्रप्रभं वंदे ॥ २ ॥

**पउमप्पहं सुपासं, जिणं च चंदप्पहं वंदे ॥ २ ॥**

પદ્મપ્રભુને, સુપાર્શ્વનાથ જિનને અને ચંદ્રપ્રભુને હું વાંદું છું.

---

**શ્રી સંભવનાથનો** શ્રાવસ્તિ નગરીમાં જન્મ હતો. અને તેમના પિતા જીતારીરાજા અને સેના રાણી માતા હતાં. દેશમાં દુકાળ હતો, છતાં ભગવંત ગર્ભે આવ્યાથી અણચિંતવ્યો પૃથ્વીમાં ધાન્યનો સંભવ થયો; તેથી સંભવનાથ નામ દીધું. તેમનું ચારસો ધનુષ્ય પ્રમાણ શરીર અને સાઠ લાખ પૂર્વનું આયુ હતું. તેઓ સુવર્ણ વર્ણવાળા તથા લાંછન ઘોડાનું હતું.

**શ્રી અભિનંદન** સ્વામીનો અયોધ્યા નગરીમાં જન્મ હતો અને તેમના પિતા સંવર રાજા અને સિદ્ધાર્થા રાણી માતા હતાં. ભગવંત ગર્ભે આવ્યા પછી ઈંદ્રમહારાજ આવીને ભગવંતની માતાને ઘણીવાર સ્તવી જતા હતા. તે વારે રાજાપ્રમુખે જાણ્યું જે એ ગર્ભનોજ મહિમા છે. માટે અભિનંદન નામ દીધું. સાડા ત્રણશેં ધનુષ્ય પ્રમાણ શરીર તથા પચાસ લાખ પૂર્વનું આયુષ્ય હતું. લાંછન વાનરનું અને સુવર્ણ વર્ણવાળા હતા.

**શ્રી સુમતિનાથનો** અયોધ્યા નગરીમાં જન્મ હતો, તેમના પિતા મેઘરથ રાજા અને સુમંગલા માતા હતાં. પ્રભુ ગર્ભમાં રહ્યા પછી—તે ગામમાં એક વણિકની બે સ્ત્રીઓ હતી, તેમાં ન્હાનીને પુત્ર હતો અને મ્હોટી વંધ્યા હતી, પણ તે છોકરાનું પ્રતિપાલન બન્ને માતાઓ કરતી હતી. એમ કરતાં તે વાણીયો જ્યારે મરણ પામ્યો ત્યારે મ્હોટી સ્ત્રી ધનની લાલચે કહેવા લાગી જે "પુત્ર મારો છે, માટે જેનો પુત્ર હોય, તેનું ધન થાય." તેમજ ન્હાનીનો તો દીકરો હતો તેથી તેણે કહ્યું કે "એ પુત્ર મ્હારો છે અને ધન પણ મ્હારૂં છે" એમ બન્ને સોક્યોને ટંટો થયો. તે વઢતી વઢતી દરબારમાં આવી, તે વારે ગર્ભના મહિમાથી રાણીને ચુકાદો કરવાની ભલી બુદ્ધિ ઉત્પન્ન થઇ, તેથી એ બન્નેને રાણીએ કહ્યું કે "બન્ને મળીને ધન અર્દ્ધાઅર્દ્ધ વહેંચી લો અને છોકરાના પણ બે ભાગ

**અર્થ**—( શ્રી ) રીષભદેવ તથા અજિતનાથને વાંદું છું, સંભવનાથ, અભિનંદનસ્વામી તથા સુમતિનાથને, પદ્મપ્રભુ, રાગ-દ્વેષના જિતનારા સુપાર્શ્વનાથ તથા ચંદ્રપ્રભુને વાંદું છું. ૨

---

કરી અર્દ્ધાઅર્દ્ધ વહેંચી લો !" તે સાંભળી નાની સ્ત્રી બોલી કે "મારે દ્રવ્ય જોઇતું નથી, છોકરાના કાંઇ બે વિભાગ થાય નહિ, એ છોકરો એનો છે તે મહારાજ છે." તે સાંભળી રાણી બોલી કે "એ છોકરો ન્હાની સ્ત્રીનો છે. કેમકે પુત્રનું મૃત્યુ થાય ત્યાંસુધી પણ મ્હોટી સ્ત્રીથી ના કહેવાણી નહી અને ન્હાની સ્ત્રીએ મારવાની મનાઇ કરી, માટે પુત્ર અને ધન એને હવાલે કરો અને મ્હોટી સ્ત્રીને ઘરથી બ્હાર કાઢો." ગર્ભના મહિમાથી ભગવંતની માતાને એવી બુદ્ધિ ઉપની તે માટે સુમતિ નામ દીધું. તેમનું ત્રણશેં ધનુષ્ય પ્રમાણ શરીર, ચાળીશ લાખ પૂર્વનું આયુષ્ય, સુવર્ણવર્ણ તથા લાંછન ક્રૌંચ પક્ષીનું હતું.

**શ્રી પદ્મપ્રભ** સ્વામીનો કૌશાંબી નગરીમાં જન્મ હતો, તેમના પિતા શ્રીધરરાજા અને સુસીમારાણીમાતા હતાં. ભગવંત ગર્ભે આવ્યા પછી માતાને કમલની સજ્જાએ સુવાનો ડોહલો ઉપન્યો ( જે દેવતાએ પૂર્ણ કર્યો ) તેથી અને ભગવંતનું શરીર પદ્મ ( કમલ ) સરખું રક્ત વર્ણે હતું તેથી પદ્મપ્રભ નામ દીધું. તેમનું અઢીશેં ધનુષ્ય પ્રમાણ શરીર, અને ત્રીશ લાખ પૂર્વનું આયુષ્ય હતું. લાંછન પદ્મનું હતું તથા રક્ત વર્ણે હતા.

**શ્રી સુપાર્શ્વનાથનો** વણારસી નગરીમાં જન્મ હતો. તેમના પિતા સુપ્રતિષ્ઠ રાજા અને પૃથ્વીરાણી માતા હતાં. માતાનાં બન્ને પાસાં રોગે કરી વ્યાપ્ત હતાં, તે ભગવંત ગર્ભે આવ્યા પછી બન્ને પાસાં સુવર્ણવર્ણી અને ઘણાં સુકોમળ થયાં, માટે સુપાર્શ્વ નામ દીધું. ( એક પ્રતમાં ભગવં-તનાં પિતાનાં બે પાસાં કોઢરોગવાળાં હતાં તેને ભગવંતની માતાએ હાથ ફેરવ્યાથી સુકુમાળ નિરોગી થયાં એવો પાઠ લખ્યો છે. ) તેમનું બશેં ધનુષ્યપ્રમાણ શરીર અને વીશ લાખ પૂર્વ આયુષ્ય હતું. સુવર્ણ વર્ણ અને લાંછન સાથીયાનું હતું,

सुविधिं च पुष्पदन्तं शीतलश्रेयांसवासुपूज्यान् च

**सुविहिं च पुप्फदंतं, सीयलसिज्जंसवासुपुज्जं च ।**

સુવિધિનાથને ( અને પુષ્પદંત ) ને શીતલનાથ, શ્રેયાંસનાથ, વાસુપૂજ્યસ્વામિને અને

---

**શ્રી ચંદ્રપ્રભસ્વામી** ચંદ્રપુરી નગરીમાં જનમ્યા હતા, તેમના પિતા મહસેન રાજા અને લક્ષ્મણા રાણી માતા હતાં, ભગવંત ગર્ભે આવ્યા પછી માતાને ચંદ્રમાને પાન કરવાનો ડોહોલો ઉપન્યો ( જે પ્રધાને બુદ્ધિએ કરી પૂર્ણ કરાવ્યો ) એ ગર્ભનો પ્રભાવ જાણી ચંદ્રપ્રભ નામ દીધું. તેમનું એકસો પચાસ ધનુષ્યપ્રમાણ શરીર અને દશ લાખ પૂર્વનું આયુષ્ય હતું. શ્વેતવર્ણ અને લાંછન ચંદ્રનું હતું.

**શ્રી સુવિધીનાથ** (એમનું બીજું નામ પુષ્પદંત છે) તેમનો કાકંદી નગરીમાં જન્મ હતો, તેમના પીતા સુગ્રીવરાજા અને શામારાણી માતા હતાં. ભગવંત ગર્ભે આવ્યા પછી માતા તથા પિતા ભલી વિધિએ કરી ધર્મ કરવા લાગ્યા એવો ગર્ભનો પ્રભાવ જાણી સુવિધિનાથ નામ દીધું; અને મચકુંદનાં પુલની કલી સરખા પ્રભુના ઉજ્વળ દાંત હતા માટે બીજું પુષ્પદંત નામ દીધું. તેમનું એકસો ધનુષ્યપ્રમાણ શરીર, બે લાખ પૂર્વનું આયુષ્ય, શ્વેત વર્ણ અને મગરમચ્છનું લાંછન હતું.

**શ્રી શીતળનાથનો** ભદ્દિલપુર નગરમાં જન્મ હતો, તેમના પિતા દઢરથરાજા અને નંદારાણી માતા હતાં. પિતાના શરીરે દાહજ્વર થયો હતો. તે ભગવંત ગર્ભે આવ્યા પછી રાજાના શરીરના ઉપર રાણીએ હાથ ફેરવ્યાથી શીતળતા થઇ, એવો ગર્ભનો મહિમા જાણી શીતળનાથ નામ દીધું. તેમનું નેવું ધનુષ્ય પ્રમાણ શરીર અને એક લાખ પૂર્વનું આયુષ્ય હતું. સુવર્ણ વર્ણ અને શ્રીવચ્છનું લાંછન હતું.

**શ્રી શ્રેયાંસજિનનો** સિંહપુરનગરમાં જન્મ હતો, તેમના પિતા વિષ્ણુ રાજા અને વિષ્ણુરાણી માતા હતાં. રાજાના ઘરમાં પરંપરાગત દેવતા અ-

**विमलमनंतं च जिनं धर्म्मं शान्तिं च वंदे**

**विमलमणंतं च जिणं, धम्मं संतिं च वंदामि ॥ ३ ॥**

**વિમલનાથને, અનંતનાથને અને જિન ધર્મનાથને અને શાન્તિનાથને વાંદું છું.**

---

ધિષ્ટિત સજ્જાની પૂજા થતી હતી તે સજ્જાએ જે બેસે અથવા સુવે તેને ઉપદ્રવ ઉપજે. તે ભગવંત ગર્ભે આવ્યા પછી માતાના મનમાં આવ્યું જે દેવ ગુરૂની પ્રતિમાની પૂજા થાય તે તો ખરૂં છે, પણ સજ્જાની પૂજા તો ક્યાંયે સાંભળી નથી; એમ ચિંતવી સજ્જાના રક્ષા કરનાર પુરૂષે મનાઇ ર્ક્યાં છતાં પણ પ્રભુની માતા તે સજ્જા ઉપર બેઠાં તથા સૂતાં; તે છતાં ગર્ભના પ્રભાવથી અધિષ્ઠિત દેવતા ઉપદ્રવ ન કરી શક્યો અને સજ્જા મૂકી જતો રહ્યો. ત્યાર પછી રાજા પ્રમુખે તે સજ્જા વપરાશમાં લીધી. એવો ગર્ભનો મહિમા જાણી શ્રેયાંસ નામ દીધું. તેમનું એંશી ધનુષ્ય પ્રમાણ શરીર ને ચોરાશી લાખ વર્ષનું આયુષ્ય હતું. સુવર્ણ વર્ણ હતો અને લાંછન ગેંડાનું હતું.

**શ્રી વાસુપુજ્ય** સ્વામીનો ચંપાનગરીમાં જન્મ હતો. તેમના પિતા વસુપુજ્યરાજા અને જયારાણી માતા હતાં. ભગવંત ગર્ભે આવ્યા પછી ઈંદ્રમહારાજ વારંવાર આવી વસુ એટલે રત્નની વૃષ્ટિ કરી માતા પિતાની પૂજા કરતા તેથી વાસુપૂજ્ય નામ દીધું. તેમનું શીત્તેર ધનુષ્યપ્રમાણ શરીર, અને બહોંતેર લાખ વર્ષનું આયુષ્ય હતું. રક્ત વર્ણ અને લાંછન પાડાનું હતું.

**શ્રી વિમળનાથનો** કંપિલપુર નગરમાં જન્મ હતો, તેમના પિતા કૃતવર્મરાજા અને શ્યામારાણી માતા હતાં. ભગવંત ગર્ભે આવ્યા પછી તેમના નગરમાં કોઈ સ્ત્રીભર્તાર દેહરે આવી ઉતર્યા, ત્યાં કોઇ વ્યંતરી દેવી રહેતી હતી. તેણે તે પુરૂષનું સુંદર રૂપ દીઠું, તેથી તેને કામક્રીડા કરવાની અભિલાષા થઇ. પછી તેની સ્ત્રીના જેવું પોતાનું રૂપ વિકૂર્વિ વ્યંતરી તેની

**અર્થ—( શ્રી ) સુવિધિનાથ ( બીજું નામ ) પુષ્પદંતને, શીતલનાથને, શ્રેયાંસનાથને અને વાસુપૂજ્યસ્વામીને; વિમલનાથને, અનંતનાથને અને રાગદ્વેષના જિતનારા ધર્મનાથને તથા શાન્તિનાથને હું વંદના કરૂં છું ૩**

---

પાસે સુતી. પ્રભાતે બન્ને સ્ત્રી સમાન દેખી પુરૂષે કહ્યું જે 'આમાં મહારી સ્ત્રી કોણ છે?' ત્યારે પહેલી બોલી કે એ મહારો ભર્ત્તાર છે અને બીજી બોલી કે એ મહારો ભર્ત્તાર છે. એમ વઢતાં વઢતાં સર્વ રાજા પાસે આવ્યાં. રાજા તથા પ્રધાન એહુ સ્ત્રીને સમાન દેખી કોઇ રીતે નિવેડો કરી શકયા નહિ, પણ રાણીએ પુરૂષને દૂર ઉભો રાખ્યો અને બન્ને સ્ત્રીઓને પણ દૂર ઉભી રાખીને કહ્યું કે "જે પોતાના સત્યના પ્રભાવથી ભર્ત્તારને સ્પર્શ કરે, તેનો એ ભર્ત્તાર જાણવો." તે સાંભળી વ્યંતરીએ દેવશક્તિના પ્રભાવે પોતાનો હાથ લાંબો કરી ભર્ત્તારને સ્પર્શ કર્યો. તેવોજ રાણીએ તેનો હાથ પકડી લઇને કહ્યું કે તું તો વ્યંતરી છે, માટે તારે સ્થાનકે જતી રહે." એવી રીતે ચુકાદો થવાથી વિમળમતિવાળી રાણી કહેવાણી. તે ગર્ભનોજ પ્રભાવ જાણી વિમળનાથ નામ દીધું. તેમનું સાઠ ધનુષ્યપ્રમાણ શરીર અને સાઠ લાખ વર્ષનું આયુષ્ય જાણવું. સુવર્ણ વર્ણ અને શૂકર ( ભુંડ ) નું લાંછન જાણવું.

**શ્રી અનંતનાથનો** અયોધ્યા નગરીમાં જન્મ હતો, તેમના પિતા સિંહસેન રાજા અને સુયશા રાણી માતા હતાં. વળી સ્વપ્નમાં જેનો અંત ન આવે એવું એક મહોટું ચક્ર ભમતું રાણીએ આકાશને વિષે દીઠું અને અનંત રત્નની માલા દીઠી તથા અનંત ગાંઠના દોરા કરી બાંધ્યા, તેથી લોકોના તાવ ગયા; એવો ગર્ભનો પ્રભાવ જાણી અનંતનાથ નામ દીધું. તેમનું પચાસ ધનુષ્યપ્રમાણ શરીર અને ત્રીશ લાખ વર્ષનું આયુષ્ય જાણવું, સુવર્ણ વર્ણ તથા લાંછન સિંચાણાનું જાણવું.

**શ્રી ધર્મનાથ** સ્વામી રત્નપુર નગરમાં જનમ્યા હતા. તેમના પિતા ભાનુરાજા અને સુવ્રતારાણી માતા હતાં. વળી રાજા રાણીને પૂર્વે ધર્મ ઉપર

कुन्थुं अरं च मल्लिं, वंदे मुनिसुव्रतं नमिजिनं च
**कुंथुं अरं च मल्लिं, वंदे मुणिसुव्वयं नमिजिणं च ।**
**કુંથુનાથને, અરનાથને અને મલ્લિનાથને વાંદું છું. મુનિસુવ્રતસ્વામિને, નમિનાથજિનને અને**

---

અલ્પ રાગ હતો તે ભગવંત ગર્ભે આવ્યા પછી બન્નેને ધર્મ ઉપર અત્યંત રાગ થયો. એવો ગર્ભનો પ્રભાવ જાણી ધર્મનાથ નામ દીધું. તેમનું ૪૫ ધનુષ્યપ્રમાણ શરીર અને દશ લાખ વર્ષનું આયુષ્ય જાણવું. સુવર્ણ વર્ણ તથા લાંછન વજ્રનું જાણવું.

**શ્રી શાંતિનાથનો** ગજપુર નગરમાં જન્મ હતો. તેમના પિતા વિશ્વસેન રાજા અને અચિરા રાણી માતા હતાં. વળી તે દેશમાં મરકીનો ઉપદ્રવ ઘણો હતો તે ભગવંત ગર્ભે આવ્યા પછી માતાએ અમૃત છાંટયું, તેથી મરકીની શાંતિ થઈ. એવા પ્રભાવથી શાંતિનાથ નામ દીધું. તેમનું ચાલીશ ધનષ્યપ્રમાણ શરીર અને એક લાખ વર્ષનું આયુષ્ય જાણવું. સુવર્ણ વર્ણ તથા લાંછન મૃગનું જાણવું.

**શ્રી કુંથુનાથનો** હસ્તિનાપુર નગરમાં જન્મ હતો. અને તેમના પિતા સૂરરાજા અને શ્રીરાણી માતા હતાં, વળી ભગવંત ગર્ભે આવ્યા પછી માતાજીએ સ્વપ્નામાં રત્નનો થુભ પૃથ્વીને વિષે દીઠો તથા શત્રુ હતા તે કુંથુઆના જેવા ન્હાના થયા અથવા કુંથુઆ પ્રમુખ ન્હાના મ્હોટા જીવોની જયણા દેશમાં પ્રવર્ત્તી, તેથી કુંથુનાથ નામ દીધું. તેમનું પાંત્રીશ ધનુષ્યનું શરીર અને પંચાણુ હજાર વર્ષનું આયુષ્ય જાણવું. સુવર્ણ વર્ણ તથા લાંછન છાગ ( બોકડા ) નું જાણવું.

**શ્રી અરનાથનો** ગજપુર નગરમાં જન્મ હતો, તેમના પિતા સુદર્શન રાજા અને દેવીરાણી માતા હતાં. ભગવંત ગર્ભે આવ્યા પછી રાણીએ સ્વપ્નમાં રત્નમય આરો તથા થુભ દીઠાં, એવો ગર્ભનો મહિમા જાણી

वंदे अरिष्टनेमिं पार्श्वं तथा वर्द्धमानं च

**वंदामि रिट्ठनेमिं, पासं तह वद्धमाणं च ॥ ४ ॥**

**વાંદુ છું. નેમિનાથને, પાર્શ્વનાથને તેમજ વર્દ્ધમાનસ્વામિને અને**

---

અરનાથ નામ દીધું. તેમનું ત્રીશ ધનુષ્ય શરીરનું માન અને ચોરાશી હજાર વર્ષનું આયુષ્ય જાણવું. સુવર્ણ વર્ણ તથા લાંછન નંદાવર્ત્તનું જાણવું.

**શ્રી મલ્લીનાથ** મિથિલાપુરમાં જનમ્યા હતા, તેમના પિતા કુંભરાજા અને પ્રભાવતી રાણી માતા હતાં. વળી ભગવંત ગર્ભે આવ્યા પછી માતાને એક રાત્રીએ, છએ રૂતુનાં ફુલની શય્યાએ સુવાનો દોહલો ઉપન્યો તે દેવતાએ પૂર્યો. એવો ગર્ભનો પ્રભાવ જાણી શ્રી મલ્લીનાથ નામ દીધું; તેમનું પચીશ ધનુષ્ય શરીરનું માન અને પંચાવન હજાર વર્ષનું આયુષ્ય જાણવું. નીલ વર્ણ તથા લાંછન કુંભનું જાણવું.

**શ્રી મુનિસુવ્રત** સ્વામીનો રાજગૃહ નગરમાં જન્મ થયો હતો, તેમના પિતા સુમિત્રરાજા અને પદ્મારાણી માતા હતાં. ભગવત ગર્ભે આવ્યા પછી માતા પિતા મુનિરાજની પેરે ભલાં બાર વ્રત શ્રાવકનાં સાચવવા લાગ્યાં, એવો ગર્ભનો પ્રભાવ જાણી મુનિસુવ્રત નામ દીધું, તેમનું વીશ ધનુષ્ય શરીરમાન અને ત્રીશ હજાર વર્ષનું આયુષ્ય જાણવું. કૃષ્ણ વર્ણ તથા લાંછન કાચબાનું જાણવું.

**શ્રી નમિજિન** મિથિલા નગરીમાં જનમ્યા હતા, તેમના પિતા વિજય રાજા અને વિપ્રા રાણી માતા હતાં. ભગવંત ગર્ભે આવ્યા પછી સીમાડિયા રાજા ભગવંતના પિતાના શત્રુ હતા તે ચઢી આવ્યા. ગામના કિલ્લાને ચારે બાજુ લશ્કરનો પડાવ નાખી વિંટી લીધું. રાજાને ઘણી બીક લાગી પણ રાણીએ કિલ્લા ઉપર ચઢીને શત્રુઓને વાંકી નજરે જોયા. રાણીનું તેજ વૈરી રાજાઓથી ખમાયું નહિ, તેથી સર્વ આવીને ભગવંતની માતાને નમસ્કાર કરી કહેવા લાગ્યા કે અમારા ઉપર સૌમ્યદૃષ્ટિએ જુઓ. રાણીએ

અર્થ—( શ્રી ) કુંથુનાથને તથા અરનાથને, મલ્લિનાથને, મુનિસુવ્રતસ્વામીને તથા રાગદ્વેષના જીતનાર નમિનાથને વાંદું છું. ( શ્રી ) અરિષ્ટનેમિને તથા પાર્શ્વનાથને અને વર્દ્ધમાનસ્વામીને હું વંદના કરૂં છું. ૪

---

તેમના ઉપર સૌમ્ય નજરે જોઈ માથે હાથ મુકયો. સર્વ રાજાઓ રાણીને પગે લાગી આજ્ઞા માગી પોતપોતાને નગરે ગયા. એવો પ્રભાવ જાણી નમિનાથ નામ દીધું. તેમનું પન્નર ધનુષ્ય શરીરનું માન અને દશ હજાર વર્ષનું આયુષ્ય જાણવું. અને સુવર્ણ વર્ણ લાંછન નીલા કમળનું જાણવું.

**શ્રી અરિષ્ટનેમિ** પ્રભુનો સૌરીપુર નગરમાં જન્મ હતો. તેમના પિતા સમુદ્રવિજય રાજા અને શિવાદેવા રાણી માતા હતાં. પ્રભુ ગર્ભે આવ્યા પછી માતાએ સ્વપ્નમાં અરિષ્ટ એટલે કાળા રત્નની રેલ દીઠી તથા આકાશમાં ચક્ર ઉછળતું દીઠું, એવો પ્રભાવ જાણી અરિષ્ટનેમિ નામ દીધું. બીજું નામ શ્રી નેમિનાથ. તેમનું દશ ધનુષ્ય શરીરમાન અને એક હજાર વર્ષનું આયુષ્ય, શ્યામ વર્ણ અને લાંછન શંખનું હતું.

**શ્રી પાર્શ્વનાથ** સ્વામીનો વણારસી નગરીમાં જન્મ હતો, તેમના પિતા અશ્વસેન રાજા અને વામા રાણી માતા હતાં. વળી ભગવંત ગર્ભે આવ્યા પછી માતાએ અંધારી રાત્રે પોતાની પાસે સર્પ જતો દીઠો. તે સર્પના જવાના માર્ગની વચમાં રાજાનો હાથ દેખી રાણીએ ઉંચો કીધો, તેથી રાજા જાગી ઉઠ્યા ને બોલ્યા કે શા માટે હાથ ઉંચો કીધો ? રાણીએ સર્પ દીઠાનું કહ્યું, રાજા કહે તમે જુઠું બોલો છો. પછી દીપક મંગાવી જોયું તો સર્પ દીઠો. તેવારે વિસ્મય પામી રાજાએ વિચાર્યું જે મેં ન દીઠો ને રાણીએ દીઠો એ ગર્ભનો પ્રભાવ છે. એમ જાણી શ્રી પાર્શ્વનાથ નામ દીધું. તેમનું નવહસ્ત પ્રમાણ શરીર અને એકસો વર્ષનું આયુષ્ય જાણવું. નીલવર્ણ તથા લાંછન સર્પનું જાણવું.

**શ્રી વર્દ્ધમાનસ્વામીનો** ક્ષત્રિયકુંડ નગરમાં જન્મ હતો. તેમના પિતા

एवं मया अभिष्टुता विधूतरजोमलाः प्रक्षीणजरामरणाः

**एवं मए अभिथुआ, विहुअरयमला पहीणजरमरणा ।**

આમ મેં સ્તવ્યા, ક્ષય કર્યાં છે સર્વ કર્મ જેમણે એવા, સર્વથા નાશ પામ્યા છે જરા મરણ જેમનાં એવા,

चतुर्विंशतिरपि जिनवराः तीर्थंकराः मम प्रसीदंतु

**चउवीसंपि जिणवरा, तित्थयरा मे पसीयंतु ॥ ५ ॥**

ચોવીશે જિનવર તીર્થંકરો મારા ઉપર પ્રસન્ન હો.

અર્થ—એ પ્રકારે મેં ( નામ પૂર્વક) સ્તવ્યા, ચોવીશે તીર્થંકરો તથા બીજા પણ તીર્થંકરો જેઓએ ( કર્મરૂપ ) રજ તથા મલને ટાળ્યા છે ( તથા જેમણે ) જરા અને મરણ અતિશયે કરીને ક્ષય કર્યાં છે ( તથા જે ) સામાન્ય કેવળીઓથી શ્રેષ્ઠ છે એવા તે તીર્થંકરો મારા ઉપર પ્રસન્ન થાઓ ! ૫

---

સિદ્ધાર્થ રાજા અને ત્રિશલારાણી માતા હતાં. ભગવંત ગર્ભે આવ્યા પછી માતાપિતા સમસ્ત ઋદ્ધિએ વૃદ્ધિ પામ્યા, ધન ધાન્યાદિકના ભંડાર તથા દેશ નગરાદિકની વૃદ્ધિ થઇ. સર્વ રાજા આજ્ઞામાં વર્તવા લાગ્યા. એવો પ્રભાવ જાણી વર્દ્ધમાન નામ દીધું. વળી બાલ્યાવસ્થામાં મેરૂપર્વત અંગુઠે ચાંપ્યો તથા આમલકી ક્રીડા કરતાં દેવતા હાર્યો, માટે ઇંદ્ર મહારાજે શ્રી મહાવીર એવું બીજું નામ દીધું, તેમનું સાત હાથ શરીર અને બહોંતેર વર્ષનું આયુષ્ય જાણવું. સુવર્ણ વર્ણ અને લાંછન સિંહનું જાણવું. મહાવીરસ્વામિ ૨૪ માં તીર્થંકર થયા ત્યાર પછી કોઇ પણ તીર્થંકર ભગવાન થયા નથી, તેમજ આ અવસર્પિણી કાળમાં થવાના પણ નથી. હાલમાં જે જૈન ધર્મ પ્રવર્તે છે તે વીર પ્રભુનુંજ શાસન સમજવું. તેમની પાટે સુધર્માસ્વામિ ગણધર થયા, હાલમાં જે સાધુઓ જૈન ધર્મને માનનારા છે તે સઘળા તેઓની ઓલાદના સમજવા.

कीर्त्तितवन्दितमहिता ये एते लोकस्य उत्तमाः सिद्धाः

**कित्तियवंदियमहिया, जेए लोगस्स उत्तमा सिद्धा ।**

સ્તવ્યા, વાંદ્યા, પૂજ્યા. જે એ લોકમાં ઉત્તમ સિદ્ધો (તે)

आरोग्यबोधिलाभं समाधिवरं उत्तमं ददतु

**आरुग्गबोहिलाभं, समाहिवरमुत्तमं दिंतु ॥ ६ ॥**

નિરોગીપણું, બોધિનો લાભ, શ્રેષ્ઠ સમાધિ ઉત્તમ આપો!

અર્થ—(જેમને ઇંદ્રાદિએ) સ્તવ્યા છે, વાંદ્યા છે, પૂજ્યા છે અને જેઓ લોકને વિષે ઉત્તમ સિદ્ધ (ભગવાન) થયા છે, તેઓ (મને) આરોગ્યતા, સમ્યગ્ દર્શનનો લાભ અને પ્રધાન ઉત્તમ સમાધિ આપો! ૬

चंद्रेभ्यो निर्म्मलतराः आदित्येभ्यः अधिकं प्रकाशकराः

**चंदेसु निम्मलयरा, आइच्चेसु अहियं पयासयरा ।**

ચંદ્રોથી અતિ નિર્મળ, સૂર્યોથી અધિક પ્રકાશ કરનારા,

सागरवरगम्भीराः सिद्धाः सिद्धिं मम ददतु

**सागरवरगंभीरा, सिद्धा सिद्धिं मम दिसंतु ॥ ७ ॥**

શ્રેષ્ઠ સમુદ્રના જેવા ગંભીર, સિદ્ધો સિદ્ધિ મને આપો.

અર્થ—ચંદ્રના સમુદાયથી વિશેષ નિર્મળ, સૂર્યના સમુદાયથી વિશેષ પ્રકાશ કરનાર (અને) (સ્વયંભૂરમણ) સમુદ્ર જેવા ગંભીર એવા સિદ્ધ (પરમાત્મા) મને મોક્ષ આપો! ૭

પદ (૨૮) સંપદા (૨૮) ગુરૂ (૨૭) લઘુ (૨૨૯) સર્વવર્ણ (૨૫૬)

**ઇતિ નામસ્તવ[1] સૂત્ર.**

---

૧ નામપૂર્વક તીર્થંકરોની સ્તવના કરેલ છે તેથી નામસ્તવ.

## ॥ अथ पडिलेहणा ॥

१ इच्छामि खमासमणो वंदिउं जावणिज्जाए निसीहियाए मत्थएण वंदामि ॥ इच्छाकारेण संदिसह भगवन् पडिलेहण संदिस्सापमि ॥ इच्छं ॥

२ इच्छामि खमासमणो वंदिउं जावणिज्जाए निसीहिआए मत्थएण वंदामि ॥ इच्छाकारेण संदिसह भगवन् पडिलेहणं करेमि ॥ इच्छं ॥

( पछी मुहपत्तिनी २५ पडिलेहणा तथा शरीरनी २५ पडिलेहणा करवी. पडिलेहणा करतां नीचेना पचास बोल चिंतववा.

## ॥ पडिलेहणाना ५० बोल ॥

मुहपत्तिनी २५ पडिलेहणाः—सम्यक्त्वमूल निर्मल दृष्टे जीव जोइ जयणा करुं. (एम कही दृष्टि पडिलेहणा करवी ) सम्यक्त्वमोहनीय, मिश्रमोहनीय, मिथ्यात्वमोहनीय परिहरुं ॥ कामराग, स्नेहराग, दृष्टिराग परिहरुं ॥ सुदेव, सुगुरु, सुधर्म आदरुं ॥ कुदेव, कुगुरु, कुधर्म परिहरुं॥ ज्ञान, दर्शन, चारित्र आदरुं॥ ज्ञानविराधना, दर्शनविराधना, चारित्रविराधना परिहरुं ॥ मनोगुप्ति, वचनगुप्ति, कायगुप्ति आदरुं ॥ मनोदंड, वचनदंड कायदंड, परिहरुं ॥

अंगनी २५ पडिलेहणाः—हास्य, रति, अरति परिहरुं ॥ भय, शोक, दुगंछा परिहरुं ॥ कृष्णलेश्या, नीललेश्या, कापोतलेश्या परिहरुं ॥ ऋद्धिगारव, रसगारव, सातागारव परिहरुं ॥ मायाशल्य, नियाणशल्य, मिथ्यात्वशल्य परिहरुं ॥ क्रोध, मान, परिहरुं ॥ माया, लोभ परिहरुं ॥ पृथ्वीकाय, अप्काय, तेउकाय, वाउकाय, वनस्पतिकाय, त्रसकाय विराधना परिहरुं ॥

( पछी )

१ इच्छामि खमासमणो वंदिउं जावणिज्जाए निसीहिआए मत्थएण वंदामि ॥ इच्छाकारेण संदिसह भगवन् सामाइयं संदिस्साएमि ॥ इच्छं ॥

२ इच्छामि खमासमणो वंदिउं जावणिज्जाए निसीहिआए मत्थएण वंदामि ॥ इच्छाकारेण संदिसह भगवन् सामाइयं ठाएमि ॥ इच्छं ॥

( पछी नवकार एक भणी कहीये. )

इच्छाकारेण, संदिस्सह, भगवन् सामायिक दंडक उचरावो ॥ एम कही सामायिकदंडक उचरवुं ॥

## ॥ अथ करेमिभंते सूत्र वा सामायकनुं पच्चख्काण ॥

करोमि हे भगवन्! सामायिकं। सावद्यं योगं प्रत्याख्यामि।

**करेमि भंते। सामाइयं। सावज्जं जोगं पच्चक्खामि।**

કરૂં છું હે ભગવાન! સામાયિક, પાપ સહિત વ્યાપારનું પચ્ચ-ખ્ખાણ કરૂં છું.

---

૧ **સમ** એટલે સરખું છે મોક્ષ સાધન પ્રત્યે સામર્થ્ય જેનું એવા જ્ઞાન દર્શનનો **આય** એટલે લાભ છે જેમાં તે અથવા **સમ** એટલે મધ્ય-સ્થ ભાવ તેનો લાભ જેમાં થાય છે તે અથવા **સમ** એટલે સમાનભાવ—સર્વ જીવને મિત્ર તરીકે લેખવારૂપ લાભ જેમાં થાય છે તે : સામાયક કહિયે, પ્રત્યાખ્યાનના ભાંગા ૪૯ છે, તેમાં ૪૦ મા ભાંગે સામાયક થાય છે. પાપ સહિત વ્યાપાર કરૂં નહિ, કરાવું નહિ, મન વચન કાયાયે. એ ૪૦ મો ભાંગો છે.

### ભાંગા ૪૯ કરવાની રીત:—

| | | | |
|---|---|---|---|
| આંક ૧૧—૧ કરણ. | ૧ યોગ. | ભાંગા ૯ | ૯ મળી. |
| આંક ૧૨—૧ કરણ. | ૨ યોગ. | ભાંગા ૯ | ૧૮ ,, |
| આંક ૧૩—૧ કરણ. | ૩ યોગ. | ભાંગા ૩ | ૨૧ ,, |
| આંક ૨૧—૨ કરણ. | ૧ યોગ. | ભાંગા ૯ | ૩૦ ,, |
| આંક ૨૨—૨ કરણ. | ૨ યોગ. | ભાંગા ૯ | ૩૯ ,, |
| આંક ૨૩—૨ કરણ. | ૩ યોગ. | ભાંગા ૩ | ૪૨ ,, |
| આંક ૩૧—૩ કરણ. | ૧ યોગ. | ભાંગા ૩ | ૪૫ ,, |
| આંક ૩૨—૩ કરણ. | ૨ યોગ. | ભાંગા ૩ | ૪૮ ,, |
| આંક ૩૩—૩ કરણ. | ૩ યોગ. | ભાંગો ૧ | ૪૯ ,, |

यावत् नियमं पर्युपासे द्विविधं त्रिविधेन

**जाव नियमं पज्जुवासामि दुविहं तिविहेणं ।**

પર્યંત નિયમ સેવું બે કરણ ત્રણ જોગે કરી.

અર્થ—હે ભગવંત ! હું (રાગદ્વેષના અભાવરૂપ) (જ્ઞાનાદિ ગુણના લાભરૂપ) સામાયિક કરૂં છું. (અર્થાત્) પાપયુક્ત વ્યાપારનું પચ્ચખ્ખાણ કરૂં છું. (નિષેધ કરૂં છું) જ્યાંસુધી તે નિયમનું સેવન કરૂં ત્યાંસુધી, બે કરણ અને ત્રણ જોગથી.

---

૪૯ તે આ પ્રમાણે.—

૧ મને કરવું નહીં.
૨ મને કરાવવું નહીં.
૩ મને અનુમોદવું નહીં.
૪ વચને કરવું નહીં.
૫ વચને કરાવવું નહીં.
૬ વચને અનુમોદવું નહીં.
૭ કાયાએ કરવું નહીં.
૮ કાયાએ કરાવવું નહીં.
૯ કાયાએ અનુમોદવું નહી.
૧૦ મન વચને કરવું નહીં.
૧૧ મન વચને કરાવવું નહીં.
૧૨ મન વચને અનુમોદવું નહીં.
૧૩ મન કાયાએ કરવું નહીં.
૧૪ મન કાયાએ કરાવવું નહીં.
૧૫ મન કાયાએ અનુમોદવું નહીં.
૧૬ વચન કાયાએ કરવું નહીં.
૧૭ વચન કાયાએ કરાવવું નહીં.
૧૮ વચન કાયાએ અનુમોદવું નહીં.
૧૯ મન વચન કાયાએ કરવું નહીં.
૨૦ મનવચન કાયાએ કરાવવું નહીં,
૨૧ મન વચનકાય એઅનુમોદવું નહીં
૨૨ મને કરવું, કરાવવું નહીં.
૨૩ વચને કરવું કરાવવું નહીં.
૨૪ કાયાએ કરવું કરાવવું નહીં.
૨૫ મને કરવું, અનુમોદવું નહીં.
૨૬ વચને કરવું અનુમોદવું નહીં.
૨૭ કાયાએ કરવું અનુમોદવું નહીં.
૨૮ મને કરાવવું અનુમોદવું નહીં.
૨૯ વચને કરાવવું અનુમોદવું નહીં.
૩૦ કાયાએ કરાવવું અનુમોદવું નહીં.
૩૧ મન વચને કરવું કરાવવું નહીં.
૩૨ મન કાયાએ કરવું કરાવવું નહીં.
૩૩ વચન કાયાએ કરવું કરાવવું નહીં.
૩૪ મન વચને કરવું અનુમોદવું નહીં.

मनसा वाचा कायेन न करोमि न कारयामि
मणेणं वाया कारणं । न करेमि न कारवेमि ।
મને વચને કાયાએ, ન કરૂં ન કરાવું.
तं ( अतीतं ) हे भगवन्! प्रतिक्रामामि निंदामि गर्हे
तस्स भंते पडिक्कमामि निंदामि गरिहामि
તે (પૂર્વે કરેલા) ને હે ભગવાન્! પડિક્કમુ નિંદુ ગર્હું.
आत्मानं व्युत्सृजामि
अप्पाणं वोसिरामि ॥
( દુષ્ટ ) આત્માને વોસરાવું છું.

અર્થ—મન, વચન અને કાયા ( એ ત્રણ પ્રકાર ) વડે ન

---

૩૫ મન કાયાએ કરવું અનુમોદવું નહીં
૩૬ વચન કાયાએ કરવું અનુમોદવું નહીં.
૩૭ મન વચને કરાવવું અનુમોદવું નહીં.
૩૮ મન કાયાએ કરાવવું અનુમોદવું નહીં.
૩૯ વચન કાયાએ કરાવવું અનુમોદવું નહીં.
૪૦ મન વચન કાયાએ કરવું કરાવવું નહીં.
૪૧ મન વચન કાયાએ કરવું અનુમોદવું નહીં.
૪૨ મન વચન કાયાએ કરાવવું અનુમોદવું નહીં.
૪૩ મને કરવું, કરાવવું, અનુમોદવું નહીં.
૪૪ વચને કરવું કરાવવું, અનુમોદવું નહીં.
૪૫ કાયાએ કરવું કરાવવું અનુમોદવું નહીં.
૪૬ મન વચને કરવું કરાવવું અનુમોદવું નહીં.
૪૭ મન કાયાએ કરવું કરાવવું અનુમોદવું નહીં.
૪૮ વચન કાયાએ કરવું કરાવવું અનુમોદવું નહીં.
૪૯ મન વચન કાયાએ કરવું કરાવવું અનુમોદવું નહીં.

એ ૪૯ ભાંગાને ત્રણ કાલ (ભૂત, ભવિષ્ય વર્તમાન )થી ગણતાં ૧૪૭ ભાંગા થાય.

કરૂં [ તથા ] ન કરાવું, હે ભગવંત! તે સંબંધી ( પૂર્વે કરેલા ) અપરાધને હું પ્રતિક્રમું છું, ( આત્મસાક્ષીએ ) નિંદું છું, ( ગુરૂ સાક્ષીએ) વિશેષે નિંદું છું (અને) આત્માને વોસિરાવું છું. ૧

ગાથા (૧) ગુરૂ (૭) લઘુ (૬૯) સર્વવર્ણ (૭૬)

## ॥ अथ सुगुरुवंदन सूत्रम्* ॥

इच्छामि ( हे ) क्षमाश्रमण ! वंदितुं यापनीयया नैषेधिक्या

**इच्छामि खमासमणो वंदिउं जावणिज्जाए निसीहिआए१॥**

ઇચ્છું છું હે ક્ષમાશ્રમણ વાંદવાને, શરીરની શક્તિવડે અન્ય વ્યાપાર ત્યજી.

અર્થ—હે ક્ષમાશ્રમણ! શક્તિએ સહિત [ જીવહિંસાદિક નિવૃત્તિરૂપ પ્રયોજનવાળા ] મારા શરીરવડે [ આપને ] વાંદવાને ઇચ્છું છું. ( ગુરૂ વંદાવવાને તૈયાર હોય તો છંદેણ કહે. )

---

* આ સુત્રવડે આચાર્ય, ઉપાધ્યાય, પ્રવર્તક, સ્થવીર અને રત્નાધિક એ પાંચ પદસ્થ ગુરૂમહારાજને વંદન કરાય છે તેથી સુત્રનું નામ સુગુરૂવાંદણા. જ્યારે ગુરૂમહારાજ શાંત ચિત્તે, સન્મુખ આસને બેઠા હોય અને વંદન દેવરાવવામાં ઉજમાલ હોય ત્યારે તેઓની આજ્ઞા માગીને વંદન કરવું. પણ વ્યાક્ષિપ્ત ચિત્ત હોય. અવળા મુખે બેઠા હોય, આહાર નીહાર કરતા હોય અગર કરવાને ઇચ્છિતા હોય, ત્યારે વંદન કરવું નહિ. કેમકે તેથી તેમનો અનાદર અને આશાતના થાય છે, એ વાત લક્ષ્યમાં રાખવી. પ્રતિક્રમણ કરતાં, વાચના લેતાં, કાઉસ્સગ્ગ કરતાં, અપરાધ ખમાવતાં, પ્રાહુણા સાધુજી આવે ત્યારે, આલોચના લેતાં, પચ્ચખ્ખાણ કરતાં, અને અંત સમય અનશન આદરતાં વંદન અવશ્ય કરવું જોઇએ.

अनुजानीत मम मितावग्रहं
**अणुजाणह मे मिउग्गहं ॥ २ ॥**
**આજ્ઞા આપો. મુજને મિત્તઅવગ્રહમાં પેસવાની**

---

મસ્તક નમાવવાવડે વંદન થાય તે **ફીટ્ટાવંદન**, બે ખમાસમણુ દેવા વડે વંદન થાય તે **થોભવંદન** અને બે વાંદણા દેવાવડે **દ્વાદશાવર્તવંદન** થાય છે. એ ત્રણ વંદનના અનુક્રમે જઘન્ય, મધ્યમ અને ઉત્કૃષ્ટ એમ ત્રણ ભેદ ગણાય.

આ વાંદણાં દેતાં પચ્ચીશ આવશ્યક સાચવવાં જોઇએ તે ન સાચવે તો વંદન કરનાર પણ નિર્જરા ફળ પામે નહિ. તે આવશ્યક આ પ્રમાણે—

'ઇચ્છામિ ખમાસમણો' પ્રમુખ 'અણુજાણહ' પર્યંત બોલતાં પોતાનું અર્ધું શરીર નમાડી દેવામાં આવે તે પ્રથમ **અવનત** અને ફરી બીજીવાર પણ તેમજ કરતાં બીજું **અવનત** જાણવું. જન્મ થતી વખતે અથવા દીક્ષા યોગ આદરતી વખતે જેવી મુદ્રા હોય તેવી નમ્ર મુદ્રા (બે હાથ જોડી લલાટે લગાડવારૂપ) વંદન કરતી વખતે ધારણ કરવી તે **યથાજાત** જાણવું. 'અહો કાયં, કાય' રૂપ ત્રણ અને 'જત્તા ભે, જવણિજ્જં ચ ભે' રૂપ બીજા ત્રણ એમ ૭, એક વખતના વંદનમાં અને તે ૭ બીજી વખતના વંદનમાં મળી ૧૨ **આવર્ત** (ગુરૂચરણે હાથનાં તળાં લગાડી પછી તે પોતાના લલાટે લગાડવારૂપ) થાય છે. 'કાય સંફાસં' કહેતાં સ્વમસ્તક ગુરૂચરણે નમાડવું. તથા "ખામેમી ખમાસમણો" કહેતાં ફરી સ્વમસ્તક નમાડવું એવી રીતે બીજીવાર વંદન કરતાં બે વખત મસ્તક નમાડવું. એમ સર્વ મળી ચાર વખત **શિર નમન** થાય છે, મન, વચન અને કાયાને અન્ય વ્યાપારથી નિવર્તાવી વંદન કરતી વખતે સારી રીતે ગોપવી રાખવારૂપ ત્રણ **ગુપ્તિ** જાણવી. 'અણુજાણહ મે મિઉગ્ગહં' કહી બન્ને વખત વંદન કરતાં ગુરૂ—આજ્ઞા પામીને અવગ્રહમાં પ્રવેશ કરવો તે બે **પ્રવેશ** જાણવા, અને પ્રથમ વંદન કરતી વખતે 'આવસ્સિઆએ' કહીને

**અર્થ**—મિતઅવગ્રહ ( સાડાત્રણ હાથ પ્રમાણ ક્ષેત્ર ) માં પ્રવેશ કરવાની મને રજા આપો, ( ગુરૂ કહે અણુજાણામિ ) હું આજ્ઞા આપું છું. ૨

---

અવગ્રહમાંથી બાહેર નીકળવું તે એક નિષ્ક્રમણ સમજવું એવી રીતે દ્વાદશાવર્ત વંદન કરતી વખતે પચ્ચીશ આવશ્યક સાચવવાંજ જોઇએ. તેમજ દ્વાદશવર્ત વંદનના ૩૨ દોષ તે પણ ટાળવા જોઇએ. તે ૩૨ દોષ નીચે પ્રમાણેઃ—

૧ **અનાદૃતદોષ**—ગુરૂનો અનાદર કરવો તે.

૨ **સ્તબ્ધદોષ**—વિનયપૂર્વક ગુરૂને નમન નહિ કરતાં સ્તબ્ધપણે ટટાર ઉભા રહે તે. સુલાદિક રોગ થયો હોય તો દ્રવ્યથી ન નમી શકે પણ નમવાના ભાવ હોય તો તે શ્રેષ્ટ કહેવાય. પણ જે જાણી જોઇને સ્તબ્ધપણે ઉભો રહે તેને અવિનયી જાણવો.

૩ **પવિદ્ધદોષ**—કાંઇપણ વ્યવસ્થા વગર જવા દેવાની ક્રિયા તે વેઠરૂપ જાણીને કરે અને સંપૂર્ણ કરે નહિ તે ત્રીજો પવિદ્ધ દોષ.

૪ **સપિંડિતદોષ**—મુખથકી સુત્રના વચન સિવાય બીજા વચન બોલે અને પોતાના હાથ પગ સ્થિર રાખે નહીં તે સપિંડિત દોષ.

૫ **ટોલકદોષ**—તીડપક્ષીની પેઠે એક જગ્યાએ સ્થિર નહિ બેસતાં જેમતેમ ઉઠબેશ કરી વંદન કર્યા કરે તે.

૬ **અંકુશદોષ**—ગુરૂ ઉભા હોય કે બેઠા હોય તેનો વિચાર કર્યા વગર તેમને આગ્રહથી બેસાડીને પોતે વાંદે, મહારાજ બેસી જાઓ મારે વાંદવા છે એમ કહે, તે છઠો અંકુશદોષ.

૭ **કચ્છપદોષ**—વાંદતી વખતે કાચબાની પેઠે આગળ પાછળ કર્યા કરે તે સાતમો કચ્છપદોષ.

૮ **મત્સ્યદોષ**—માછલું જેમ પાણીમાં સ્થિર રહેતું નથી તેમ જે વંદન કરતાં સ્થિર રહે નહિ તે આઠમો મત્સ્યદોષ.

૯ **મનપ્રદુષ્ટદોષ**—ગુરૂ પાસેથી પોતાની ઇચ્છા પ્રમાણે કાર્યસિદ્ધિ ન થવાથી મનમાં દ્વેષ અને ઇર્ષા લાવીને વાંદે તે નવમો મનપ્રદુષ્ટદોષ.

निषेधयामि ( नैषेधिक्या व्यापारो-निषिध्य च विधिना )

## निसीहि

અન્ય વ્યાપાર નિષેધ્યો છે જેણે એવો ( શિષ્ય અવગ્રહમાં પ્રવેશ કરીને વિધિવડે બેસીને ).

---

૧૦ વેદિકાદોષ—બે હાથ ઘુંટણુ ઉપર મુકવા અથવા બન્ને હાથની વચ્ચે ઘુંટણુ રાખવા, બે હાથની વચ્ચે એક ઘુંટણુ રાખે અથવા ખોળામાં હાથ રાખે એવી રીતે વંદન ક્રિયા કરે તે વેદિકાદોષ.

૧૧ ભયદોષ—જો હું નહિ વાંદું તો આચાર્ય મને કાઢી મુકશે અથવા એમને માઠું લાગશે, એમ ભયથી વાંદવું તે અગીયારમો ભયદોષ.

૧૨ ભજંતદોષ—બીજાઓ પણુ ગુરૂને ભજે છે માટે હું પણુ ભજવાના પૂર્વક વાંદુ તો ઠીક, એમ વિચારવું તે ભજંતદોષ.

૧૩ મૈત્રીદોષ—જો હું આચાર્યને વાંદીશ તો આચાર્ય મારી સાથે મૈત્રીભાવ રાખશે અને મારાપર પ્રીતિ રાખશે તે મૈત્રીદોષ.

૧૪ ગારવદોષ—સમાચારીમાં લોકો મને શ્રેષ્ટ ક્રિયાપાત્ર કહેશે એમ વિચારીને વાંદવું તે ગારવદોષ.

૧૫ કારણુવાંદણું—આલોકના સુખની ઇચ્છાથી જે વાંદે તે કારણુદોષ.

૧૬ સ્તૈન્યદોષ—બીજાથી શરમાઇને તેમની નજર ચુકવીને વાંદી લેવું તે સ્તૈન્યદોષ.

૧૭ પ્રત્યનીકદોષ—આહારનિહારના કામ વખતે જે વાંદવું તે પ્રત્યનીકદોષ.

૧૮ રૂષ્ટદોષ—ક્રોધાયમાન થયો થકો અથવા ગુરૂને ક્રોધાયમાન કરતો થકો વાંદે તે રૂષ્ટદોષ.

૧૯ તર્જીતદોષ—મસ્તક, આંગળી કે ભ્રકુટીવડે ગુરૂની તર્જના કરવી એટલે યાદરાખજો, એમ ભય ગુરૂને બતાવે અને વાંદે તે તર્જીતદોષ.

अधः कायं, कायेन संस्पर्शं ( करोमि )

**अहो-कायं काय-संफासं**

ચરણને ઉત્તમાંગવડે સ્પર્શ કરૂં છું.

क्षमणीयः भवद्भिः क्लमः अप ( अल्प ) क्लान्तानां बहुशुभेन

**खमणिज्जो भे किलामो अप्पकिलंताणं बहुसुभेण**

ખમજો આપ ખેદ :અલ્પગ્લાનિવાલાનો ઘણા રૂડા ભાવે

भवतां दिवसो व्यतिक्रान्तः

**भे दिवसो वइक्कंतो ॥ ३ ॥**

આપનો દિવસ વ્યતિક્રમ્યો ?

---

૨૦ શઠદોષ—વાંદવાથી ગુરૂ અને બીજાઓ મારો વિશ્વાસ કરશે એમ વિચારીને વાંદવું તે શઠદોષ.

૨૧ હીલિતદોષ—પાછળથી ગુરૂની હેલનાકરે અને વાંદે તે હીલિતદોષ.

૨૨ કુંચિતદોષ—વાંદતાં વાંદતાં દેશાદિ સંબંધી વચમાં વિકથા કરે તે કુંચિતદોષ.

૨૩ દ્રષ્ટાદ્રષ્ટદોષ—લોકોને દેખાડવાને લોકો હોય ત્યારે જે વાંદે તે દ્રષ્ટાદ્રષ્ટદોષ.

૨૪ શૃંગદોષ—સન્મુખ હાથ નહિ રાખતાં જમણી અને ડાબીબાજુએ રાખીને વાંદવું તે શૃંગદોષ.

૨૫ કરદોષ—વાંદવાનો કર માનીને વાંદવું એટલે શું કરીએ વાંદ્યા વિના છુટકો નથી એમ કહે તે કરદોષ.

૨૬ મોચનદોષ—વાંદવાના કરમાંથી મુક્ત થવાની ઈચ્છાથી વાંદવું એટલે ચાલો આ કામ એક ઉકેલી લઈએ તે મોચનદોષ.

અર્થ—પછી શિષ્ય—માત્ર ગુરૂ વંદન શિવાય અન્ય ક્રિયારૂપ વ્યાપાર નિષેધ્યો છે જેણે એવો છતો અવગ્રહમાં પેસીને, વિધિ-પૂર્વક બેસી, સાધુ ડાબા ઢીંચણ ઉપર અને શ્રાવક ચરવળા ઉ-પર મુહપત્તિ મુકી બે હાથ લલાટે લગાડી, ગુરૂના ચરણોને સ્પ-ર્શ કરતો આ પ્રમાણે કહે—

"અહો, કાયં, કાય સંફાસં"

અર્થ—અધઃકાયં અર્થાત્ આપના પગોને મારા હાથ અને લલાટે કરી રૂડી રીતે સ્પર્શ કરવાને મને આજ્ઞા આપો. (ગુરૂ-ની આજ્ઞાને પામીને ગુરૂના ચરણ પ્રત્યે પોતાના હાથ તથા મ-સ્તકે કરી સ્પર્શે. પછી મસ્તકે બે હાથ લગાડી, ગુરૂની સન્મુખ દૃષ્ટિ રાખી.)

---

૨૭ આશ્લિષ્ટઅનાશ્લિષ્ટદોષ—જમીન ઉપર મસ્તક લગાડે ન લ-ગાડે અથવા રજોહરણ સાથે હાથ લગાડે પણ મસ્તકે ન લગાડે, મસ્તકે લગાડે પણ રજોહરણે ન લગાડે, મસ્તકે ન લગાડે અને રજોહરણે પણ ન લગાડે તે આશ્લિષ્ટ અનાશ્લિષ્ટદોષ જાણવો અને ચોથો ભાંગો જે બન્નેને હાથ લગાડીને વાંદે તે દોષ નથી.

૨૮ ન્યુનદોષ—ઉતાવળથી પાઠ કહેતાં વચન રહી જાય તે ન્યુનદોષ.

૨૯ ચુલકાદોષ—વાંદ્યા પછી વધારે મોટે સાદે મત્થએણ વંદામિ એમ વળી વિશેષ કહે તે ચુલિકાદોષ.

૩૦ મૂકદોષ—મુંગે મોંઢે વાંદે તે મૂકદોષ.

૩૧ ઢઢ્ઢરદોષ—મોટા સાદથી વાંદણાસૂત્રનું બોલવું તે ઢઢ્ઢરદોષ.

૩૨ ચુડલીકદોષ—રજોહરણ આમ તેમ ફેરવતાં વાંદે તે ચુડલીકદોષ.

" ખમણિજ્જો ભે " ઇત્યાદિ પદો કહે.

અર્થ—હે ભગવંત કાંઇ ખેદ ઉપજાવ્યો હોય તે ખમજો. અલ્પ ગ્લાનિવાળા એવા આપને ઘણાં સમાધિભાવે કરીને ( આપનો ) દિવસ વીત્યો ?

ગુરૂ કહે " તહત્તિ " તેમજ વ્યતીત થયો છે.

પછી શિષ્ય કહે.

यात्रा भवतां

जत्ता भे ॥ ४ ॥

સંજમજાત્રા આપની

અર્થ—હે કરૂણાસમુદ્ર ! આપને તપ, નિયમ, સંયમ, સ્વાધ્યાયરૂપ યાત્રા અવ્યાબાધપણે વર્તે છે ?

ગુરૂ કહે " તુબ્ભંપિ વટ્ટએ " તમને પણ વર્તે છે.

પછી શિષ્ય કહે.

यापनीयं च भवतां

जवणिज्जं च भे ॥ ५ ॥

ઇંદ્રિય નોઇંદ્રિય અને આપની

અર્થ—ઇંદ્રિય અને નોઇંદ્રિયથી પીડા નહીં પામતું એવું આપનું શરીર છે ?

ગુરૂ કહે " એવં " એમજ છે.

क्षमयामि क्षमाश्रमण ! दैवसिकं व्यतिक्रमं

खामेमि खमासमणो देवसियं वइक्कमं ॥ ६ ॥

ખામું છું હે ક્ષમાશ્રમણ ! દિવસસંબંધી અપરાધને

અર્થ—હે ક્ષમાશ્રમણ ! દિવસ સંબંધી મારા અપરાધ પ્રત્યે હું ખામું છું. તે પછી શિષ્ય ઉભો થઇ નીચે પ્રમાણે કહે.

आवशिक्या प्रतिक्रामामि क्षमाश्रमणानां
आवस्सिआए पडिक्कमामि खमासमणाणं
આવશ્યક ક્રિયાસંબંધી અતિચારથકી નિવર્તું છું. ક્ષમાશ્રમણોની

दैवसिक्या आशातनया
देवसिआए आसायणाए
દિવસ સંબંધી આશાતનાવડે

અર્થ—અવશ્ય કર્ત્તવ્ય જે ચરણસિત્તરી અને કરણસિત્તરી આદિ સેવતાં પાળતાં જે અતિચાર લાગ્યા હોય તેથકી હું નિવર્તું છું. ( વળી ) ક્ષમાશ્રમણ સંબંધી દિવસને વિષે થઇ એવી આશાતનાએ કરીને,

## કેવી આશાતનાએ કરીને ?

त्रयस्त्रिंशदन्यतरया यत्किंचित्
तित्तीसन्नयराए जं किंचि
[1]તેત્રીશ માંહેની કોઈ પણ વડે. જે કોઈ

---

૧ ગુરૂ મહારાજ સંબંધી તેત્રીશ આશાતના અવશ્ય વર્જવી જોઇએ તે આ પ્રમાણે—

૧ ગુરૂ મહારાજની ૧ અગાડી, ૨ પડખે ( બન્ને પાસે) તેમજ અત્યંત ૩ નજદીક અડકીને ૧ ચાલતાં, હીંડતાં, ૨ ઉભા રહેતાં અને ૩ બેસતાં આશાતના લાગે છે. પરંતુ જો ખાસ આગમના કારણસર તેમ કરવું પડે, તો માર્ગશુદ્ધિથી, અને અધિક લાભના કારણથી આશાતનાનો

मिथ्यया मनोदुष्कृतया वचोदुष्कृतया कायदुष्कृतया

मिच्छाए मणदुक्कडाए वयदुक्कडाए कायदुक्कडाए

મિથ્યાભાવવાળી– મનદુષ્કૃતવાળી– વચનદુષ્કૃતવાળી– કાયદુષ્કૃતવાળી–આસાતનાવડે.

---

દોષ ગણાતો નથી. એમ દરેકના ત્રણ ત્રણ ભેદ કરતાં તેના ૯ ભેદ થઈ શકે છે. ૧૦ ગુરૂ મહારાજ પહેલાં ભોજન વખતે ચલુ કરી લેવાથી કે આચમન લેવાથી દોષ લાગે. ૧૧ બાહેરથી ગુરૂ સાથે આવ્યા છતાં જો ગુરૂ મહારાજથકી પહેલાં ગમણાગમણે આલોવે એટલે 'ઇરિયાવહી' પડિક્કમે તો ગુરૂનો અનાદર–વિનયભંગ કરવાથી દોષ લાગે. ૧૨ રાત્રીસંથારો કર્યા બાદ ગુરૂ મહારાજ કંઈ પુછે કે બોલાવે ત્યારે સાંભળ્યું નહીં સાંભળ્યું કરી ઉત્તર નહીં આપતાં કેવળ મૌનજ ધારી રહે તો આશાતના લાગે. ૧૩ ગુરૂ પાસે આવેલા કોઈ ગૃહસ્થાદિકને વશ કરી લેવા ગુરૂ મહારાજ તેમને બોલાવે તે પહેલાં પોતે બોલાવી લે, તો ગુરૂઆશાતના લાગે. ૧૪ ભિક્ષાવૃત્તિથી આણેલાં આહાર પાણી પ્રમુખ ગુરૂ મહારાજ પાસેજ પ્રથમ હાજર કરી દેવાં જોઇએ અને ગોચરી પણ ત્યાંજ આલોવવી જોઇએ, તેને બદલે તેમ નહીં કરતાં તે સંબંધી ઇચ્છા મુજબ વર્તતાં એટલે ગુરૂ પહેલાં ઉતાવળ કરી આવેલી ગોચરી કોઇ સાધુ જોઇ લે. તેમજ તે બીજા સાધુ પાસે આલોવી લે તો ગુરૂઆશાતના લાગે. ૧૫ આવેલી ગોચરી ગુરૂ પહેલાં બીજાને બતાવી દે, તો દોષ લાગે. ૧૬ આવેલાં આહાર પાણી વાપરવા બીજાને નિમંત્રણ કરીને પછી ગુરૂ મહારાજને નિમંત્રણ કરે તો તેથી અનાદર દોષ લાગે. ૧૭ મધુર ખાદ્ય પદાર્થ ભિક્ષામાં આવેલો જાણી આપઇચ્છાએ ગુરૂને પૂછ્યા વગર પોતાને ગમે તેને આપી દેવાથી આશાતના લાગે. ૧૮ સરસ સ્નિગ્ધ પદાર્થ આવેલો હોય તો તે ગુર્વાદિકને નહીં આપતાં પોતેજ આરોગી જાય, તો ગુરૂ આશાતના લાગે. ૧૯ ગુરૂ મહારાજ સાદ કરીને બોલાવે ત્યારે બહેરાની

અર્થ—તેત્રીશ આશાતના મધ્યેથી જે કાંઇ મિથ્યાભાવરૂપ આશાતના થઇ હોય તેણે કરીને, મન સંબંધી પાપ તેરૂપ આશાતનાએ કરીને, વચન સંબંધી પાપ તેરૂપ આશાતનાએ કરીને, શરીર સંબંધી પાપ તેરૂપ આશાતનાએ કરીને.

क्रोधया मानया मायया लोभया

# कोहाए माणाए मायाए लोभाए

ક્રોધરૂપ- માનરૂપ- માયારૂપ- લોભરૂપ આશાતનાવડે.

અર્થ—ક્રોધરૂપ, માનરૂપ, માયારૂપ અને લોભરૂપ આશાતનાએ કરીને.

---

પેરે કશો પણ ઉત્તર પાછો ન આપે, શૂન્યવત્ બેસી રહે; તો દોષ લાગે. ૨૦ જ્યારે કોઈ વડીલ સાધુ સાદ કરે ત્યારે સામા થઈ જેમ આવે તેમ બોલે—આ મારીજ કેડે લાગ્યા છે. મનેજ દેખ્યો છે, આમની સાથે ક્યાંથી પાનાં પડ્યાં, ઈત્યાદિક કટુ ભાષણ કરતાં દોષ લાગે. ૨૧ ગુરૂ પાસે જઈ નમ્રપણે જવાબ દેવાને બદલે પોતાના આસને બેઠા બેઠા ઉત્તર આપવાથી ગુરૂઆશાતના લાગે. ૨૨ શું કહો છો ! શું છે ? કહોને ! ઈત્યાદિક વિનય રહિત ભાષણ ગુરૂ સાથે કરતાં આશાતના લાગે. ૨૩ કંઈ કામ કરવા ગુરૂ મહારાજ શિષ્યને બોલાવે ત્યારે તોછડાઈ ભરેલી રીતે બોલે કે તમેજ કરોને !. મને શામાટે કહો છો ? અથવા તુંકારાદિ દેતાં ગુરૂઆશાતના લાગે. ૨૪ વાહ !. અમનેજ દિઠા છેને ! તમે જાતે કેમ કરતા નથી ? અથવા બીજા શિષ્યને કરવા કેમ કહેતા નથી ? એમ ગુરૂમહારાજને તર્જના કરતાં ગુરૂઆશાતના લાગે. ૨૫ ગુર્વાદિક વડીલ સાધુઓને વ્યાખ્યાન પ્રમુખ કરતાં દેખી શિષ્ય દુમણો થાય પણ પ્રમુદિત ન થાય, તો ગુરૂઆશાતના લાગે અથવા ગુર્વાદિક વડીલનો કોઈ રાગી હોય તેને દેખી દુમણો થાય તો તેથી પણ ગુરૂઆશાતના લાગે. ૨૬ ગુરૂમહારાજ વ્યાખ્યાનાદિક કરતા હોય ત્યારે 'એ તમે ભુલી

सर्वकालिक्या सर्वमिथ्योपचारया सर्वधर्मातिक्रमणया

**सव्वकालियाए सव्वमिच्छोवयाराए सव्वधम्माइक्कमणाए**

સર્વ કાલસંબંધી, સર્વ મિથ્યા ઉપચારસંબંધી, સર્વ ધર્મ અતિક્રમણસંબંધી.

आशातनया यो मया अतिचारः कृतः

**आसायणाए जो मे अइयारो कउ**

આશાતનાવડે જે મેં અતિચાર કર્યો

---

ગયા છો, આ વાત તમને યાદ નથી, એનો અર્થ એ ન હોય ' ઇત્યાદિક અનુચિત વચન બોલતાં ગુરૂઆશાતના લાગે. ૨૭ અથવા એ બાબત હું તમને પછી સારી રીતે સમજાવીશ એમ આપ ડહાપણ બતાવવા સભા સમક્ષ બોલી, ચાલતી કથાનો ભંગ કરે, તો તેથી ગુરૂઆશાતના લાગે. ૨૮ અથવા એવે અવસરે આવીને શિષ્ય કહે કે મહારાજ ! પોરસીવેળા કે આહારવેળા થઈ ગઈ છે એમ કહીને પર્ષદાનો ભંગ કરે તો ગુરૂઆશાતના લાગે. ૨૯ અથવા પર્ષદા ઉઠી ગઈ ન હોય એટલામાં આપ ડહાપણ બતાવવા માટે ગુરૂમહારાજે વ્યાખ્યાનમાં કહેલીજ વાત વધારે વિસ્તારી બતાવે તો ગુરૂઆશાતના લાગે. ૩૦ ગુરૂ સંબંધી શય્યા–સંથારા પ્રમુખને પોતાના પગ વિગેરેથી સંઘટ્ટ કરી પાછું ખમાવે નહીં તો આશાતના લાગે. ૩૧ ગુરૂની શય્યા કે સંથારાદિક ઉપર પોતે બેસે કે આળોટે કે અસભ્ય રીતે તેનો સ્પર્શ કરે તો ગુરૂઆશાતના લાગે. ૩૨ ગુરૂથકી ઉંચા આસને બેસે, અથવા ગાદી કરી બેસે અથવા ગુરૂ જેવાં કે તેથી અધિક મુલ્યવાળાં વસ્ત્ર વાપરે તો દોષ લાગે. ૩૩ ગુરૂ જેવા સમાન આસન ઉપર બેસે અથવા ગુરૂ જેવાં સમાન વસ્ત્ર લઈ વાપરે તો ગુરૂઆશાતના લાગે.

तं (हे) क्षमाश्रमण, प्रतिक्रामामि निंदामि
**तस्स खमासमणो पडिक्कमामि निंदामि**
તેને હે ક્ષમાશ્રમણ! પ્રતિક્રમું છું નિંદું છું.

गर्हे आत्मानं व्युत्सृजामि
**गरिहामि अप्पाणं वोसिरामि ॥१॥**
ગુરૂશાખે ગર્હું છું. પોતાનો (આત્માનો) ત્યાગ કરૂં છું.

અર્થ—સર્વ કાળ સંબંધી, સર્વ મિથ્યા ઉપચાર અર્થાત્ કુડકપટરૂપ આશાતનાએ કરીને તેમજ અષ્ટ પ્રવચન માતારૂપ સર્વ ધર્મ કરણીને અતિક્રમવારૂપ આશાતનાએ કરીને, જે મારા જીવે અતિચાર કર્યો હોય તે સબંધી હે ક્ષમાશ્રમણ! આપની સમીપે હું પડિક્કમું છું, ગુરૂની સાક્ષીએ વિશેષે નિંદું છું, અને પાપિષ્ઠ આત્માને વોસરાવું છું અર્થાત્ છોડાવું છું.

બીજીવારના વાંદણાએ "આવસ્સિઆએ" એ પદ ન કહેવું અને બીજો વાંદણો ગુરૂચરણે રહ્યાજ પુરો કરે પણ ઉભો થાય નહિ. "અને રાઇ પડિક્કમણામાં राइ वइक्कंता, પખ્ખીએ पक्खो वइक्कंतो અને ચઉમાસીએ चउमासी वइक्कंता સંવચ્છરીએ संवच्छरो वइक्कंतो એવી રીતે પાઠ કહેવો." આ વિધિ પ્રતિક્રમણમાં આવતાં વાં. દણાંની છે.

પદ (૫૮) ગુરૂ (૨૫) લઘુ (૨૦૧) સર્વવર્ણ (૨૨૬)

ઇતિ સુગુરૂવાંદણા સૂત્ર.

( ए रीते बे वांदणा देवा. बीजो वांदणो बेठा रही पूरो करवो. चउविहार उपवास करनारे वांदणा देवा नहि. पछी " आवस्सई " भणी अवग्रह बाहेर नीकळी कहेवुं-इच्छकारि भगवन् पसायकरी पच्चख्खाण करावो एम कही यथाशक्ति पच्चख्खाण करवुं. ) पछी

इच्छामि खमासमणो वंदिउं जावणिज्जाए निसीहिआए मत्थएण वंदामि ॥ इच्छाकारेण संदिसह भगवन् चैत्यवंदन करुं ॥ इच्छं ॥

( एम कही डाबो ढीचण भूमिथको ऊंचो, ने जमणो भूमिए लगाडी अंजलि करी मुहपत्ति मुखे देइ भणिये. )

—✻✻✻—

## ॥ अथ चैत्यवंदन ॥

**श्री पार्श्वनाथो भवपापत प,-**

શ્રી પાર્શ્વનાથ ભવના પાપરૂપ તાપને,

**प्रशांतधाराधरचारु रूपः ।**

અત્યંત શાંત કરવામાં મેઘસમાન મનોહર રૂપવાળા.

**विघ्नौघहंता प्रणतोरगेन्द्रः,**

અંતરાયના સમુહને હણનારા નમેલ છે ધરણેંદ્ર જેમને એવા.

**समस्त कल्याणकरो जिनेन्द्रः ॥ १ ॥**

સર્વના કલ્યાણ કરનાર સામાન્ય કેવલીના નાયક એવા.

અર્થ—આઠ મહાપ્રાતિહાર્યરૂપ લક્ષ્મીયે કરી સહિત એવા અને પાર્શ્વનામા યક્ષના ઉદ્ધાર કરનારા, વળી નાથ એટલે યોગ

ક્ષેમના કરનારા, યોગ એટલે અણુપામેલા દર્શન, જ્ઞાન અને ચારિત્ર તેનો યોગ કરી આપનારા—પમાડનારા અને ક્ષેમંકર એટલે દર્શન, જ્ઞાન અને ચારિત્રને અર્પણ કર્યા બાદ તેમનો રક્ષણ કરનારા, એવા ગુણે કરી સહિત હોવાથી તેમને નાથ કહિયે. વળી સંસાર સંબંધી જે પાપ તે રૂપ જે તાપ ( તેણે કરી જે તપેલા પ્રાણીઓ ) તેને સારી રીતે શીતલ કરવામાં મેઘના મનોહર સ્વરૂપને ધારણ કરનારા, મેઘના જેવા વર્ણવાળા, વળી ભવ્યજીવોના વિઘ્ન—અંતરાય—દુઃખોના સમુહને નાશ કરનારા, વળી નાગકુમાર દેવોના અધિપતી જે ધરણેંદ્ર તેનાથી સેવાયેલા અને તેરમા ગુણુસ્થાન વર્તી જે સામાન્યકેવલી તેના પણ અધિપતિ એવા, શ્રી પાર્શ્વનાથ પરમાત્મા સર્વના કલ્યાણ કરનારા થાઓ, અથવા સર્વ એવા જે કલ્યાણ તેને કરનારા છે. ૧

एष करोमि प्रणामं जिनवरवृषभस्य वर्द्धमानस्य

**एस करेमि पणामं जिणवरवसहस्स वद्धमाणस्स ।**

આ હું કરૂં છું પ્રણામને જિનવરવૃષભસમાન વર્દ્ધમાનસ્વામીને

शेषाणां च जिनानां सगणधराणां च सर्वेषाम्

**सेसाणं च जिणाणं, सगणहराणं च सव्वेसिं ॥ १ ॥**

શેષ બાકી અને જિનોને ગણધરોસહિત અને સર્વને

અર્થ—ક્ષીણ મોહવાળા મુનિઓ અને સામાન્ય કેવળીઓમાં ધોરી વૃષભસમાન એવા વર્દ્ધમાન—મહાવીરદેવને અને બાકી રહેલા સર્વ ગણધરોસહિત ત્રેવીશ તીર્થંકરોને હું વંદન કરૂં છું. ૧

जगन्मस्तकस्थितेभ्यो विकसितवरज्ञानदर्शनधरेभ्यः

जगमत्थयत्थिया णं, वियसियवरनाणदंसणधराणं ।

જગતના મસ્તક ઉપર રહેલાને પ્રફુલ્લિત એવા શ્રેષ્ઠ જ્ઞાન તથા દ-
ર્શનના ધરનારાઓને.

ज्ञानोद्योतकरेभ्यो लोके नमो जिनवरेभ्यः

नाणुज्जोयगराणं, लोगंमि नमो जिणवराणं ॥२॥

જ્ઞાનના ઉદ્યોતના કરનારાઓને લોકમાં નમસ્કાર જિનવરોને

અર્થ—જગતના મસ્તકને વિષે મુકુટ સમાન એવા અને ઉજ્જવલ અને શ્રેષ્ટ એવા જ્ઞાન તથા દર્શનના ધારણ કરનારા અને લોકને વિષે જ્ઞાનના પ્રકાશને કરનારા એવા જિનવરોને નમસ્કાર હો. ૨

तीर्थकरान् भगवतः अनुत्तरपराक्रमानमितज्ञानिनः

तित्थयरे भगवंते, अणुत्तरपरक्कमे अमियनाणी ।

તીર્થંકરોને ભગવન્તોને અનુત્તર એવા પરાક્રમવાળાને અમિતજ્ઞાન-
વાળાને

तीर्णान् सुगतिगतिगतान् सिद्धिपथदेशकान् वन्दे

तिन्ने सुगइगइगए, सिद्धिपहदेसए वंदे ॥ ३ ॥

તર્યા ને સુગતિ (એવી જે) ગતિ (તેને) પામેલા ને સિદ્ધિ
માર્ગના ઉપદેશ કરનારાઓને હું વંદન કરૂં છું.

અર્થ—ધર્મ તીર્થને કરનારા એવા અને ઐશ્વર્યવાળા અને અતિશય પરાક્રમવાળા જેનાથી અધિક કોઇની પાસે પણ આત્મબળ નથી એવા ભાવ પરાક્રમવાળા અને મર્યાદાવિનાનું છે

જ્ઞાન જેમની પાસે ( અર્થાત્ દીવ્યજ્ઞાની અને ભવસમુદ્રથી પોતે તરી ગયેલા અને બીજાને તારનારા ) અને ઉત્તમ ગતિરૂપ સિદ્ધ ગતિ તેને પામેલા એટલે અનંત અવ્યાબાધ સુખમાં વસનારા અને સિદ્ધિના માર્ગને બતાવનારા એવા દેવાધિદેવને હું વંદન કરૂં છું. ૩

वन्दे महाभाग्यं महामुनिं महायशं महावीरं

**वंदामि महाभागं, महामुणिं-महायसं महावीरं ।**

હું વંદન કરૂં છું મોટાભાગ્યવાળા ને મોટામુનિને મોટાયશવાળાને મહાવીરને.

अमरनरराजमहितं तीर्थकरमिमस्य तीर्थस्य

**अमरनररायमहियं, तित्थयरमिमस्स तित्थस्स ॥ ४ ॥**

દેવો તથા મનુષ્યોના રાજાઓએ પૂજેલા તીર્થંકરને આ તીર્થના.

અર્થ—મહા ભાગ્યશાળી અને મહામુનિ અને મહાયશવાળા અને દેવ તથા મનુષ્યોના રાજાઓથી પૂજેલા અને આ તીર્થના તીર્થંકર એવા મહાવીરદેવને હું વંદન કરૂં છું. ૪

वचनामृतेन भुवनं निर्वापयन्तो गुणेषु स्थापयन्तः

**वयणामएण भुवणं, निव्वावंता गुणेसु ठवंता ।**

વચનરૂપ અમૃતે કરીને ભુવનને ઠારતા ગુણોને વિષે સ્થાપન કરતા

जीवलोक-मुद्धरन्तोऽर्हन्तो भवन्तु मे शरणम्

**जियलोय-मुद्धरंता, अरिहंता हुंतु मे सरणं ॥ ५ ॥**

જીવલોકને ઉદ્ધારતા અરિહંતો થાઓ મને શરણ

અર્થ—વચનરૂપ અમૃતે કરી ભુવનલોકને બુઝાવતા અને ગુણોને વિષે સ્થાપન કરતા અને જીવલોકનો ઉદ્ધાર કરતા એવા અરિહંતો મારા શરણુરૂપ થાઓ. ૫

उज्झितजरामरणेभ्यः समस्तदुःखार्तसत्त्वशरणेभ्यः

**उज्झियजरमरणाणं, समत्तदुक्खत्तसत्तसरणाणं ।**

દૂર કરેલ જરા મરણને જેમણે સમસ્ત દુ:ખથી પીડાયેલા પ્રાણીઓના શરણરૂપ.

त्रिभुवनजनसुहितेभ्योऽर्हद्भ्यो नमस्तेभ्यः

**तिहुयणजणसुहियाणं, अरिहंताणं णमो ताणं ॥ ६ ॥**

ત્રણ જગત જન ભણી સુહીતના કરનારાને અરિહંતોને નમસ્કાર રક્ષણકારકને.

અર્થ—ત્યાગ કર્યા છે જન્મ જરા મરણ જેમણે એવા અને દુ:ખે કરી પીડાયેલા એવા સર્વ પ્રાણીઓને શરણરૂપ એવા અને ત્રણ ભુવનની અંદર રહેલા પ્રાણીઓને સર્વ પ્રકારે સારી રીતે સુખ—હીત કરનારા વળી સર્વ જીવોને રક્ષણ કરનારા શરણુરૂપ, એવા તે અરિહંતપરમાત્માઓને મારો નમસ્કાર હો.

तेह श्री अरिहंतजीने म्हारो नमस्कार हुवो, केहवा ते श्री अरिहंत जिणे श्री अरिहंते रागद्वेषरूपिया अरि वैरी जीत्या, अने अढार दोषरहित हुवा, ते अढार दोष केहवाः—

अज्ञानं क्रोधः मदः मानः लोभः
अन्नाण[1] कोह[2] मय[3] माण[4] लोह[5],
અજ્ઞાન ક્રોધ મદ માન લોભ.

माया रतिश्च अरतिश्च निद्रा शोकः
माया[6] रइअ[7] अरइअ[8] निद्दा[9] सोग[10]
માયા રતિ અરતિ. નિદ્રા શોક

अलिकवचनं चौर्यं मत्सरः भयानि ॥ १ ॥
अलियवयण[11] चोरिया[12] मच्छर[13] भयाय[14] ॥१॥
અસત્ય વચન ચોરી મત્સર ભય ॥ ૧ ॥

प्राणिवधः प्रेमक्रीडा प्रसंगः हासाश्च
पाणिवह[15] पेमकीला[16], पसंग[17] . हासा[18]
પ્રાણિવધ પ્રેમની ક્રીડા પ્રસંગ હાસ્ય

यस्यैते दोषाः अष्टादशापि प्रणष्टाः
य जस्स ए दोसा; अट्ठारसवि पणट्ठा,
અને જેના આ દોષો અઢારે પણ નાશ પામ્યા

नमामि देवाधिदेवं तम् ॥ २ ॥
नमामि देवाहिदेवं तम् ॥ २ ॥
નમું છું દેવાધિદેવ તેને.

અર્થ—પ્રથમ દોષ અજ્ઞાન, બીજો દોષ ક્રોધ, ત્રીજો દોષ મદ, ચોથો દોષ માન, પાંચમો દોષ લોભ, છઠો દોષ માયા,

સાતમો દોષ રતિ, આઠમો દોષ અરતિ, નવમો દોષ નિદ્રા, દશમો દોષ શોક, અગીયારમો દોષ અસત્યવચન બારમો દોષ ચોરી કરવાપણું, તેરમો દોષ મત્સર ( એટલે અદેખાઇ ) ચૌદમો દોષ ભય. ॥ ૧ ॥ પનરમો દોષ પ્રાણિવધ ( અર્થાત્ જીવહિંસા ) સોલમો દોષ પ્રેમની ક્રીડા, સત્તરમો દોષ પ્રસંગ ( કોઇની સાથે પરિચય ) અઢારમો દોષ હાસ્ય ( હસવાપણું ) એ અઢાર દોષો જેમને સમુળગા નાશ થયેલા છે. એવા તે દેવાધિદેવને હું નમું છું. ૨

**एहवा देवाधिदेव**—ઉપર પ્રમાણે વર્ણવેલા દેવના અધિ દેવ.

**सुरासुरविहितसेव**—સુર તથા અસુરોએ કરી છે સેવા જેમની,

**सर्वज्ञ**—સર્વ વસ્તુ-પદાર્થને સંપૂર્ણપણે જાણનાર,

**भगवन्त**—સર્વ સામર્થ્ય જ્ઞાન મહાત્મ્યવાળા,

**जगन्नाथ**—ત્રણ જગતના નાથ, યોગ ક્ષેમ કરનારા,

**जगजीवना तारक**—જગતની અંદર રહેલા જીવોને તારનાર,

**कुगतिमार्ग निवारक**—કુગતિરૂપ જે ચાર ગતિ તેનો જે માર્ગ તેના નિવારણ કરનારા,

**निरीह**—ઇચ્છારહિત,-સર્વ પ્રકારની વાંછા રહિત.

**निरहंकार**—અહંકાર-અભિમાન વિનાના,

**निस्संग**—સર્વ પ્રકારના સંબંધ-સંગ વિનાના,

**निर्मम**—મમતાભાવ સર્વ પ્રકારની આશક્તિથી રહિત,

**शान्त**—મનના વિકારોરહિત, (અર્થાત્ શાન્ત સ્વભાવવાળા)

**दान्त**—ઇંદ્રિયો જેમણે નિયમમાં કરી છે,

**करुणासमुद्र**—કરૂણાના એક સાગર,

**विश्वोपकार सागर**—વિશ્વને ઉપકાર કરવામાં સમુદ્ર સમાન ( અર્થાત્ જેમ સમુદ્ર સર્વ પ્રાણીઓને રત્નાદિવડે ઉપકાર કરે છે તેમ ).

**अनंतगुणना आगर**—અનંત એવા જે ગુણો તેના ખાણરૂપ,

**चउसठ इंद्रना पूजनीक**—ભુવનપતિ વ્યંતર જ્યોતિષ્ક દેવો અને વૈમાનિક એ ચાર નિકાયના દેવોના જે ઇંદ્રો તેથી પૂજાયેલા,

**वज्रऋषभनाराचसंघयण**—વજ્રરૂષભનારાચસંઘયણવાળા, [ એટલે પ્રથમ સંઘયણવાળા ],

**समचतुरस्रसंस्थान**—સમચોરસ છે સંસ્થાન જેમનું [ અર્થાત્ સમાકૃતિવાળા ],

**अष्टसहस्र वरपुरुषलक्षणना धरणहार**—એકહજાર ને આઠ ઉત્તમ પુરૂષોના લક્ષણોસહિત એટલે એકહજાર ને આઠ જેમાં ઉત્તમ લક્ષણો છે.

**समुद्रनीपरे गंभीर**—સમુદ્રની માફક ગંભીર સ્વભાવવાળા,

**मे[illegible]नीपरे धीर**—[illegible]ના પવનથી પણ કોઈ

વખતે મેરૂપર્વત જેમ ડગતો નથી તેમ ઉપસર્ગોથી ક્યારે પણ કોઇ રીતે ડગનારા નહિ,

**संखनीपरे निरंजन**—જેમ શંખ ઉજ્જવળ છે તેમ પોતાના ગુણે કરીને ઉજ્જવળ.

**वायुनीपरे अप्रतिबद्ध विहार**—જેમ વાયરો પોતાની મરજી પ્રમાણે વિચરે છે તેની પેરે વિચરનારા,

**आकाशनीपरे निरालंब**—જેમ આકાશને કોઇનો પણ ટેકો નથી તેવીજ રીતે આધાર વિનાના,

**जीवनीपरे अप्रतिहतगति**—જેમ જીવની કોઇ ઠેકાણે ગતિ અટકાયેલી નથી તેમ એમનું પણ જવું કયાંય અટકાયેલ નથી,

**कूर्मनीपरे गुप्तेन्द्रिय**—કાચબાની માફક ગોપવેલી છે ઇંદ્રિયો જેમણે,

**खग्गीजीवना शृंगनीपरे एक**—જેમ ગેંડાનું એક શિંગડું છે તેમજ પોતે ભગવાન એકાએકી બીજા કોઇની સહાયતા જેને નથી,

**भारंडपंखियानीपरे अप्रमत्त**—સારંડ નામના પક્ષીની માફક પ્રમાદરહિત.

**सिंहनीपरे दुर्धर्ष्य**—સિંહની માફક કયારે પણ કોઇથી પરાભવ નહિ પામનારા.

**[illegible]षभनीपरे अदारस [illegible]स सोलिंगरय [illegible]रंधर**—વૃષભની

માફક અઢારહજાર સીલાંગરથની ધુરાને (ધુંસરીને) ધારણ કરનાર.

**चंद्रमानीपरे सौम्यकान्ति**—ચંદ્રમાની માફક શીતલ કાન્તિવાળા.

**सूर्यनीपरे सतेज**—સૂર્યની માફક તેજવાળા.

**पंखिय नीपरे विप्रमुक्त**—પક્ષિની માફક છુટા (અર્થાત્ પ્રતિબંધરહિત).

**कुक्षिसंबल**—કુખમાં રહેલ તેજ શંબલ (ભાતું)છે જેમની પાસે

**वसुंधरानीपरे सर्वसह**—પૃથ્વીની માફક સર્વ સહનકરનારા

**अनंतज्ञान**—જેના જ્ઞાનનો છેડો નથી (અર્થાત્ અનંત જ્ઞાનવાળા.

**अनंतदर्शन**—અનંત છે દર્શનગુણ દેખવાપણું જેમની પાસે

**चउत्रीश अतिशयसंयुक्त**—ચઉત્રીશ અતિશયોએ કરીને સહિત છે.

**पांत्रीश वाणीगुणपरिकलित**—પાંત્રીશભાષાના (વાણીના) ગુણોએ કરીને સહિત,

**अष्टमहाप्रातिहार्य विराजमान**—અશોકવૃક્ષ આઠમહા પ્રાતિહાર્યે કરીને શોભતા.

**पादपीठिका सहित सिंहासनासीन**—પગ મુકવાની પીઠિકાયેં સહિત જે સિંહાસન તેના ઉપર બિરાજેલા

**छत्रत्रयचामर शोभायमान**— ત્રણ છત્રો તથા] ચામરોએ કરીને શોભતા.

**पूठ पाछल भामंडल दीपे**—જેમની પુંઠ પાછળ સૂર્યના આકારના સરખો કાંતિનો સમૂહ દીપે છે.

**तेजे करी श्री सूर्यने जीपे**—પોતાના તેજે કરીને સૂર્યમંડળને પણ જીતી લીધેલ છે.

**श्री अरिहंत उपर अशोकवृक्ष छाया करतो संघाते चाले**—અશોક નામે ઝાડ પરમાત્માની ઉપર છાયા કરતો થકો સાથે ચાલે છે.

**धर्मध्वज आगल छती लहलहे**—ઇંદ્રધ્વજ જેમની આગળ થયો થકો અતિશય શોભે છે.

**आकाशगत धर्म चक्र जलहले**—આકાશને વિષે રહેલ ધર્મચક્ર ઝલહલતો રહે છે ( અર્થાત્ દીપતો રહે છે ).

**देवडुंडुभि स्वामी आगल वाजे**—સ્વામીની આગળ દેવ સંબંધી દુંદુભિનો શબ્દ વાજે છે.

**श्री अरिहंतनी वाणी मेघनीपरे गाजे**—શ્રી અરિહંત પરમાત્માની વાણી મેઘની માફક ગાજે છે.

**योजनगामिणी वाणी-अमृतसमा पांत्रीस भाषानुगामिनी**—એક યોજન પર્યંત [ ચાર ગાઉસુધી ] ગતિ કરના-

રી પ્રભુની વાણી છે અને અમૃત સમાન છે ઉપમા જેને એવી અને સર્વ ભાષાને મળતી.

सकललोकना संशय हरे–સર્વ લોકના સંશયને હરનારા.

त्रिहुवनजनना मनने करे उछाह–ત્રણ ભુવનની અંદર રહેનારા જનોના મનને ઉત્સાહ કરનારા.

मुक्तिनगरी प्रते सार्थवाह–સાર્થવાહની માફક મુક્તિ નગરી પ્રત્યે લઇ જનાર.

एहवा श्री अरिहंत भगवंत गुणवंत देवाधिदेव, तेहनी गुणस्तुति भणुं:–

( एम कही उभा थइ थूइ भणवी. )

---

## ॥ *अथ सिरिरिसहेसरनी थूइ ॥

( छप्पय छंद. )

सिरिरिसहेसर गुणनिधान, सेवक सुखदायक–
પહેલા શ્રી ઋષભદેવસ્વામી ગુણોના નિધાન ( ભંડાર ). સેવકને સુખના આપનારા.

अजिते जीत्या कर्म सबल, हुवा जगनायक–
બીજા અજિતનાથ દેવ તેમણે મહાબળવાન એવા કર્મોને સેજમાં જીતેલા છે તેથી જગતના નાયક થયા.

---

* आ पांच गाथानी स्तुति श्री समरचंद्रसूरिनी करेली छे.

संभव भवना भय हरेवि, पाम्या शिवराज–
ત્રીજા સંભવનાથદેવ પોતાના ભવના જે ભય તેને હરીને શિવના રાજ્યને પામ્યા.

अभिनंदनजिन मुझ मिल्या, सिद्धा सवि काज–
ચોથા અભિનંદનજિન મને મળ્યા તેથી મારા સર્વ કારજ સિદ્ધ થયા છે.

सुमति सुमति दायक जिनह, सुरनर सारे सेव–
સારી મતિ આપનારા એવા પાંચમા સુમતિજિનની દેવો અને મનુષ્યો સેવા કરે છે.

पद्मप्रभ जिनदंसणे, जनममरण संखेव ॥ १ ॥–
છઠ્ઠા પદ્મપ્રભુજિનના દર્શનથીજ જન્મ અને મરણો મટી જાય છે.

श्रीसुपास मुज पूरे आश, भवना दुःख वारी–
સાતમા શ્રીસુપાર્શ્વજિન મારી આશા પુરે છે અને ભવના દુઃખોને નિવારે છે.

चंद्रप्रभजिनतणी, कान्ति देखत मनहारी–આઠમા ચંદ્રપ્રભજિનની કાન્તિ દેખતાજ ભવ્યોના મનને હરી લે છે.

सुविधि सुविधिपरि धर्म कह्यो, तिहुयण जणसार।–
નવમા સુવિધિનાથે સુવિધિએ કરીને ત્રણભુવનના લોકની શાક્ષિયે–આગળ ધર્મ કહ્યો છે.

शीतल संयमसिरि वरी, षट जीवसु राखी—दशमा शीतलजिनेश्वरे संयमरूप लक्ष्मीने अंगीकार करी छकाय जीवोनी सारी रीते रक्षा करी,

श्रीश्रेयास पाय प्रणमिये, इग्यारमो जिणंद—अगीयारमा जिनेश्वर श्रीश्रेयांसनाथना चरणने नमीये.

वासुपूज्य मन ध्याइये, केवलनाण दिणंद॥२॥—बारमा केवलज्ञानरूपी सुर्यवाळा एवा वासुपूज्यने मनमां चिंतवीये ॥ २ ॥

विमल विमलधीकरण, तरण-भवसायर-प्रवहण—तेरमा विमलबुद्धिना करनारा एवा विमलजिन भवसमुद्र तरवामां वहाणु समान छे.

जिण अनंत भवअंत कर्यो, जाणे सुरनर जण—चौदमा अनंतनाथजिनेश्वरे भवनो अंत कर्यो ते वातने देवलोक तथा मनुष्यलोक निवासी भव्यो जाणे छे.

धर्मजिणेसर सोमवयण, तपतेजे दिनमणि—पनरमा सौम्यमुखवाळा एवा धर्म जिनेश्वर तप तेजे करीने सुर्य समान छे.

कृपाकरण श्रीशान्तिनाथ, त्रसथावर अणुदिणि—त्रस अने थावर प्राणीओ उपर हमेशां कृपा करनार एवा श्री सोलमा शान्तिनाथ भगवान छे.

कुंथुनाथ चक्रीजगह, छठो सत्तरमो धर्म-સત્તર-
મા કુંથુનાથ ભગવાન આ જગતમાં છઠ્ઠા ચક્રવર્તી છે અને સ-
ત્તરમા ધર્મ ચક્રવર્ત્તિ છે.

अरजिनवर पय ओलगे, लहे शिवपद शर्म ॥३॥
અઢારમા અરજિનવરના ચરણની ઓલગ કરે છતે ( સેવા કરે
છતે ) શિવપદના સુખો મળે છે ॥ ૩ ॥

मल्लिनाथ दुय मल्ल दुजय, अंतरना जीत्या-
અંતરના દુર્જય એવા જે બે મલ્લ રાગ દ્વેષ તેમને ઓગણીસમા
મલ્લિનાથ ભગવાને સેજમાં જીતી લીધા છે.

मुनिसुव्रत व्रत सुष्टु धरी, लोकाग्रे पहुता-સારૂં
ઉત્તમ વ્રત ધારણ કરી વીશમા મુનિસુવ્રતસ્વામી લોકના અગ્ર
ભાગને વિષે પહોચ્યા-મોક્ષપદ પામ્યા છે.

नमि नामीरतिपतियमान, रिपु सर्व खपाव्या-
એકવીશમા નમીનાથે કામદેવના માનને નમાવી કરી અંતરંગના
સર્વ શત્રુઓ ખપાવ્યા છે.

नेमिजिणेसर ब्रह्मकवच, पहेरि गिरि आव्या-
બાવીશમાં નેમિજિનેશ્વર બ્રહ્મચર્યરૂપ બખતરને પહેરીને ગિરનાર
પર્વત ઉપર આવ્યા.

श्री पार्श्वनाथ त्रेवीसमो, त्रिभुवन सकल स्वरूप-
ત્રેવીશમા શ્રીપાર્શ્વનાથસ્વામી ત્રિભુવનના સમગ્રસ્વરૂપને જાણનારછે.

श्रीमहावीर तीर्थंकरु, नमिये विविध सरूप ॥४॥
ચોવીશમા વિવિધ સ્વરૂપવાળા તીર્થના સ્વામી શ્રી મહાવીરને નમસ્કાર કરીયે. ૪

एणीपरे जिण चोवीस थव्या, पुरुषोत्तम सिद्धा–
એવી રીતે પુરૂષોત્તમ ( પુરૂષોમાં ઉત્તમ ) ચોવીસ જિનો મેં સ્તવ્યા અને તેઓ સિદ્ધિગતિને પામ્યા છે.

सेव करी एक चित्त जेणे, ते साथे लीधा–એક ચિત્તે કરીને જેમણે સેવા કરી છે તેઓને પોતાની સાથે લીધા.

यद्यपि जिणवर रागरहित, पण सेवकने तारे–
જોકે જિનેશ્વરો રાગાદિરહિત છે છતાંપણ પોતાના સેવકને તારે છે.

द्वेष तज्यो पण अवर लोगसुं संग निवारे–દ્વેષને છોડીને પણ બીજા લોકની સાથે જેણે સંગ નિવાર્યો છે ( અર્થાત્ સંગરહિત છે ).

तिणकारण भगते भणिय, वंदु देव त्रिकाल–
તે કારણના જોગે ભક્તિથી કહીને એ દેવને હું ત્રિકાલ વંદન કરૂંછું.

प्रभु तुठे वंछित फले, जाणे बालगोपाल ॥५॥–
પ્રભુ પ્રસન્ન થવાથી મનવાંછિત ફળને આપે છે. તે વાતને સૌ બાળગોપાળ જાણે છે. ૫

## ॥ अथ जंकिंचि ॥

यत् किंचित् नाम तीर्थं

**जं किंचि नाम[1] तित्थं,**

જે કંઈક સંભાવનાએ તીર્થ

स्वर्गे पाताले तीर्यक् लोके ॥

**सग्गे पायालि तिरिय लोयम्मि ॥**

સ્વર્ગે પાતાલે તીર્ચ્છા લોકમાં

यानि जिनबिम्बानि तानि सर्वाणि वन्दे

**जाइं जिणबिंबाइं, ताइं सव्वाइं वंदामि ॥ १ ॥**

જે જિનબિંબો તે સર્વ વાંદું.

અર્થ—સ્વર્ગનેવિષે, પાતાળનેવિષે ( અને ) તિર્ચ્છાલોક નેવિષે, જે તીર્થંકરના બિંબો છે તે સર્વને ( તેમજ ) જે કાંઈ નામ રૂપ તીર્થો છે (તેને) હું વંદના કરૂં છું. ૧.

ગાથા (૧) પદ (૪) સંપદા (૪) ગુરૂ (૩) લઘુ (૨૯] સર્વ વર્ણ (૩૨)

---

૧ વર્તમાન તીર્થોના નામ—શ્રી શત્રુંજય, ગિરિનાર, અર્બુદાચળ, ( દેલવાડા અચળગઢ ), સમ્મેતશિખર, શંખેશ્વરજી, કુંભારીયાજી, અંતરિક્ષ પાર્શ્વનાથ, મક્ષીજી, તારંગતીર્થ, અજારવા પાર્શ્વનાથ, વરકાણા, રાણકપુર, બામણવાડા, જીરાઉલા પાર્શ્વનાથ, પાવાપુરી, ચંપાપુરી, રાજગૃહી, માંડવગઢ, કાકંદી, ક્ષત્રીકુંડ, બનારસ, અયોધ્યા, અલ્હાબાદ, હસ્તિનાગપુર, ધુલેવા ( કેશરીયાજી ), ભોયણી, પાનસર, વગેરે.

## ॥ अथ नमुत्थुणं वा [1]शक्रस्तव ॥

| नमोऽस्तु | अरिहंतेभ्यः | भगवद्भ्यः |
|---|---|---|
| **नमुत्थुणं** | **[2]अरिहंताणं** | **भगवंताणं ॥ १ ॥** |
| નમસ્કાર હો | અરિહંતને | ભગવંતને ॥ ૧ ॥ |

અર્થ—નમસ્કાર હો, (શ્રી) અરિહંતને, ભગવંતને, ૧

---

૧ શક્ર એટલે ઇંદ્ર તેની કરેલ સ્તુતિ તે શક્રસ્તવ.

૨ અરિહંત ભગવાનને ચોત્રીશ અતિશય હોય છે, તે આ પ્રમાણે—

૧. શરીર અનંતરૂપમય, સુગંધમય, રોગરહિત, પરસેવા રહિત, અને મલરહિત હોય.

૨. રૂધિર તથા માંસ, ગાયના દૂધસમાન ધોળાં અને દુર્ગંધ વગરનાં હોય.

૩. આહાર તથા નિહાર, ચર્મચક્ષુથી અદૃશ્ય હોય.

૪. શ્વાસોચ્છ્વાસમાં કમળ જેવી સુગંધ હોય.

આ ( ૧–૪ ) ચાર અતિશય જન્મથીજ હોય માટે સ્વાભાવિક—**સહજાતિશય** અથવા **મૂલાતિશય** કહેવાય છે.

૫. યોજન પ્રમાણ સમવસરણમાં મનુષ્ય, દેવ, અને તિર્યંચની કોડાકોડ સમાય ને તેમને બાધા થાય નહિ

૬. પચીશ યોજન એટલે બસેં ગાઉ સુધી પૂર્વોત્પન્ન રોગ ઉપશમે અને નવા રોગ થાય નહિ.

૭. વૈરભાવ જાય.

૮. મરકી થાય નહી.

૯. અતિવૃષ્ટિ એટલે હદ ઉપરાન્ત વરસાદ થાય નહિ.

૧૦. અનાવૃષ્ટિ એટલે વરસાદનો અભાવ થાય નહિ.

૧૧. દુર્ભિક્ષ એટલે દુકાળ ન પડે.

आदिकरेभ्यः तीर्थकरेभ्यः स्वयंसंबुद्धेभ्यः

# आइगराणं तित्थयराणं सयंसंबुद्धाणं ॥ २ ॥

તીર્થની આદિ કરનારને, તીર્થંકરને, પોતાનીમેળે બોધ પામેલાને.

અર્થ—(ધર્મની) આદિના કરનારને, તીર્થના સ્થાપનારને પોતાની મેળે બોધ પામનારને; ૨

---

૧૨. સ્વચક્ર અને પરચક્રનો ભય ન હોય.

૧૩. ભગવંતની ભાષા મનુષ્ય, તિર્યંચ, અને દેવતા સર્વ પોતપોતાની ભાષામાં સમજે. ( વાણી પાંત્રીશ ગુણવાળી હોય છે તે ગુણ નવકારની નોટમાંથી જોવા. )

૧૪. એક યોજન સુધી સરખી રીતે ભગવંતની વાણી સંભળાય.

૧૫. સૂર્યથી બારગણું તેજવાળું ભામંડળ હોય.

આ અગીયાર ( ૫–૧૫ ) અતિશયો કેવળજ્ઞાન થાય ત્યારે થાય તેથી તે કર્મક્ષયજાતિશય કહેવાય છે. ૬–૧૨ માં જણાવેલા રોગાદિક સાત ઉપદ્રવો તે ભગવંત વિહાર કરે ત્યારે પણ ચારે દિશાએ ફરતા પચીશ યોજન સુધી ન હોય.

૧૬. આકાશમાં ધર્મચક્ર હોય.

૧૭. બારજોડી ( ચોવીશ ) ચામર અણવીંજ્યા વીંજાય.

૧૮. પાદપીઠ સહિત સ્ફટિક રત્નનું ઉજ્વલ સિંહાસન હોય.

૧૯. ત્રણ છત્ર દરેક દિશાએ હોય.

૨૦. રત્નમય ધર્મધ્વજ હોય ( તેને ઇંદ્રધ્વજ પણ કહે છે. )

૨૧. નવ સુવર્ણ કમળ ઉપર ચાલે ( બે પગ ઉપર મુકે અને સાત પાછળ રહે. તેમાંથી વારા ફરતી બે બે આગળ આવે. )

૨૨. મણિ, સુવર્ણ અને રૂપાના એ રીતે ત્રણ ગઢ હોય.

૨૩. ચાર મુખે કરી ધર્મ દેશના દે, (બાકીના ત્રણ પ્રતિબિંબ દેવ કરે.)

पुरुषोत्तमेभ्यः पुरुषसिंहेभ्यः पुरुषवरपुंडरीकेभ्यः

पुरिसुत्तमाणं पुरिससीहाणं पुरिसवरपुंडरीयाणं

પુરૂષોમાં ઉત્તમને, પુરૂષોમાં સિંહ સમાનને, પુરૂષોમાં સુંદર કમળ સમાનને,

पुरुषवरगन्धहस्तिभ्यः

पुरिसवरगंधहत्थीणं ॥ ३ ॥

પુરૂષોમાં શ્રેષ્ઠ ગંધહસ્તિ સમાનને ॥ ૩ ॥

અર્થ—પુરૂષને વિષે ઉત્તમને, પુરૂષને વિષે સિંહ સમાનને, પુરૂષને વિષે ઉત્તમ પુંડરીક કમળ સમાનને, પુરૂષને વિષે ગંધહસ્તિ સમાનને. ૩

---

૨૪. સ્વશરીરથી બારગણું ઉંચું અશોકવૃક્ષ છત્ર, ઘંટ, પતાકા આદિથી યુક્ત હોય.

૨૫. કાંટા અધોમુખ એટલે અવળા થઇ જાય.

૨૬. ચાલતી વખતે સર્વ વૃક્ષ નમી પ્રણામ કરે.

૨૭. આકાશમાં દુંદભિ ચાલતી વખતે વાગે.

૨૮. યોજન પ્રમાણ અનુકુળ વાયુ હોય.

૨૯. મોર વગેરે શુભ પક્ષીઓ પ્રદક્ષિણા કરતાં ફરે.

૩૦. સુગંધ જળની વૃષ્ટિ થાય.

૩૧. જળ સ્થળમાં ઉપજેલાં પાંચ વર્ણવાળા પુષ્પની ઢીંચણ સુધી વૃષ્ટિ થાય.

૩૨. કેશ, દાઢી, નખ, વધે નહિ, ( સંયમ લીધા પછી ).

૩૩. જઘન્યપણે ચાર નિકાયના ક્રોડ દેવતા પાસે રહે.

लोकोत्तमेभ्यः लोकनाथेभ्यः

**लोगुत्तमाणं लोगनाहाणं**

લોકમાં ઉત્તમને, લોકના નાથને,

लोकहितेभ्यः लोकप्रदीपेभ्यः लोकप्रद्योतकरेभ्यः

**लोगहियाणं लोकपइवाणं लोगपज्जोअगराणं ॥ ४ ॥**

લોકના હિતકારીને. લોકના દીવા સમાનને, લોકના અતિશયે પ્રકાશનારને.

અર્થ—લોકને વિષે ઉત્તમને, લોકના નાથને, લોકના હિત કરનારને. લોકને વિષે દીવા સમાનને, લોકમાં પ્રકાશ કરનારને ૪.

अभयदयेभ्यः चक्षुर्दयेभ्यः मार्गदयेभ्यः

**अभयदयाणं चक्खुदयाणं मग्गदयाणं**

અભય આપનારને, શ્રુતરૂપચક્ષુ આપનારને, માર્ગ બતાવનારને,

शरणदयेभ्यः जीवदयेभ्यः बोधिदयेभ्यः

**सरणदयाणं जीवदयाणं बोहिदयाणं ॥ ५ ॥**

શરણ આપનારને, સંજમ જીવિતવ્યના આપનાર, બોધિ આપનારને

અર્થ—અભયદાનના આપનારને, ( શ્રુતજ્ઞાનરૂપ ) ચક્ષુના આપનારને, ( મોક્ષ ) માર્ગના આપનારને, શરણ આપનારને સંજમ જીવિતવ્યના આપનારને, સમકિત આપનારને, ૫.

---

૩૪. સર્વ ઋતુઓ અનુકુલ રહે.

આ છેલ્લા ૧૬–૩૪ એટલે ઓગણીશ અતિશયો દેવતા કરે. તેથી તે દેવકૃતાતિશય કહેવાય છે. આ ચોત્રીશ અતિશયનો જે ચાર અતિશયમાં સમાવેશ થાય છે તે અરિહંતના ગુણનું વર્ણન કરતાં અગાઉ જણાવી ગયા છીએ તે સમજવા.

धर्मदयेभ्यः धर्मदेशकेभ्यः धर्म्मनायकेभ्यः

**धम्म याणं धम्म सयाणं धम्मन यगाणं**

ધર્મ આપનારને, ધર્મના ઉપદેશકને, ધર્મના નાયકને,

धर्म्मसारथिभ्यः धर्म्मवरचातुरन्तचक्रवर्तिभ्यः

**धम्मसारहीणं धम्मवरचाउरंतचक्कवट्टीणं ॥ ६ ॥**

ધર્મના સારથીને, ધર્મમાં શ્રેષ્ઠ ચારે ગતિનો અંત કરનાર ચક્રવર્ત્તીને.

અર્થ—ધર્મના દાતાને, ધર્મના ઉપદેશ કરનારને, ધર્મના નાયકને, ધર્મના સારથીને, ચાર ગતિનો અંત કરનાર ઉત્તમ ધર્મ ચક્રવર્તીને.

द्वीपः त्राणं शरण गति प्रतिष्ठा

**दीवो ताणं सरण गइ पइट्ठा**

દ્વીપ સમાન રક્ષણ કરનાર શરણરૂપ ગતિરૂપ આધારરૂપ.

અર્થ—સંસારસમુદ્રમાં આધાર-સમુદ્રમાં બુડતા જીવોને દ્વીપની માફક, અનર્થના નાશ કરનારા, એથીજ કર્મ ઉપદ્રવોથી ભય વાલાને શરણરૂપ, સુખને માટે દુખિયાને આશ્રયરૂપ, ભવકુવામાં પડતા પ્રાણિને આલંબનરૂપ એવા પરમાત્મા.

अप्रतिहतवरज्ञानदर्शनधरेभ्यः व्यावृत्तच्छद्मभ्यः ॥ ७ ॥

**अप्पडिहयवरनाणदंसणधराणं वियट्टछउमाणं ॥ ७ ॥**

અસ્ખલિત શ્રેષ્ઠ જ્ઞાન દર્શન ધારણ કરનારને, ઘાતીકર્મ રહિતને,

અર્થ—કોઇથી હણાય નહીં એવા ઉતમ જ્ઞાન [ કેવળ જ્ઞાન ) અને દર્શન ( કેવળદર્શન ) ના ધારણ કરતારને નિવર્ત્યું છે છદ્મસ્થપણું તેમને. ૭

जिनेभ्यः, जापकेभ्यः, तीर्णेभ्यः, तारकेभ्यः,
**जिणाणं जावया णं तिन्नाणं तारयाणं**
જિનોને જય કરાવનારને, તરેલાને, તારકોને

बुद्धेभ्यः, बोधकेभ्यः, मुक्तेभ्यः, मोचकेभ्यः,
**बुद्धाणं बोहयाणं मुत्ताणं मोअगाणं ॥ ८ ॥**
બોધ પામેલાને, બોધ કરનારાને, મુક્તોને, મુકાવનારાઓને.

અર્થ—રાગદ્વેષના જિતનારને ( તથા ) જિતાડનારને, ( સંસારથી ) તરનારને ( તથા ) તારનારને, તત્વના જાણનારને ( તથા ) જણાવનારને, (કર્મથી) મુક્તને [તથા] મુકાવનારને; ૮

सर्वज्ञेभ्यः, सर्वदर्शिभ्यः, शिवं अचलं अरुजं अनन्तं अक्षयं
**सव्वन्नूणं सव्वदरिसीणं सिव मयल मरुअ मणंत मक्खय**
સર્વજ્ઞને, સર્વદર્શીને, નિરૂપદ્રવ, નિશ્ચળ, રોગરહિત, અનંત, અક્ષય,

अव्याबाधं अपुनरावृत्ति सिद्धिगतिनामधेयं स्थानं
**मव्वाबाह-मपुणरावित्ति सिद्धिगइनामधेयं ठाणं**
અવ્યાબાધ, જ્યાંથી ફરી પાછું આવવું નથી એવા, સિદ્ધિગતિ નામના સ્થાનને

संप्राप्तेभ्यः । नमः जिनेभ्यः जितभयेभ्यः ॥ ९ ॥
**संपत्ताणं । नमोजिणाणं, जियभयाणं ॥ ९ ॥**
પામેલાને નમસ્કાર હો જિનોને, ભય જેમણે જીત્યા છે તેઓને.

અર્થ—સર્વજ્ઞને; સર્વદર્શીને; કલ્યાણરૂપ, અચળ રોગ-રહિત, અનંત, અક્ષય, અવ્યાબાદ, અપુનરાગમન એવી સિદ્ધ

અતિ છે નામ જેનું, એવા સ્થાનને પામેલાને, રાગદ્વેષના ક્ષય કરનાર તથા સર્વ ભયના જિતનારને નમસ્કાર હો; ૯

ये च अतीताः, सिद्धा, ये च भविष्यन्ति अनागते काले

जेअ अइआ, सिद्धा, जेअ भविस्संति णागए काले।

જે વળી અતીત સિદ્ધા જે વળી થનારા અનાગત કાળમાં

संप्रति च वर्त्तमानाः सर्व्वान् त्रिविधेन वन्दे

संपइ अ वट्टमाणा, सवे तिविहेण वंदामि ॥१०॥*

વર્ત્તમાનમાં વળી વર્ત્તતા, સર્વને ત્રિવિધે વાંદું છું.

અર્થ—જેઓ અતીતકાળે સિદ્ધ થયા, જેઓ અનાગત કાળે સિદ્ધ થશે ( અને ) વર્ત્તમાન કાળે વિદ્યમાન એવા સર્વ ( દ્રવ્યજિનો ) ને હું ત્રિવિધે વંદના કરૂં છું. ૧૦

१ इच्छामि खमासमणो वंदिउं जावणिज्जाए निसीहिआए मत्थएण वंदामि ॥ इच्छाकारेण संदिसह भगवन् श्री आचार्य वांदुजी ॥

२ इच्छामि खमासमणो वंदिउं जावणिज्जाए निसीहिआए मत्थएण वंदामि ॥ इच्छाकारेण संदिसह भग-

---

* नमोत्थुणंनी नव संपदाओ—१ स्तोतव्यसंपत्. २ ओघसंपत्. ३ इतरहेतुसंपत्. ४ विशेष हेतुसंपत्. ५ तद्धेतुसंपत्. ६ विशेषोपयोगसंपत्. ७ स्वरूपयोगसंपत्. ८ निजसमफलसंपत्. ९ मोक्षसंपत्.

वन् उपाध्याय वांछुजी ॥

३ इच्छामि खमासमणो वंदिउं जावणिज्जाए निसीहिआए मत्थएण वंदामि ॥ इच्छाकारेण संदिसह भगवन् सर्व साधुजीने त्रिकाल वंदना होज्यो ॥

४ इच्छकार भगवन् सुहराइ सुहदेवासे सुख तप शरीर निराबाध सुखसंजम जात्रा निर्वहो छो जी ॥

इच्छामि खमासमणो वंदिउं जावणिज्जाए निसीहियाए मत्थएण वंदामि ॥ इच्छाकारेण संदिसह भगवन् देवसियं पडिक्कमणं ठाएमि ?

(गुरु कहे "ठाएह") इच्छं, भगवन् तहत्ति. (पछी "नमो अरिहंताणं" तथा "करेमिभंते" कही)

## ॥ अथ इच्छामि ठामि सूत्रम् ॥

इच्छामि (कायोत्सर्गं कर्त्तुं) स्थापयामि कायोत्सर्गम्

इच्छामि ठामि काउस्सग्गं

ઇચ્છું છું (કાઉસ્સગ્ગ કરવા) કરું છું કાઉસ્સગ્ગ

અર્થ—હું કાઉસ્સગ્ગ કરવા ઇચ્છું છું, કાઉસ્સગ્ગ કરૂં છું.

यो मया दैवसिको अतिचारः

जो मे देवसिओ अइयारो

જે મેં દિવસ સંબંધી અતિચાર

कृतः कायिको वाचिको मानसिकः
कओ काइओ वाइओ माणसिओ
કર્યો કાયાસંબંધી વચનસંબંધી મનસંબંધી

અર્થ—જે મેં દિવસ સંબંધી અતિચાર કર્યો હોય જેમ કે-કાયાસંબંધી, વચન સંબંધી, મન સંબંધી,

उत्सूत्रः उन्मार्गः अकल्प्यो अकरणीयः
उस्सुत्तो उम्मग्गो अकप्पो अकरणिज्जो
ઉત્સૂત્ર ભાષણ, ઉન્માર્ગ સેવન, અકલ્પ્ય, અકરણીય આચરણ

दुर्ध्यातः दुर्विचिंतितो अनाचारो अनेष्टव्यः
दुज्झाओ दुव्विचिंतिओ अणायारो अणिच्छिअव्वो
દુર્ધ્યાનથી, દુષ્ટ ચિંતવનથી અનાચારથી, નહિ ઇચ્છવા યોગ્ય ઇચ્છવાથી

अश्रावकप्रायोग्यः
असावगपाउग्गो
શ્રાવકને અનુચિત કરવાથી

અર્થ—જિનાગમથી વિરૂદ્ધ બોલવાથી, ઉન્માર્ગને સેવવાથી ઉત્પન્ન થયો જે અકલ્પ્ય અર્થાત ચરણ વ્યાપારથી રહિત તે અકલપપણાથી ઉત્પન્ન થયો જે અકરણિય-નહિ કરવા યોગ્ય, તે કરવે કરીને,

( ઉપરના અતિચાર કાયા અને વચન સંબંધીના કહ્યા.

( હવે મન સંબંધી અતિચારનું સ્વરૂપ કહે છે. )

દુર્ધ્યાન ધ્યાવવાથી (અને) તેથીજ) દુષ્ટ ચિંતવન કરવાવડે કરીને અનાચાર (જેથી વ્રતાદિકનો સર્વથા ભંગ થાય) તેથી જો કે ઇચ્છવા યોગ્ય નથી અને શ્રાવકને ઉચિત નથી તેવું અનુચિત કરવાથી થયેલા અતિચાર-

શાને વિષે લગાડ્યા હોય તે કહે છે.

ज्ञाने तथा दर्शने चारित्राचारित्रे

**नाणे तह दंसणे चरित्ताचरित्ते**

જ્ઞાનને વિષે તેમ દર્શનને વિષે દેશવિરતિ શ્રાવકધર્મને વિષે

श्रुते सामायिके (भेदेनाह) तिसृणां गुप्तीनां

**सूए सामाइए तिण्हं गुत्तीणं**

સૂત્રને વિષે, સામાયિકને વિષે, ત્રણ ગુપ્તિનાં,

चतुर्णां कषायाणं पंचानाम् व्रतानां

**चउण्हं कसायाणं पंचण्हमणुव्वयाणं**

ચાર કષાયોનાં પાંચ અનુવ્રતોનાં

[illegible]याणां [illegible]णव्रताना चतुर्णां शिक्षाव्रतानां

**तिण्हं गुणव्वयाणं चउण्हं सिक्खावयाणं**

ત્રણ ગુણવ્રતોનાં ચાર શિક્ષાવ્રતોનાં

(सर्व मीलने) द्वादशविधस्य श्रावकधर्मस्य यत् खंडितं
**बारसविहस्स सावग्गधम्मस्स जं खंडिअं**
(સર્વ મળી) બાર પ્રકારના શ્રાવકધર્મનું જે દેશથકી ખંડિત.

यद् विराधितं तस्य मिथ्या मे दुष्कृतं
**जं विराहिअं तस्स मिच्छामि दुक्कडं**
જે સર્વથકી ભાંગ્યું તે મિથ્યા કરૂં છું મારૂં દુષ્કૃત.

અર્થ—જ્ઞાનને વિષે, દર્શનને વિષે, દેશવિરતિરૂપ શ્રાવક ધર્મને વિષે, સુત્ર સિદ્ધાંતને વિષે, સામાયિકને વિષે, ત્રણ ગુપ્તિને વિષે, ચાર કષાયે કરી, પાંચ અણુવ્રત મધ્યેથી, ત્રણ ગુણવ્રત મધ્યેથી અને ચાર શિક્ષાવ્રત મધ્યેથી ( અર્થાત ) બાર પ્રકારના વ્રત રૂપ જે શ્રાવક ધર્મ તે માંહેથી જે દેશથકી ખંડ્યું હોય તથા જે સર્વથકી વિરાધ્યું હોય, તે મારૂં પાપ નિષ્ફળ થાઓ.

ગુરૂ (૩૨) લઘુ (૧૨૦) સર્વ વર્ણ (૧૫૨).

## ઇતિ ઇછામિ ઠામિ દેવસિઅં આલોઉ સૂત્ર[1]

**( પછી " તસ્સઉત્તરી " તથા " अन्नत्थ उससिएणं " कही अतिचारनी आठ गाथा अथवा आठ नवकारनो काउस्सग्ग करवो. अतिचारनी आठ गाथा आ प्रमाणे छे. )**

---

૧ આ સૂત્રવડે દિવસ સંબંધી મન, વચન, કાયાવડે શ્રાવક ધર્મને વિષે કરેલા પાપની આલોચના થાય છે. માટે બોલતી વખત ઉપયોગ રાખીને પોતે આખા દિવસમાં જે જે પાપાચરણ સેવ્યાં હોય તે તે યાદ લાવીને શુદ્ધ અંતઃકરણથી પશ્ચાતાપ કરવો.

## ॥ अथ अति [illegible]नी आठ गाथा ॥

ज्ञाने दर्शने च चरणे तपसि तथा च वीर्ये

**नाणंमि दंसणंमि अ, चरणंमि तवंमि तह य वीरयंमि।**

જ્ઞાનને વિષે, દર્શનને વિષે અને ચારિત્રને વિષે, તપને વિષે તેમજ વીર્યને વિષે.

आचरणं आचारः इति एषः पंचधा भणितः

**आयरणं आयारो, इअ एसो पंचहा भणिओ ॥१॥**

આચરણ આચાર, એ પ્રકારે આ પ્રમાણે પાંચ પ્રકારે કહ્યા છે.

અર્થ—જ્ઞાનને વિષે, દરશનને વિષે, ચારિત્રને વિષે, તપને વિષે તેમજ વીર્યને વિષે જે આચરણ તે આચાર કહેવાય. એ પાંચ આચાર આ પ્રમાણે કહ્યા છે. ૧

काले विनये बहुमाने उपधाने तथा अनिह्नवने

**काले विणए बहुमाणे, उवहाणे तह अनि[illegible]वणे ।**

કાળને વિષે વિનયને વિષે બહુમાનને વિષે ઉપધાનમાં તેમજ અનિન્હવપણામાં

व्यञ्जनेऽर्थे तदुभये अष्टविधो ज्ञाने आचारः

**वंजण अत्थ तदुभए, अट्ठविहो नाण[1]—मायारो ॥२॥**

વ્યંજનોચ્ચારમાં, અર્થમાં તે બન્નેમાં આઠ પ્રકારે જ્ઞાનને વિષે આચાર.

---

१ सप्तमीस्थाने द्वितीया.

અર્થ—જે કાળે જે ભણવાની આજ્ઞા હોય તે કાળે તે ભણવું તે કાળ આચાર; જ્ઞાનીના વિનય, વંદન પ્રમુખ સાચવવા તે વિનય આચાર, જ્ઞાની ઉપર અંતરંગ પ્રેમ તે બહુમાન; સૂત્રો ભણવા તપ વિશેષ કરવો તે ઉપધાન; તેમજ ભણાવનાર ગુરૂને ન ઓલવવો તે અનિન્હુવણુ; સૂત્ર અક્ષરનો શુદ્ધ ઉચાર કરવો તે વ્યંજન; સાચો અર્થ કરવો તે અર્થ; સૂત્ર તથા અર્થ બંને શુદ્ધ ભણવા તે તદુભય; એ આઠ પ્રકારે જ્ઞાનાચાર કહ્યા છે. ૨

निःशंकितः निष्कांक्षितः निर्विचिकित्सा अमूढदृष्टिश्च

**निस्संकिय, निक्कंखिय निव्वितिगिच्छा अमूढदिट्ठीय ।**

શંકારહિતપણું, આકાંક્ષારહિત, નિવિતિગિચ્છા, અમુઢ દ્રષ્ટિ અને
( ધર્મના ફળનો નિર્ણય ) ( પ્રવિણપણું )

उपबृंहः स्थिरीकरणम् वात्सल्यं प्रभावना अष्ट

**उवबूह थिरीकरणे, वच्छल पभावणे अट्ठ ॥३॥**

ગુણપ્રશંસા સ્થિરીકરણ, વાત્સલ્યતા, પ્રભાવના આઠ (દર્શનાચાર)

અર્થ—વીતરાગના વચનમાં શંકા ન કરવી તે નિઃશંકિત; જિનમતવિના અન્યમતની ઇચ્છા ન કરવી તે નિઃકાંક્ષિત; સાધુ સાધ્વીના મલિન વસ્ત્ર, પાત્ર દેખી દુગંછા ન કરવી તે નિવિતિગિચ્છા-વા ધર્મના ફલમાં સંદેહ ન આણવો તે નિવિતિગિચ્છા, મિથ્યાત્વીના કષ્ટ, મંત્ર ચમત્કાર દેખી તેનાથી વ્યામોહિત ન થવું તે અમુઢદ્રષ્ટિ; સમકિતધારીના અલ્પ ગુણની પણ શુદ્ધ મનથી પ્રશંસા કરવી તે ઉપબૃંહણ; જિન ધર્મમાં જોડવા તથા તે પામેલાને સ્થિર કરવા તે સ્થિરીકરણ; સાધર્મી-

ઓનું અનેક પ્રકારે હિતચિંતવન તે વાત્સલ્ય અને અન્યદર્શની પણ જૈનશાસનની અનુમોદના કરે તેવા કાર્ય કરવા તે પ્રભાવના; આ આઠ લક્ષણો દર્શનાચારના જાણવા. ૩

प्रणिधानयोगयुक्तः पंचभिः समितिभिः तिसृभिः गुप्तिभिः

पणिहाणजोगजुत्तो, पंचहिं समिईहिं तीहिं गुत्तीहिं ।

મન વચન કાયાના એકાગ્રપણાએ સહિત પાંચ સમિતિએ ત્રણ ગુપ્તિએ

एषः चारित्राचारः अष्टविधो भवति ज्ञातव्यः

एस चरित्तायारो, अट्ठविहो होइ नायव्वो ॥ ४ ॥

એમ ચારિત્રાચાર આઠ પ્રકારે હોય છે (તે) જાણવો.

અર્થ—પ્રણિધાન યોગ અર્થાત્ એકાગ્ર-સાવધાનપણે કરી મન, વચન, કાયાના સર્વ યોગ, ચારિત્ર પાળવાને વિષે યુકત, એવો ચારિત્રાચાર તે પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિએ કરી આઠ પ્રકારનો છે એમ જાણવું. ૪

द्वादशविधेच तपसि साभ्यंतरबाह्ये कुशलदिष्टे

बारसविहंमिय तवे, सब्भिंतरबाहिरे कुसलदिट्ठे ।

બાર પ્રકારના વિષ અને તપને- અભ્યંતર અને બાહ્ય તીર્થંકરોએ ઉપદેશેલ

अग्लान्या अनाजीवी ज्ञातव्यः स तपआचारो

अगिलाइ अणाजीवी नायव्वो सो तवायारो ॥५॥

અગ્લાનપણે અનાજીવિકાએ જાણવો. તે તપાચાર.

અર્થ—બાર પ્રકારના તપને વિષે પણ તે તપાચાર (નિશ્ચયથી) જાણવો. તે તપાચાર ઇચ્છા ભાવ રહિતપણે તથા તપ કરૂં તો મારી આજીવિકા ચાલે એવાં દોષ રહિતપણે છ અભ્યંતર અને છ બાહ્ય એમ બાર પ્રકારથી, તીર્થંકરોએ ઉપદિશ્યો છે. ૫

अनशनमवमादर्यं वृत्तिसंक्षेपणं रसत्यागः

अणसणमूणोअरिया, वित्तीसंखवणं रसच्चाओ ।

અનશન, ઉણોદરી, વૃત્તિ સંક્ષેપ, રસત્યાગ,

कायक्लेशः संलीनता च बाह्यो तपो भवति

कायकिलेसो संली-णया य बज्झो तवो होइ ॥ ६ ॥

કાયકલેશ, સંલીનતા અને બાહ્ય તપ હોય છે.

અર્થ—ચારે પ્રકારના આહારનો અલ્પ વા બહુ કાળ સુધી ત્યાગ તે અનશન; વસ્ત્ર પાત્ર ઓછા રાખવા વા—પાંચ સાત કોળીઆ ઓછા જમવા તે ઉણોદરી; દ્રવ્યાદિનો સંક્ષેપ તે વૃત્તિ સંક્ષેપ; વિગય પ્રમુખ રસનો થોડો વા અધિક ત્યાગ અથવા લોલુપતાનો ત્યાગ તે રસત્યાગ; કાયાને કષ્ટ આપવું, લોચ કરાવવો ઇત્યાદિ તે કાય કલેશ; વિષયાદિ ઉદીરવા નહીં તેમજ અંગોપાંગ સંકોચી રાખવા તે સંલીનતા; એ છ પ્રકારે બાહ્ય તપ છે. ૬

प्रायश्चित्तं विनयो वैयावृत्यं तथैव स्वाध्यायः

पायच्छित्तं विणओ, वेयावच्चं तहेव सज्झाओ ।

પ્રાયશ્ચિત્ત, વિનય, વૈયાવચ્ચ તેમજ સ્વાધ્યાય,

ध्यानम् उत्सर्गोऽपि च अभ्यंतरं तपो भवति

**झाणं उस्सग्गोऽवि अ, अब्भिंतरओ तवो होइ ॥ ७ ॥**

ધ્યાન કાયોત્સર્ગ પણ અને અભ્યંતર તપ હોય.

અર્થ—લાગેલા દોષને ગુરૂ પાસે પ્રકાશ કરી તેના નિવારણાર્થે ગુરૂ જે આલોયણ આપે તે કરવી તે પ્રાયશ્ચિત; જ્ઞાન તથા જ્ઞાનીનો વિનય કરવો તે વિનય તપ; ગુરૂ પ્રમુખની આ-હારાદિકથી ભક્તિ કરવી તે વૈયાવચ્ચ; તેમજ વાંચના, પૃચ્છના પ્રમુખ પાંચ પ્રકારથી અભ્યાસ કરવો તે સ્વાધ્યાય; આર્ત્ત તથા રૌદ્ર ધ્યાન નિવારી, ધર્મ અને શુક્લધ્યાનમાં પ્રવર્ત્તવું તે ધ્યાન; અને કર્મ ક્ષય અર્થે કાયાને વોસરાવવી તે કાયોત્સર્ગ. નિશ્ચયથી એ છ પ્રકારે અભ્યંતર તપ છે. ૭

अनिगूहितबलवीर्यः पराक्रमते यो यथोक्त-मायुक्तः

**अणिगूहिअबलवीरिओ, परक्कमइ जो जहुत्त-माउत्तो ।**

પ્રગટ છે બલવીર્ય જેનું પરાક્રમ કરે છે જે તીર્થંકરે કહ્યા મુજ-
બ ઉદ્યમ કરે

योजयति च यथाशक्ति ज्ञातव्यो वीर्याचारः

**जुंजइ अ जहाथामं नायव्वो वीरिआयारो ॥ ८ ॥**

વાપરે છે અને યથાશક્તિ જાણવો. વીર્યાચાર

અર્થ—પ્રગટ છે બળ વીર્ય જેનું, વળી જે શ્રીમાન શ્રી તીર્થંકર દેવે કહ્યું છે તેમજ પરાક્રમ કરે છે અર્થાત્ સારો પ્રયા-

રથી ધર્મને વિષે ઉદ્યમ કરે છે વળી સાવધાનપણું પોતાની શક્તિને અનુસારે ધર્મકાર્યને વિષે પ્રવર્તે તે વીર્યાચાર જાણવો.

ઇતિ અતિચાર ગાથા:[1]

(पछी काउस्सग्ग पारी "लोगस्स" कही "वांदणां" देइ कहीये) इच्छाकारेण संदिसह भगवन् देवसियं आलोएमि. (पछी "जोमेदेवसिओ" कहेवो. पछी,)

---

## ॥ अथ सातलाख[2] ॥

सातलाख पृथ्वीकाय, सातलाख अपकाय, सात-

---

1 આ સૂત્રમાં જ્ઞાનાચાર, દર્શનાચાર ચારિત્રાચાર, તપાચાર અને વીર્યાચાર એ પાંચ આચારની આચરણાના ભેદ જણાવ્યા છે તે આચરણામાં જે સ્ખલના—પ્રમાદ તે અતિચાર જાણવા. જેટલી આચારણા તેટલાજ તેના અતિચાર હોય તેથી, આચારની ગાથાને અતિચાર ગાથા કહી છે.

2 યોની એટલે જીવને ઉપજવાના સ્થાનક તે બધા જીવોનાં મળીને ૮૪ લાખ ઉત્પત્તિ સ્થાન છે. સ્થાનક તો તે કરતાં પણ વધારે છે પણ વર્ણ, ગંધ, રસ, સ્પર્શ અને સંસ્થાનવડે કરી જેટલાં સ્થાનક સરખાં હોય તે એક સ્થાનક ગણાય, તેની ગણતરી આ પ્રમાણે છે—પૃથ્વીકાયના મૂળભેદ ૩૫૦ તેને પાંચ વર્ણે ગુણતાં ૧૭૫૦) થયા, તેને બે ગંધે ગુણતાં ૩૫૦૦) થયા, તેને પાંચ રસે ગુણતાં ૧૭૫૦૦) થયા, તેને આઠ સ્પર્શે ગુણતાં ૧૪૦૦૦૦ થાય, તેને પાંચ સંસ્થાને ગુણતાં સાત લાખ ભેદ પૃથ્વીકાયના થાય; એમ બધાની ગણતરી કરવી. એ રીતે ૮૪ લાખ જીવયોની માંહે ઉત્પન્ન થએલા કોઈ જીવને હણ્યો હોય, હણાવ્યો હોય, અગર હણતાંને અનુમતિ આપી હોય તે સંબંધી મિથ્યા દુષ્કૃત આ સૂત્રવડે દેવાનું છે.

लाख तेउकाय, सातलाख वाउकाय, दशलाख प्रत्येक वनस्पतिकाय, चउदलाख अनंतकाय, बे लाख बेंद्री, बेलाख तेंद्री, बेलाख चउरिंद्री, चारलाख नारकी, चार लाख देवता, चारलाख तिर्यंच, चउदलाख मनुष्यपंचेंद्री, एवंकारे चोराशीलाख जीवाजोनिने विषे जे कोइ माहरे जीवे पाप कर्युं होय, कराव्युं होय, करतां प्रत्ये भलुं जाण्युं होय, ते सवि हुं मन वचन कायाए करी मिछामि दुक्कडं ॥

અર્થ—સુગમ છે.

---

॥ अथ अढार पापस्थानक ॥

पेहेले प्राणातिपात, बीजे मृषावाद, त्रिजे अदत्तादान, चोथे मैथुन, पांचमे परिग्रह, छठे क्रोध, सातमे मान, आठमे माया, नवमे लोभ, दशमे राग, अगियारमे द्वेष, बारमे कलह, तेरमे अभ्याख्यान, चौदमे पैशुन्य, पंदरमे रति अरति, सोलमे परपरिवाद, सत्तरमे मायामोस, अढारमे मिथ्यात्वशल्य, ए अढारे पापस्था-

नकमांही जे कोइ पापस्थानक में सेव्युं होय, सवाऽं होय सेवतं प्रत भलुं जाण्युं होय ते सवि हुं मन वचन कायाए करी मिच्छामि दुक्कडं ॥

અર્થ—પરજીવના પ્રાણનો નાશ ચિંતવવો તે પ્રાણાતિપાત; અસત્ય બોલવાના પરિણામ તે મૃષાવાદ; પારકી વસ્તુ ધણીની સંમતિ વિના લઈ લેવાની વૃત્તિ તે અદત્તાદાન; વિષયભોગની વાંચ્છા રૂપ પરિણામ તે મૈથુન; નવ પ્રકારે બાહ્ય અને ચૌદ પ્રકારે અભ્યંતર વસ્તુ આદિની વાંચ્છા અથવા મૂર્ચ્છા તે પરિગ્રહ; પરની ઉપર તીવ્ર પરિણામે મુખાદિ અવયવને તપાવવા તે ક્રોધ; પ્રાપ્ત વા અપ્રાપ્ત વસ્તુનો અહંકાર તે માન; ગુપ્તપણે સ્વાર્થવૃત્તિ સિદ્ધ કરવાની વાંચ્છા, તે માયા ધનાદિ સંપત્તિને એકઠાં કરી સંગ્રહી રાખવાની મનોવૃત્તિ તે લોભ; પૌદગલિક વસ્તુ ઉપર પ્રીતિ તે રાગ; અણગમતા જીવાદિ પદાર્થો ઉપર અરૂચિ તે દ્વેષ; પરની સાથે વિષવાદ કરવાની વૃત્તિ તે કલહ; પરજીવને નહીં દીઠેલું, નહી સાંભળેલું આળ દેવું તે અભ્યાખ્યાન; પર જીવના દોષની ચાડી ખાવી તે પૈશુન્ય; સુખ દુઃખ આવે હર્ષ, શોક કરવો તે રતિ અરતિ; ગુણી વા નિર્ગુણી જીવની નિંદા કરવી તે પરપરિવાદ; કપટવૃત્તિથી અસત્યબોલી છળ કરીને લોકોને ઠગવાના પરિણામ તે માયામૃષાવાદ; વ્યવહારથી કુદેવ કુગુરૂ અને કુધર્મ સેવવાની અભિલાષા અને નિશ્ચયથી આત્મસ્વરૂપના અનુભવને વિઘ્ન રૂપ આત્માના પરિણામ તે મિથ્યાત્વ શલ્ય. એ અઢાર પ્રકારે જીવને ચિત્તમાં જે પાપરૂપ ભાવ ઉત્પન્ન થાય તે ભાવ પાપ

અને તે ભાવની ચિકાશથી જીવને કર્મનાં દળીયાં લાગે તે દ્રવ્ય પાપ કહેવાય છે.

—※—

## ॥ अथ चार विकथा ॥

राजकथा, देशकथा, भक्तकथा, स्त्रीकथा, ए चार विकथामांहि जे कोइ विकथा करी होय, करावी होय करतां प्रते भली जाणी होय, ते सवि हुं मन, वचन कायाए करी मिच्छामि दुक्कडं ॥

## ॥ अथ सव्वस्सावि ॥

सर्वस्यापि दैवसिकस्य दुश्चिंतितस्य दुर्भाषितस्य
सव्वस्सवि देवसिअ, दुच्चिंतिअ दुब्भासिअ
સર્વે પણ દિવસસંબંધીનું દુષ્ટ ચિંતવનનું, દુષ્ટ ભાષણ

दुश्चेष्टितस्य इच्छाकारेण संदिश इच्छामि
दुच्चिट्ठिय, इच्छाकारेण संदिस्सह, इच्छं
દુષ્ટ ચેષ્ટાનું ઇચ્છાથી આજ્ઞા આપો ઇચ્છું છું

तस्य मिथ्या (मिथ्या करोमि) मम दुष्कृतं
तस्स मिच्छामि दुक्कडं.
તેનું ફોગટ કરૂં છું. મારા દુષ્કૃતને

અર્થ—સર્વે પક્ષ દિવસસંબંધીનુ દુષ્કૃત ( અતિચાર ) દુષ્ટ ચિંતવન કરવાથી, દુષ્ટ ભાષણ કરવાથી, દુષ્ટ ચેષ્ટા કરવાથી લાગ્યું હોય, ઇચ્છાથી આજ્ઞા આપો હું ઇચ્છું છું તે મારૂં પાપ મિથ્યા થાઓ !

( एम कही विषमासने बेसी पछी ) " नमो अरिहंताणं " "करेमि भंते सामाइयं " ( कहीने ).

## ॥ अथ चत्तारि मंगलं ॥

चत्तारि मंगलं, अरिहंता मंगलं, सिद्धा मंगलं, साहू मंगलं, केवलिपन्नत्तो धम्मोमंगलं ॥ चत्तारि लोगुत्तमा, अरिहंता लोगुत्तमा, सिद्धा लोगुत्तमा, साहू लोगुत्तमा, केवलिपन्नत्तो धम्मोलोगुत्तमा ॥ चत्तारिसरणं पवज्जामि, अरिहंते सरणं पवज्जामि, सिद्धे सरणं पवज्जामि, साहूसरणं पवज्जामि, केवलिपन्नत्तं धम्मं सरणं पवज्जामि ॥

(इच्छामि पडिकमिउं, जो मे देवसिओ अइयारो कओ, ए पाठ कहीने इच्छामि पडिकमिउं इरियावहियाए विराहणाए ( इत्यादिक पाठ कही पछे " अढार लाख चोवीस हजार एकसो वीस इरियावहीने विषे जे कोइ दुषण लाग्युं होय ते सवि मिच्छामि दुक्कडं " आ प्रमाणे बोलीने पछे " वंदित्तु सूत्र " भणवुं )

## ॥ अथ वंदित्तु (श्राद्धप्रतिक्रमण सूत्र)* ॥

वंदित्वा सर्वसिद्धान् धर्माचार्यान् च सर्वसाधूंश्च

**वंदित्तु सव्वसिद्धे, धम्मायरिए अ सव्वसाहू अ ॥**

વાંદીને તીર્થંકર અને સિદ્ધોને ધર્માચાર્યને અને સર્વ સાધુઓને

इच्छामि प्रतिक्रमितुं श्रावकधर्मातिचारात्

**इच्छामि पडिक्कमिउं[1], सावगधम्मा-आरस्स[2] ॥ १ ॥**

ઇચ્છું છું પાછા ફરવાને શ્રાવકધર્મને વિષે લાગેલા અતિચારથકી

અર્થ—સર્વજ્ઞ એવા તીર્થંકર તથા સિદ્ધ ભગવંતને વળી ધર્માચાર્ય, ઉપાધ્યાય અને સર્વસાધુને વાંદીને, શ્રાવકધર્મને વિષે લાગેલા અતિચારથકી પ્રતિક્રમવાને હું ઇચ્છું છું. ૧

### સામાન્યથી સર્વ વ્રતના અતિચાર.

यो मम व्रतातिचारो ज्ञाने तथा दर्शने चारित्रे च

**जो मे वयाइयारो, नाणे तह दंसणे चरित्ते अ ।**

જે મને વ્રતને વિષે અતિચાર} જ્ઞાનમાં તથા દર્શનમાં ચારિત્રમાં અને

---

* શ્રાવકને દિવસ સંબંધી લાગેલા અતિચારને આલોચવાને અર્થે આ સૂત્ર સાંજરે અર્ધ સૂર્ય અસ્ત પામેલો હોય તે વખતે કહેવાનું છે. શ્રાવકના બાર વ્રત વગેરેમાં લાગેલા ૧૨૪ અતિચાર આ સૂત્રવડે આલોવવામાં આવે છે.

१ स्वस्थानात् यत्परस्थानं, प्रमादस्य वशाद्गतः ।
तत्रैव क्रमणं भूयः, प्रतिक्रमण-मुच्यते ॥ १ ॥

२ [illegible]ने षष्ठी यद्वा कर्मणि षष्ठी.

सूक्ष्मो वा बादरो वा तं निंदे तं च गर्हे
सुहुमो अ बायरो वा, तं निंदे तं च गरिहामि ॥२॥
સૂક્ષ્મ અથવા બાદર અથવા તેને નિંદુંછું તેને અને ગર્હું છું.

અર્થ—જ્ઞાનને વિષે તથા દર્શનને વિષે તથા ચારિત્રને વિષે અને ચ શબ્દથકી તપને વિષે તથા વીર્યને વિષે અને સંલેખના-ને વિષે [ વળી ] જે અતિચાર મને વ્રતોને વિષે સુક્ષ્મ વા બા-દર લાગ્યો હોય, તેને નિંદું છું અને ગુરૂની સમક્ષ ગર્હું છું. ૨

## પરિગ્રહના અતિચાર.

द्विविधे परिग्रहे सावद्ये बहुविधे च आरंभे
दुविहे परिग्गहंमि, सावज्जे बहुविहे अ आरंभे ।
બે પ્રકારના પરિગ્રહને વિષે-પાપવાળા બહુ પ્રકારના અને આરં-ભને વિષે.

कारापणे च करणे प्रतिक्रमामि दैवसिकं सर्व्वं
कारावणे अ करणे, पडिक्कमे देसिअं[१] सव्वं ॥३॥
કરાવવામાં અનુમોદવામાં કરવામાં પ્રતિક્રમું છું દિવસસંબંધી સર્વને

અર્થ—બે પ્રકારનો પરિગ્રહ છે. ૧ સચિત ૨ અચિત, વળી તે સાવદ્ય-પાપવાળો અને બહુ પ્રકારનો તથા આરંભ: તેને કરાવવાથી પોતે કરવાથકી અને બીજા કરનારાઓને અનુ-

---

१ रात्रिकं, पाक्षिकं, चातुर्मासिकं, सांवत्सरिकं, वा यथायोग्यं आर्षत्वाद् वकार लोपः

નાહવાથકી, જે અતિચાર લાગ્યા હોય તે દિવસ સંબંધી સર્વ અતિચાર પ્રત્યે પ્રતિક્રમું છું. ૩

यद् बद्धमिंद्रियैः चतुर्भिः कषायैः अप्रशस्तैः
**जं बद्धमिंदिएहिं, चउहिं कसाएहिं अप्पसत्थेहिं ।**
જે બાંધ્યું ઇંદ્રિયોવડે ચાર અપ્રશસ્ત કસાયોવડે

रागेण वा द्वेषेण वा तत् निंदामि तच्च गर्हे
**रागेण व दोसेण व, तं निंदे तं च गरिहामि ॥४॥**
રાગવડે અથવા દ્વેષવડે અથવા તેને નિંદુંછું. તેને અને ગર્હું છું.

અર્થ—ઇંદ્રિયોવડે કરી તથા ચાર કષાયે કરી, અપ્રશસ્ત ભાવે કરી, રાગે કરી વા દ્વેષવડે કરી જે અતિચારરૂપ અશુભ કર્મ બાંધ્યું હોય તેને આત્માની સાખે નિંદું છું અને ગુરૂની સાખે ગર્હું છું. ૪

## દર્શન અને ચારિત્રના અતિચાર.

आगमने निर्गमने स्थाने चंक्रमणे अनाभोगे
**आगमणे निग्गमणे, ठाणे चंकमणे अणाभोगे ।**
આવતાં જતાં તે ઠેકાણે ફરતાં અજાણપણે

अभियोगे च नियोगे प्रतिक्रामामि दैवसिकं सर्वं
**अभिओगे अ निओगे, पडिक्कमे देसिअं सव्वं ॥५॥**
રાજાદિના આગ્રહે | અને અધિકારપણે પ્રતિક્રમું છું દિવસસંબંધી સર્વને

અર્થ—ઉપયોગરહિતપણે રાજાના વા ઘણા લોકના આગ્રહ થકી તથા પરાધીનતાના કારણથી [ મિથ્યાત્વીના મંદિરાદિકને વિષે ] જતાં આવતાં, તેમના સ્થાનકે ઉભા રહેતાં, ત્યાંજ આમ તેમ ફરતાં, જે અતિચારરૂપ પાપકર્મ બાંધ્યું હોય, તે દિવસ સંબંધી સર્વને પડિક્કમું છું.

## સમ્યક્ત્વના અતિચાર.

शंका कांक्षा विचिकित्सा प्रशंसा तथा संस्तवः कुलिंगिषु

**संका कंख विगिछा, पसंस तह संथवो कुलिंगीसु ।**

વીતરાગ-ભાષિત-ધર્મમાંશંકા } પરમત વાંછા } ફળ સંદેહ, } પ્રશંસા, તેમજ પરિચય કુલિંગીયાને વિષે

सम्यक्त्वस्य अतिचारान् (आश्रित्य यद्बद्धं) प्रतिक्रामामि

**सम्मत्तस्सऽइआरे पडिक्कमे**

સમ્યક્ત્વના અતિચારસંબંધી (જે બાંધ્યું હોય તેને) પ્રતિક્રમું છું.

दैवसिकं सर्वं

**देसिअं सव्वं ॥ ६ ॥**

દિવસસંબંધી સર્વને

અર્થ—જિન વચનમાં શંકા, અન્યમતની વાંચ્છા, ધર્મના ફળનો સંદેહ વા સાધુ સાધ્વીના મલીન ગાત્ર તથા વસ્ત્ર દેખી દુગંચ્છા કરવી, મિથ્યાત્વીની પ્રશંસા તથા તેમનો પરિચય, એ સમ્યક્ત્વના અતિચાર મધ્યે દિવસ સંબંધી જે પાપ બાંધ્યું હોય તે સર્વને પડિક્કમું છું. ૬

## સામાન્યથી આરંભ દોષ.

षट्कायसमारंभे पचने च पाचने च ये दोषाः

**छक्कायसमारंभे, पयणे अ पयावणे अ जे दोसा ।**

છકાય જીવોના આરંભ સમારંભમાં (રાંધતાં અને રંધાવતાં અનુમોદતાં જે દોષો)

आत्मार्थं च परार्थं उभयार्थं चैव तं निंदे

**अत्तट्ठा य परट्ठा, उभयट्ठा चेव तं निंदे ॥७॥**

પોતાને અર્થે અને પરને માટે, બન્નેને માટે, નિશ્ચે તેને નિંદુ છું.

અર્થ—પોતાને અર્થે તથા પરને અર્થે વળી પોતાને તથા પરને એ બન્નેને અર્થે [ અશનાદિ આહારને ] પોતે રાંધતાં, બીજા પાસે રંધાવતાં અને બીજા રાંધતા હોય તેને અનુમોદન દેતાં, છકાયના સમારંભને વિષે પ્રવર્તવાથકી જે ( કર્મબંધરૂપ ) દોષ લાગ્યો હોય તેને હું નિંદું છું ૭

## સામાન્યથી બારવ્રતના અતિચાર.

पञ्चानामनुव्रतानां[1] गुणव्रतानां[2] च त्रयाणाम् अतिचारान्

**पंचण्हमणुव्वयाणं, गुणव्वयाणं च तिण्हमइयारे ।**

પાંચ અનુવ્રતોનાં અને ત્રણગુણવ્રતોનાં અતિચારોને

---

૧ સમ્યક્ત્વની પ્રાપ્તિ થયા પછી પ્રાપ્ત થાય માટે અનુવ્રત અને મહાવ્રતની અપેક્ષાએ ન્હાના માટે અણુવ્રત તે પાંચ છે. તે પાંચ મૂળ ગુણ છે.

૨ મૂળ ગુણોને વિશેષ ગુણ કરવાવાળા તેથી ગુણવ્રત તે ત્રણ છે.

शिक्षाव्रतानां[1] च चतुर्णां प्रतिक्रामामि दैवसिकं सर्व्वं
सिक्खाणं च चउण्हं, पडिक्कमे देसिअं सव्वं ॥८॥
અને ચાર શિક્ષાવ્રતોનાં પ્રતિક્રમું છું દિવસસંબંધી સર્વને

અર્થ—પાંચ અણુવ્રતને વિષે, ત્રણ ગુણવ્રતને વિષે, ચાર શિક્ષાવ્રતને વિષે અને તપ સંલેષણાદિને વિષે જે અતિચાર લાગ્યા હોય તે દિવસસંબંધી સર્વ અતિચારને હું પડિક્કમું છું. ૮

## પહેલા વ્રતના અતિચાર.

प्रथमे अणुव्रते स्थूलकप्राणातिपातविरतितः ( विरतिमाश्रित्य )
पढमे अणुव्वयंमि, थूलगपाणाइवायविरईओ ।
પહેલા અણુવ્રતને વિષે, સ્થુલ પ્રાણાતિપાત વિરમણસંબંધી

(आचरितं) अतिचरितं अप्रशस्तेन अत्र प्रमादप्रसंगेन
आयरिअ-मप्पसत्थे, इत्थ पमायप्पसंगेणं ॥९॥
(આચરણ કર્યું હોય) અતિક્રમણ માઠા ભાવે, અહીં પ્રમાદના પ્રસંગવડે

અર્થ—અહીં પહેલા અણુવ્રતને વિષે, પ્રમાદના પ્રસંગથકી અપ્રશસ્ત ભાવે વર્તતાંથકાં, સ્થુલ પ્રાણાતિપાતની નિવૃત્તિનું ઉલ્લંઘન કરીને જે આચરણ સેવ્યાં હોય તે જેમકે. ૯

---

૧ શિષ્યને વિદ્યા ગ્રહણની પેઠે વારંવાર સેવન કરવા યોગ્ય હોવાથી શિક્ષાવ્રત, તે ચાર છે. બાર વ્રત મહેલા આઠ વ્રતો યાવત્કથિત ( કાયમના અને આ ચાર વ્રત ઈત્વરકાલિક ( થોડાકાળ માટેના ) સમજવા.

वधः बंधः छविच्छेदः अतिभारः भक्तपानव्यवच्छेदः
१वह बंध छविछेए, अइभारे भत्तपाणवुच्छेए ।
વધ, બંધન, છવીછેદ, અતિભારારોપણ, ભાતપાણીનો વિછોહ

प्रथमव्रतस्य अतिचारान् प्रतिक्रमामि दैवसिकं सर्वं
पढमवयस्सइआरे, पडिक्कमे देसिअं सव्वं ॥१०॥
પહેલાવ્રતના અતિચારોને પ્રતિક્રમુંછું દિવસસંબંધી સર્વને.

અર્થ—[ દ્વિપદાદિ જીવને ] મારવો, દોરડાવડે બાંધવો તેના અવયવને છેદવા, તેના ઉપર ઘણો ભાર ભરવો, તેને ભાતપાણી ચારાનો અંતરાય કરવો. આ પહેલા વ્રતના અતિચાર મધ્યે જે અતિચાર દિવસસંબંધી લાગ્યા હોય તે સર્વને હું પડિક્કમુ છું.

## બીજાવ્રતના અતિચાર.

द्वितीये अणुव्रते परिस्थूलकअलीकवचनविरतितः
बीए अणुव्वयंमी, परिथूलगअलियवयणविरईउ ।
બીજા અણુવ્રતને વિષે સ્થુલ મૃષાવાદ વિરમણ સંબંધી.

---

૧ અહિ કોઈ શંકા કરે કે પ્રાણાતિપાત વિરમણવ્રતવાળાને વધાદિ અતિચાર લાગે નહિ કારણ કે પ્રાણાતિપાત શબ્દે વધાદિનું ગ્રહણ થઈ શકે નહિ તેથી અતિચાર ન લાગે! તેને માટે ઉત્તર આપે છે કે—મુખ્યતાએ પ્રાણાતિપાતનુંજ પચ્ચખ્ખાણ થાય છે તોપણ વધાદિક પ્રાણાતિપાતના હેતુ હોવાથી તેનું પણ પચ્ચખ્ખાણ આવી ગયું માટે વધાદિક કરવાથી અતિચાર લાગે.

૨ મોટાં જૂઠાણા પાંચ છે તે આ પ્રમાણે—૧ દ્વેષાદિવડે અવિષ

अतिचरितं अप्रशस्तेन अत्र प्रमादप्रसंगेन

**आयरिअमप्पसत्थे, इत्थ पमा ‌ प्पसंगेणं ॥ ११ ॥**

અતિક્રમણ કર્યું, અપ્રસ્ત ભાવે, અહીં, પ્રમાદના પ્રસંગવડે

અર્થ—અહીં બીજા અણુવ્રતને વિષે, પ્રમાદના પ્રસંગથકી અપ્રશસ્તભાવે વર્ત્તતાં થકાં, અતિશયે કરીને મોટા જુઠાંની વિ-રતિનું ઉલ્લંઘન કરીને જે આચરણ કરેલું હોય તે જેમકે—૧૧

सहसाभ्याख्याने, रहस्याभ्याख्याने, (स्व) दारमन्त्रभेदे,

**सहसा रहस्स दारे,**

અણવિચાર્યે આળ દેતાં, ગુપ્ત વાતનું ખોટું આળ મૂકતાં પોતાની સ્ત્રીની છાની વાત પ્રગટ કરતાં

---

કન્યાને વિષકન્યા કહેવી વગેરે કન્યા સંબંધી ફેરફાર બોલવું તે કન્યાલીક ૨ થોડા દુધવાળી ગાય ( ઉપલક્ષણથી દુઝણા જનાવર ) ને ઘણા દુધવાળી અને ઘણા દુધવાળીને થોડા દુધવાળી કહેવી ઈત્યાદિ કહેવું તે ગવાલીક ૩ પારકી ભૂમીને પોતાની ભૂમી કહેવી વિગેરે ભૂમ્યલીક ૪ ધન ધાન્યાદિ પારકી થાપણ રાખી હોય છતાં નથી રાખી એમ જુઠું બોલી ઓળવવી તે ન્યાસાપહાર ( અદત્ત વસ્તુને રાખવાથી અદત્તાદાન લાગે છે છતાં વચનની મુખ્યતા હોવાથી અહીં મૃષાવાદપણું પણ ગણ્યું છે ) અને ૫ લાંચ લઇને અગર મત્સરવડે ખોટી સાક્ષી પૂરવી તે કૂટ શાક્ષિત્વં. આ પાંચ પૈકી પહેલામાં દ્વિપદ સર્વ સંબંધી અને બીજામાં ચતુષ્પદ સર્વ સંબંધી અલીકનો સમાવેશ છે. ન્યાસાપહાર તથા કૂટસાક્ષિત્વ એ બે દ્વિપદાદિના જૂઠાણામાં અંતર્ભાવ થાય છે છતાં પણ લોકમાં અત્યંત નિંદિત હોવાથી જુદા ગણ્યાં છે.

मृषोपदेशे च कूटलेखे च
मोसुवएसे अ कूडलेहे अ ।
ખોટી સલાહ દેતાં અને કુડા લેખ લખતાં

द्वितीयव्रतस्य अतिचारान् प्रतिक्रामामि दैवसिकं सर्व्वं
बीयवयस्स इआरे, पडिक्कमे देसिअं सवं ॥ १२ ॥
બીજાવ્રતના અતિચારોને પ્રતિક્રમું છું. દિવસસંબંધી સર્વને

અર્થ—અણુવિચારે કોઈના ઉપર આળ મુકતાં, એકાંતે છાની વાત કરનાર ઉપર રાજ્ય વિરૂદ્ધ ગુન્હો મુકતાં, સ્ત્રીએ કહેલી વાત પ્રગટ કરતાં, ખોટો ઉપદેશ આપતાં અને જુઠા દસ્તાવેજ કરતાં બીજાવ્રતને વિષે જે કોઇ અતિચાર લાગ્યા હોય તે દિવસ સંબંધી સર્વ અતિચારને હું પડિક્કમું છું. ૧૨

### ત્રીજાવ્રતના અતિચાર.

तृतीये अणुव्रते स्थूलकपरद्रव्यहरणविरतितः
तइए अणुवयंमि, थूलगपरदव्वहरणविरईओ ।
ત્રીજા અણુવ્રતને વિષે સ્થુલ પરદ્રવ્ય હરણ વિરમણ સંબંધી

आचरितं अप्रशस्तेन अत्र प्रमादप्रसंगेन
आयरिअमप्पसत्थे, इत्थ पमायप्पसंगेणं ॥ १३ ॥
અતિક્રમણ કર્યું, માઠા ભાવે, અહીં પ્રમાદના પ્રસંગે

અર્થ—અહીં, ત્રીજા અણુવ્રતને વિષે પ્રમાદના પ્રસંગથકી, અપ્રશસ્ત ભાવે વર્તતાંથકાં, બાદરપણે પરદ્રવ્યના હરણની વિરતિનું ઉલ્લંઘન કરીને જે આચરણ સેવ્યું હોય તે જેમકે— ૩

स्तेनाहृतप्रयोगे तत्प्रतिरूपे विरुद्धगमने च

तेनाहडप्पओगे, तप्पडिरूवे विरुद्धगमणे अ।

ચોરની આણેલી વસ્તુ લેતાં, ચોરને સહાય દેતાં } ભેળ સંભેળ કરતાં } રાજ્યવિરૂદ્ધ દેશમાં ગમન કરતાં રાજ્ય વિરૂદ્ધ આચરણ કરતાં, અને

कूटतुलकूटमानयोः प्रतिक्रामामि दैवसिकं सर्व्वं

कूडतुल कूडमाणे, पडिक्कमे देसिअं सव्वं ॥१४॥

ખોટા તોલ ખોટા માપ રાખતાં, } પ્રતિક્રમું છું. દિવસસંબંધી સર્વને

અર્થ—ચોરની આણેલી વસ્તુ અર્થાત્ ચોરીનો માલ લેવો, ચોરને સહાય આપવી, ખોટી વસ્તુ ખરી જેવી કરી (દશાવી) વેચવી, દાણુચોરી પ્રમુખ રાજ્યવિરૂદ્ધ આચરવા અગર શત્રુરાજાના દેશમાં રાજ્ય તરફથી જવાનો નિષેધ કર્યો હોય છતાં વ્યાપારાદિ પ્રસંગે જતાં, ખોટા તોલ રાખવા, ખોટા માપ રાખવા; તેથી જે પાપ લાગ્યું હોય તે દિવસસંબંધી સર્વને હું પડિક્કમું છુ. ૧૪

## ચોથાવ્રતના અતિચાર.

चतुर्थे अणुव्रते नित्यं परदारगमनविरतितः

चउत्थे अणुव्वयंमि, निच्चं परदारगमणविरइओ।

ચોથા અણુવ્રતને વિષે નિરંતર પરસ્ત્રીગમન વિરમણ સંબંધી

अतिचरितं अप्रशस्तेन अत्र प्रमादप्रसंगेन

आयरिय-मप्पसत्थे, इत्थ पमायप्पसंगेणं ॥ १५ ॥

અતિક્રમણ કર્યું, માઠા ભાવે, અહીંયાં પ્રમાદના પ્રસંગવડે

અર્થ—અહીં ચોથા અણુવ્રતને વિષે, પ્રમાદના પ્રસંગથકી, અપ્રસ્તભાવે વર્તતાંથકાં, નિરંતર પરદારા સાથે ગમન કરવાની વિરતિનું ઉલ્લંઘન કરીને જે આચરણ સેવ્યું હોય તે જેમકે. ૧૫

अपरिगृहीतागमनं इत्वरपरिगृहीतागमनं अनंगक्रीडा परविवाहः

**अपरिग्गहिआ इत्तर अणंग विवाह**

| | | | |
|---|---|---|---|
| કોઈએ નહિ ગ્રહણ કરેલી સ્ત્રીનું સેવન | બીજાની થોડા કાળ માટે રાખેલ સ્ત્રીનું સેવન | અનંગક્રીડા | પારકા વિવાહ કરાવવા |

तीव्रा रागः (एतानाश्रित्य) चतुर्थव्रतातिचारान्

**तिव्व अणुरागे । [1]चउत्थवयस्स-इआरे,**

તીવ્ર વિષયાભિલાષ, ચોથાવ્રતના અતિચારોને

प्रतिक्रामामि दैवसिकं सर्वम्

**पडिक्कमे देसियं सव्वं ॥ १६ ॥**

પ્રતિક્રમું છું. દિવસસંબંધી સર્વને

અર્થ—અપરિગ્રહીતા અર્થાત્ કુંવારી કન્યા કે વેશ્યાની સાથે મૈથુન કરવું, બીજાએ થોડા વખત માટે રાખેલી વેશ્યાની સાથે મૈથુન કરવું, અનંગ ક્રીડા કરવી ( સૃષ્ટિ નિયમ વિરુદ્ધ

---

૧ આ ચોથું વ્રત બે પ્રકારે ગ્રહણ થઈ શકે છે તેથી સ્વદારા સંતોષીને છેલ્લા ત્રણ અતિચાર અને પહેલા બે સેવાય તો વ્રત ભંગજ થાય અને પરસ્ત્રીગમન વિરમણવાળાને પાંચ અતિચાર સમજવા. અહીં પુરૂષ ને સ્ત્રી આશ્રયી કહ્યું છે તે પ્રમાણે સ્ત્રીને પુરુષ આશ્રયી અતિચાર અનાચાર વગેરે સમજી લેવું.

અંગથી વિષયક્રિડા કરવી ), પોતાના પુત્ર પુત્રી શિવાય બીજાના વિવાહ કરવા, કામભોગને વિષે તીવ્ર અનુરાગ કરવો. (આ પાંચ) ચોથા વ્રતના અતિચાર મધ્યેથી જે કોઇ અતિચાર દિવસ સંબંધી મને લાગ્યો હોય તે સર્વને હું પડિક્કમુ છું. ૧૬:

## પાંચમાવ્રતના અતિચાર.

इतः अणुव्रते पंचमे आचरितं अप्रशस्ते

**इत्तो अणुव्वए पंचमंमि, आयरिय-मप्पसत्थंमि ।**

એ પછી પાંચમા અણુવ્રતને વિષે આચરણ કર્યું અપ્રસ્તભાવે

परिमाणपरिच्छेदे अत्र प्रमादप्रसंगेन

**परिमाणपरिच्छेए, इत्थ पमायप्पसंगेणं ॥१७॥**

પરિગ્રહ પરિમાણનો ભંગ કરતાં, અહીં, પ્રમાદના પ્રસંગવડે

અર્થ—એ પછી, અહીં પાંચમા અણુવ્રતને વિષે પ્રમાદના પ્રસંગથકી, અપ્રસ્તભાવે વર્તતાંથકાં પરિગ્રહના પ્રમાણનો વિચ્છેદ કરવાથકી જે આચરણ સેવ્યું હોય તે, જેમકે-૧૭

धनधान्ययोः क्षेत्रवास्तुनोः रूप्यसुवर्णयोः च कुप्यपरिमाणे

**धणधन्न खित्तवत्थू, रूप्पसुवन्ने अ कुविअ परिमाणे ।**

[1]ધન ધાન્યના, ક્ષેત્ર ઘર-હાટના, રૂપાં સોનાનાં અને પીતળ વગેરે બીજી ધાતુના પરિમાણમાં

---

૧ ધન ચાર પ્રકારનું છે. તે આ પ્રમાણે-ગણી શકાય તે ગણિમ સોપારી, નાળીએર વગેરે. ૨ તોળી શકાય તે ધરિમ ગોળ, ઘી, વગેરે. ૩ માપી શકાય તે મેય કાપડ, જમીન, તેલ, દૂધ, વગેરે. અને પરીક્ષા કરવા યોગ્ય તે પારિચ્છેદ્ય માણેક, મોતી, રૂપાનાણું વગેરે.

द्विपदचतुष्पदयोः प्रतिक्रामामि दैवसिकं सर्वम्
**दुपए चउप्पयंमि पडिक्कमे देसिअं सव्वं ॥१८॥**
બેપગાં ચોપગાં જીવોના, પ્રતિક્રમું છું. દિવસસંબંધી સર્વને

અર્થ—ધન-ધાન્ય, ખેતર-ઘરહાટ, રૂપું-સોનું અને રૂપા સોના શિવાય બીજી ધાતુની વસ્તુઓને પરિમાણ ઉપરાંત રાખવાથી તથા દાસ-દાસી વિગેરે બે પગવાળાં, ઘોડા વિગેરે ચાર પગવાળાં પ્રાણીઓને પરિમાણ ઉપરાંત રાખવાથી લાગેલા, દિવસસંબંધી સર્વ અતિચારને હું પડિક્કમું છું ૧૮

## છઠ્ઠાવ્રતના અતિચાર.

गमनस्य च परिमाणे दिक्षु उर्ध्वं अधश्च तिर्यक् च
**गमणस्स य परिमाणे, दिसासु उड्ढं अहे अ तिरिअं च ।**
ગમનનું અતિક્રમણ કર્યું } પરિમાણમાં દિશામાં ઉર્ધ્વ અધો અને તિર્છી અને

वृद्धिः स्मृत्यंतर्द्धा प्रथमे गुणव्रते निंदामि
**वुड्ढि सइअंतरद्धा, पढमंमि गुणव्वए निंदे ॥ १९ ॥**
વધારતાં, વિસ્મૃતિ થવાથી વધારે જતા, } પહેલા ગુણવ્રતને વિષે } નિંદું છું.

અર્થઃ—ઉર્ધ્વ દિશિ, અધોદિશિ અને તિર્છી દિશિમાં જવાના પરિમાણથી અધિક જતાં, એક દિશિમાં જવાનું ઘટાડી બીજી દિશિમાં તે પરિમાણ વધારતાં અને કરેલ પ્રમાણની વિસ્મૃત થવાથી વધારે જતાં, પહેલાં ગુણવ્રતને વિષે જે અતિચાર લાગ્યા હોય તેને આત્માની સાખે નિંદું છું ૧૯

## સાતમાવ્રતના અતિચાર.

मद्ये च मांसे च पुष्पे च फले च गन्धमाल्ये च

**मज्जंमि अ मंसंमि अ, पुप्फे अ फले अ गंधमल्ले अ ।**

મદિરામાં અને માંસમાં અને ફુલમાં અને ફળમાં અને સુગંધી દ્રવ્ય અને માળામાં

उपभोगपरिभोगयोः द्वितीये गुणव्रते निन्दामि

**उवभोग परीभोगे, बीयंमि गुणव्वए निंदे ॥ २० ॥**

ભોગ ઉપભોગ કરતાં બીજા ગુણવ્રતને વિષે નિંદુ છું

અર્થઃ—મદિરા તથા માંસ અને બીજા પણ નહીં ખાવા યોગ્ય પદાર્થ તથા પુષ્પ, ફૂળ બરાસપ્રમુખ ગંધ અને પુષ્પની માળાને ભોગવવાથી, ઉપભોગ પરિભોગ નામના બીજા ગુણવ્રતને વિષે લાગેલા અતિચારને હું નિંદું છું. ૨૦

सचित्तस्य सचित्तप्रतिबद्धस्य अपक्वस्य दुष्पक्वस्य च आहारात्

**सच्चित्ते पडिबद्धे, अपोल दुप्पोलिअं[1] च आहारे ।**

સચિત્તના, સચિત્તના સંબંધવાળીના | કાચી વસ્તુના, અર્ધ કાચી પાકી વસ્તુના | અને ખાવા થકી

तुच्छौषधिभक्षणात् प्रतिक्रामामि दैवसिकं सर्व्वम्

**तुच्छोसहिभक्खणया, पडिक्कमे देसिअं सव्वं ॥ २१ ॥**

તુચ્છ ઔષધિના ભક્ષણથકી, પ્રતિક્રમું છું દિવસસંબંધી સર્વને

---

१ दुप्पोलिए अ ( प्रत्यन्तरे )

અર્થ—સચિત્તનો ત્યાગ વા પરિમાણ છતાં પ્રમાદના વશથી અધિક સચિત્ત વાપરવા, સચિત્ત સાથે જોડાયેલી વસ્તુ વાપરવી, નહીં પકાવેલા પદાર્થ વાપરવા, અર્ધપાકા તથા અર્ધકાચા પદાર્થ વાપરવા અને તુચ્છ પદાર્થ ભક્ષણ કરવા એ સચિત્ત ત્યાગ સંબંધી પાંચ અતિચાર મધ્યેથી જે અતિચાર લાગ્યા હોય તે દિવસસંબધી સર્વને હું પડિક્કમુંછું. ૨૧

अंगार- वन- शकट- भाटिक- स्फोट- सुवर्जयेत् कर्म्म

इंगाली वण साडी, भाडी फोडी सुवज्जए कम्मं ।

અંગારકર્મ, વનકર્મ, શકટકર્મ, ભાટિકકર્મ, સ્ફોટકકર્મ, અત્યંત વર્જવા

वाणिज्यं चैव दंत लाक्षा—रस—केश—विष—विषयम्

वाणिज्जं चेव दंत लक्खरसकेसविसविसयं ॥ २२॥

કુવેપારને પણ વર્જવા } દંતવાણિજ્ય, લાખવાણિજ્ય, રસવાણિજ્ય, કેશવાણિજ્ય, વિષવિષય વાણિજ્ય,

અર્થ—કુંભાર અને ભાડભુંજા વિગેરેના અગ્નિસંબંધી કર્મ તે અંગારકર્મ; પુષ્પ, ફૂળ, વનસ્પતિ, અનાજ વિગેરે ઉગાડવા તથા છેદવા તે વનકર્મ; ગાડાં, બેલ વિગેરે વેચવા, વેચાવવા તે શકટકર્મ; ઘોડા ઊંટ, બળદ વિગેરે ભાડે આપવા તે ભાટિક કર્મ; કુવા, વાવ વિગેરે ખોદવા ખોદાવવા તે સ્ફોટિક કર્મ. આ પાંચ કર્મ શ્રાવકે અત્યંતપણે વર્જવા. વળી નિશ્ચયે પાંચ કુવાણિજ્ય તેમાં હાથી દાંત, મુક્તાફળ વિગેરે જ્યાં નિપજતાં હોય તે સ્થાનકે જઈ ખરીદ કરવાં તે દંત કુવાણિજ્ય; લાખ, કસુંબો, હરતાલ વિગેરેનો વ્યાપાર તે લાખ કુવાણિજ્ય;

ઘી, તેલ, ગોળ, વિગેરેનો વ્યાપાર તે રસ કુવાણિજ્ય; મોર, પોપટ અને મનુષ્ય તથા પશુનો વ્યાપાર તે કેશ કુવાણિજ્ય; અફીણ, સોમલ વિગેરે તથા શસ્ત્રાદિનો વ્યાપાર તે વિષવિષય કુવાણિજ્ય; એ પાંચ કુવાણિજ્યને શ્રાવકે વર્જવા. ૨૨

एवं निश्चयेन यंत्रपीडाकर्म निर्लांछनं च दवदानम्

एवं खु जंतपिल्लण-कम्मं निल्लंछणं च दवदाणं ।

એ પ્રકારે નિશ્ચે ઘંટી ચરખા પીલાવવા } નાક કાન વિંધવા અને અગ્નિ દાહ દેવો.

सरोद्रहतडागशोषं असतीपोषं च वर्जयेत्

सरदहतलायसोसं, असईपोसं च वज्जिज्जा ॥ २३ ॥

સરોવર દ્રહ તળાવ શોષણ કરાવવાં } અસતિપોષણને અને વર્જવાં

અર્થ—એ પ્રમાણે નિશ્ચયથી ઘંટી ચરખા પ્રમુખ યંત્રમાં શેરડી તલ વિગેરે પીલાવવાં; નાક કાન વીંધવા, વીંધાવવા; અગ્નિદાહ દેવો; સરોવર, દ્રહ અને તળાવ વિગેરેને સુકાવી નાંખવા; હિંસક જીવો તથા વ્યભિચારી સ્ત્રી વિગેરેનું પોષણ કરવું; આ પાંચ સામાન્ય કર્મને શ્રાવકે વર્જવાં. ૨૩

## આઠમા વ્રતના અતિચાર.

शस्त्राग्नि मुशल यंत्रक तृणकाष्ठ मंत्रमूल भैषजम्

सत्थग्गि मुसल जंतग, तणकट्ठेमंत-मूलभेसज्जे ।

શસ્ત્ર, અગ્નિ, સાંબેલું, યંત્ર, ઘાસ લાકડાં, મંત્ર, જડીબુટ્ટી, ગોળી ચુરણ

दत्तं दापितं वा प्रतिक्रमामि देवसिकं सर्व्वम्

दिन्ने दवाविए वा, पडिक्कमे देसिअं सव्वं ॥ २४ ॥

દીધાં, અપાવ્યાં, અનુમોદ્યાં, પ્રતિક્રમું છું દિવસસંબંધી સર્વને

અર્થ—શસ્ત્ર, અગ્નિ, મુશલ, યંત્ર, તૃણ, કાષ્ટ, સર્પ વિગેરેને ખીલવવાના મંત્ર, નાગદમણી પ્રમુખ જડીબુટ્ટી અને ગોળી ચુરણ વિગેરે ઉપદ્રવકારી વસ્તુઓ બીજાને આપવાથકી, બીજાની પાસેથી અપાવવાથકી અને આપનારને અનુમોદવાથકી જે અતિચાર લાગ્યા હોય તે દિવસસંબંધી સર્વ અતિચારને હું પડિક્કમું છું. ૨૪

स्नानोद्वर्त्तनवर्णकविलेपने शब्दरूपरसगंधे

न्हाणुवट्टणवन्नग-विलेवणे सद्दरूवरसगंधे ।

નહાવું, મેલ ઉતારવો, રંગ લગાવવો | વિલેપન કરવું તેમાં | શબ્દ, રૂપ, રસ, ગંધના ભોગોપભોગમાં

वस्त्रासनाभरणे प्रतिक्रामामि दैवसिकं सर्व्वम्

वत्थासणआभरणे, पडिक्कमे देसिअं सव्वं ॥ २५ ॥

વસ્ત્ર આસન ઘરેણાના ભોગમાં | પ્રતિક્રમું છું દિવસસંબંધી સર્વને

અર્થ—અણગળ પાણી વિગેરેથી ન્હાવું, પીઠી વિગેરે ચોળી શરીરનો મેલ ઉતારવો; અબીલ ગુલાલ અલતાદિક તથા કેશર ચંદનાદિકનું વિલેપન કરવું; શબ્દ, રૂપ, રસ, ગંધ, વસ્ત્ર, આસન, આભરણ ઇત્યાદિ અનેક ઉપભોગ સંબંધી જે અતિચાર લાગ્યા હોય તે દિવસસંબંધી સર્વ અતિચારને હું પડિક્કમું છું.

कंदर्पः कौकुच्यं मौखर्यं अधिकरणता भोगातिरिक्तता

**कंदप्पे कुक्कुइए, मोहरि अहिगरण भोगअइरित्ते ।**

કામભોગનીકથા, | કામચેષ્ટા, | વાચાળપણું, | શસ્ત્ર સજ્જ કરાવવા, | ખપ ઉપરાંત ભોગોપભોગની વસ્તુ રાખવી

अनर्थदंडे तृतीये गुणव्रते निंदामि

**दंडंमि अणट्ठाए, तइयंमि गुणव्वए निंदे ॥ २६ ॥**

[1]અનર્થદંડ નામે ત્રીજા ગુણવ્રતને વિષે નિંદું છું.

અર્થ—કામભોગની કથા કરવી, લોકોને હાંસી આવે એવી કામ ચેષ્ટા કરવી, વાચાળપણે અઘટિત વચન બોલવાં, શસ્ત્ર વિગેરે સજ્જ કરવાં, ઉપભોગ પરિભોગની વસ્તુ ખપ કરતાં વિશેષ રાખવી; અનર્થદંડવિરમણ નામના ત્રીજા ગુણવ્રતને વિષે જે અતિચાર લાગ્યા હોય તેને હું નિંદું છું. ૨૬

## નવમા વ્રતના અતિચાર.

त्रिविधे दुष्प्रणिधाने अनवस्थाने तथा स्मृतिविहीने

**तिविहे दुप्पणिहाणे, अणवट्ठाणे तहा सइविहूणे ।**

ત્રણ પ્રકારના દુષ્પ્રણિધાને | ઓછા વખતે પારતાં | તેમજ | સ્મૃતિવિહીન થતાં

---

૧ જેથી આત્મા નિરર્થક દંડાય તે અનર્થદંડ તેના પાંચ અતિચાર આ ગાથામાં જણાવ્યા છે અને કેવા કેવા કારણે અનર્થદંડ થાય છે તે ૨૪, ૨૫ ગાથામાં વર્ણવેલ છે.

सामायिके वितथे कृते प्रथमे शिक्षाव्रते निंदामि

**सामाइय वितहकए, पढमे सिक्खावए निंदे ॥२७॥**

સામાયિક ખોટી રીતે કર્યે છતે પહેલા શિક્ષાવ્રતને વિષે નિંદું છું.

અર્થ—મન, વચન, કાયા એમ ત્રણ પ્રકારના દુઃપ્રણિધાન અર્થાત્ દુષ્ટ વ્યાપારના ત્રણ અતિચાર, અવિનયપણે બે ઘડી કરતા ઓછા વખતે સામાયિક પારવું, પ્રમાદથી સામાયિક લીધું છે કે નહિ તે યાદ ન રહેવું, એવી રીતે સામાયિક વિતથપણે અર્થાત્ ખોટી રીતે કરતાં પ્રથમ શિક્ષાવ્રતને વિષે જે અતિચાર લાગ્યા હોય તેને હું નિંદું છું. ૨૭

## દશમાવ્રતના અતિચાર.

आनयनं प्रेषणं शब्दो रूपं च पुद्गलक्षेपः

**आणवणे पेसवणे, सद्दे रूवे अ पुग्गलक्खेवे ।**

બાહેરથી મંગાવવું—મોકલવું | શબ્દ કરવા | રૂપ દેખાડવું અને પુદ્ગલ ફેંકવા ।

देशावकासिके द्वितीये शिक्षाव्रते निंदामि

**देसावगासिअंमि, बीए सिक्खाव[ए] निंदे ॥ २८ ॥**

દેશાવગાસિક નામે બીજા શિક્ષાવ્રતને વિષે નિંદું છું

અર્થ—નિયમિત ભૂમિમાં બહારથી કાંઇ ચીજ મંગાવવી, પરિમાણ ઉપરાંત ભૂમિને વિષે પોતાના કાર્ય માટે બીજાને મોકલવા, પરિમાણ ઉપરાંત ભૂમિએ રહેલાને ખોંખારાદિકથી જણાવવું, તેને રૂપ દેખાડવું, તેવે સ્થળે કાંઇક પદાર્થ નાંખી પોતા-

પણું જણાવવું; આ પાંચ અતિચાર માંહેથી દેશાવગાસિક નામના બીજા શિક્ષાવ્રતને વિષે જે અતિચાર લાગ્યા હોય તેને હું નિંદુ છું. ૨૮

## અગીયારમાવ્રતના અતિચાર.

संस्तारकउच्चारविधिप्रमादः ( अप्रत्युपेक्षितदुष्प्रत्युपेक्षिताप्रमार्जित-दुष्प्रमार्जिततया )

**संथारुच्चारविही–पमाय**

સંથારા અને મલમૂત્ર પરઠવવાની વિધિમાંહે પ્રમાદ

तथा चैव भवत्यनाभोगः (भोजनाभोगः) [1]पौषधविधिवैपरीत्ये

**तह चेव भो(य)अणाभोए । पोसहविहिविवरीए,**

તેમજ નિશ્ચે (ભોજનનીચિંતા) | અનાભોગ થાય, પૌષધવિધિનું વિપરીતપણું કર્યે છતે

तृतीये शिक्षाव्रते निंदामि

**तइए सिक्खावए निंदे ॥ २ए ॥**

ત્રીજા શિક્ષાવ્રતને વિષે નિંદુ છું.

અર્થ—સંથારાસંબંધી બે પ્રકારના અર્થાત્ સંથારાને ન પડિલેહે તથા પડિલેહતો કાંઇક કરે અને કાંઇક ન કરે અને લઘુનીતિ તથા વડીનીતિસંબંધી બે પ્રકારના અર્થાત્ લઘુનીતિ અને વડીનીતિને પરઠવવાની ભૂમિને ન પડિલેહે અને પડિલેહતો કાંઇક કરે અને કાંઇક ન કરે, એમ ચાર, તથા ( ભોજનસં-

---

૧ ધર્મની પુષ્ટિ કરે તે પૌષધ.

બાંધી ચિંતા કરવી; ) પોષધ લીધો છે કે નહિ તે યાદ ન ર- હેવું એ રીતે પોસહનો વિધિ વિપરીત કરવાથી ત્રીજા શિક્ષાવ્ર- તને વિષે જે અતિચાર લાગ્યા હોય તેને હું નિંદું છું. ૨૯

## બારમાવ્રતના અતિચાર.

सचित्ते निक्षेपणं तेन) पिधानं व्यपदेशः मत्सरश्चैव

**सच्चित्ते निक्खिवणे, पिहिणे ववएस मच्छरे चेव ।**

સચિત્તવસ્તુ ઉપર મુકવી, સચિત્તવડે ઢાંકવી, } માલિકીનો ફેરફાર કરવો } મચ્છર નિશ્ચે કરવો.

कालातिक्रमदानं ¹चतुर्थे शिक्षाव्रते निंदामि

**कालाइक्कमदाणे, चउ(त्थे)थे सिक्खावए निंदे ॥३०॥**

કાળ વિત્યાપછી દાન દેવું ચોથા શિક્ષાવ્રતને વિષે નિંદું છું.

અર્થ—સાધુને દેવાયોગ્ય ભોજન ઉપર સચિત્ત વસ્તુ મુક- વી; દેવાયોગ્ય વસ્તુને સચિત્ત પદાર્થવડે ઢાંકવી; નહિ દેવાની બુદ્ધિએ પોતાની વસ્તુને પારકી કહેવી, અને દેવાની બુદ્ધિએ પરની વસ્તુને પોતાની કહેવી; ક્રોધ, અભિમાન, ઇર્ષ્યા કરતાં દાન દેવું; ગોચરીનો કાળ વીતી જતાં મુનિને આમંત્રણ કરવું; ચોથા શિક્ષાવ્રતને વિષે પૂર્વોક્ત અતિચાર મધ્યેથી જે અતિચાર લાગ્યા હોય તેને હું નિંદું છું. ૩૦

---

૧ તિથિ પર્વાદિ લૌકિક વ્યવહારનો ત્યાગ કરે તે અતિથિ તેને આ- ત્માર્થે નિર્દોષ અન્નાદિનું દાન કરવું તેને અતિથિ સંવિભાગ નામે ચોથું શિક્ષાવ્રત કહે છે.

सुहितेषु ( सुखितेषु ) च दुःखितेषु च
**सुहिएसु अ दुहिएसु अ,**
સુવિહિતને વિષે (સુખીને વિષે દુ:ખીને વિષે અને

या मया अस्वंयतेषु ( असंयतेषु) अनुकंपा
**जा मे अस्संजएसु अनुकंपा ।**
જે મેં (અસંયતિને વિષે) અસ્વેચ્છાચારિને વિષે અનુકંપા

रागेण वा द्वेषेण वा तत् निंदामि तच्च गर्हे
**रागेण व दोसेण व, तं निंदे[1] तं च गरिहामि ॥३१॥**
રાગવડે અથવા દ્વેષવડે, તેને નિંદું છું, તેને વળી ગર્હું છું.

અર્થ—જ્ઞાનાદિકને વિષે હિત છે જેનું એવા સુવિહિતને વિષે, તથા વ્યાધિથી પીડાયેલા, તપે કરીને દુર્બલ એવા દુ:ખીને વિષે, તથા ગુરૂનિશ્રાએ વિચરનારા સુસાધુને વિષે, રાગથી વા દ્વેષથી મને જે અનુકંપા થઇ હોય તેને; હું નિંદું છું અને ગુરૂની સાખે ગર્હું છું. અથવા વસ્ત્રાદિકે સુખી, રોગવડે દુ:ખી એવા અસંયતી પાસથ્થાદિકને વિષે રાગથી અથવા દ્વેષથી જે મને દયા થઇ હોય તેને નિંદું છું અને ગુરૂની સાખે ગર્હું છું. ૩૧

साधुषु संविभागो न कृतः तपश्चरणकरणयुक्तेषु
**साहूसु संविभागो, न कओ तवचरणकरणजुत्तेसु ।**
સાધુને વિષે આતિથ્ય ન કર્યું તપ, ચરણસિત્તરી અને કરણસિત્તરીએ સહિત

---

૧ અહીં અનુકંપા તે નિંદી નથી પણ રાગ દ્વેષની નિંદા કરવાની છે.

सति प्रासुकदाने तं निंदामि तच्च गर्हे
संते फासुयदाणे, तं निंदे तं च गरिहामि ॥ ३२ ॥
છતે પ્રાસુકદાન તેને નિંદુંછું. તેને અને ગર્હુંછું.

અર્થ—તપ તથા ચરણસિત્તરી અને કરણસિત્તરીએ સહિત એવા સાધુઓને વિષે, નિર્દોષ અશનાદિક હોવા છતાં મારે જીવે સંવિભાગ (આતિથ્ય) ન કીધો હોય તેથી જે અતિચાર લાગ્યો હોય તેને હું નિંદું છું અને ગુરૂની સાખે ગર્હું છું. ૩૨

## સંલેષણાના અતિચાર.

इहलोके परलोके जीविते मरणे च आशंसाप्रयोगे
इहलोए परलोए जीविअ मरणे अ आसंसपओग ।
આલોકે પરલોકે જીવતરની મરણની અને વાંચ્છા કર્યે છતે

पंचविधो अतिचारो मा मम भूयात् मरणांते
पंचविहो अइआरो, मा मज्झं हुज्ज मरणंते ॥३३॥
પાંચ પ્રકારનો અતિચાર ન મુજને હોજો. મરણ સમયે

અર્થ—ધર્મના પ્રભાવથી આ લોકને વિષે સુખની વાંચ્છા; તથા પરલોકમાં દેવેંદ્રાદિના સુખની વાંચ્છા; અનશનને લીધે સ-ન્માન દેખી જીવવાની વાંચ્છા, તથા દુઃખ આવે મરવાની વાંચ્છા; અને ચ શબ્દ થકી, કામભોગને વિષે તીવ્ર વાંચ્છા; સંલેષણા (અનશન) સંબંધી આ પાંચ પ્રકારના અતિચાર મને મરણાંત સુધી ન હોજો. ૩૩

## ત્રણ યોગવડે સર્વ વ્રતના અતિચાર.

कायेन कायिकस्य प्रतिक्रामामि वाचिकस्य वाचया

**काएण काइयस्स, पडिक्कमे वाइअस्स वायाए ।**

શરીરવડે શરીરસંબંધી પાપને | પ્રતિક્રમું છું | વચનસંબંધીને વાચાવડે

मनसा मानसिकस्य सर्वस्य व्रतातिचारस्य

**मणसा माणसिअस्स, सव्वस्स वयाइआरस्स ॥३४॥**

મનવડે મનસંબંધીને (એમ) સર્વ વ્રતના અતિચારને

અર્થ—કાયાથી વધાદિક કરાયેલા અતિચારને કાયોત્સર્ગાદિ જે કાયાના શુભ વ્યાપાર તેણે કરી; આળ પ્રમુખ દેવાના વચનના અતિચારને જિનસ્તવનાદિ શુભ વચનના વ્યાપારે કરીને; અને દેવતત્ત્વાદિ વિષે શંકા પ્રમુખ મનના અતિચારને અનિત્યાદિ ભાવનાના શુભ ચિંતવને કરીને; એમ સર્વ વ્રતના અતિચારને હું પડિક્કમું છું. ૩૪

वंदन[૧]-व्रत[૨]-शिक्षा[૩]-गौरवेषु[૪] संज्ञा[૫]-कषाय[૬]-दंडेषु[૭]

**वंदण-वय-सिक्खा-गारवेसु सन्नाकसायदंडेसु ।**

બે પ્રકારના વંદન, બાર પ્રકારના વ્રત, બે પ્રકારની શિક્ષા, અને ત્રણ ગારવને વિષે; | ચાર સંજ્ઞા, ચાર કષાય અને ત્રણ દંડને વિષે;

---

૧ ચૈત્યવંદન અને ગુરૂવંદન ૨ સ્થૂલપ્રાણાતિપાત વિરમણ આદિ શ્રાવકનાં બાર વ્રત ૩ ગ્રહણ અને આસેવનરૂપ બે પ્રકારની શિક્ષા તેમાં શ્રાવક સામાયિક આદિ સૂત્રાર્થ શીખે તે ૧ ગ્રહણશિક્ષા અર્થાત્ જઘન્યથી

गुप्तिषु च समितिषु च यो अतिचारस्तकं निंदामि

**गुत्तीसु अ समिईसु अ, जो अइआरो [1]तयं निंदे॥३४॥**

ગુપ્તિને વિષે અને સમિતિને વિષે અને જે અતિચાર તેને નિંદું છું.

અર્થ—બે પ્રકારના વંદન, બાર પ્રકારના વ્રત, બે પ્રકારની શિક્ષા, ( ગ્રહણ અને આસેવન રૂપ ) ત્રણ ગારવ, ચાર સંજ્ઞા, ચાર કષાય, ત્રણ દંડ, ત્રણ ગુપ્તિ, પાંચ સમિતિ અને ચ શબ્દથી શ્રાવકની અગિયાર પડિમા તેને વિષે જે અતિચાર લાગ્યો હોય તેને હું નિંદું છું.

सम्यग्दृष्टिजीवो यद्यपि निश्चयेन पापं समाचरति किंचित्

**सम्मद्दिट्ठी जीवो, जयवि हु पावं समायरइ किंचि ।**

સમ્યગ્દૃષ્ટિ જીવ જો કે નિશ્ચે પાપને આચરે કિંચિત્

---

અષ્ટ પ્રવચન માતા અને ઉત્કૃષ્ટથી દશ વૈકાળિકના છજ્જીવણીયા અધ્યયનસુધી અર્થ સાથે શીખે ૩ **આસેવનશિક્ષા** તે નવકારથી માંડી શ્રાવકના દિવસ સંબંધી સર્વ ધર્માનુષ્ઠાન સેવે પાળે તે. અર્થાત્ ઉઠતી વખત નવકાર ગણીને જાગે. પછી પોતાનું સ્વરૂપ વિચારે ઇત્યાદિ કહેલાં શ્રાવકનાં અનુષ્ઠાનો પાળે, ૪ રસગારવ, ઋદ્ધિગારવ અને શાતાગારવ. ૫ ચાર, દશ અથવા પંદર સંજ્ઞા. ૬ કષ એટલે સંસાર તેનો આય એટલે લાભ જેનાથી થાય તે કષાય ચાર છે, ક્રોધ માન, માયા અને લોભ. ૭ જેનાવડે ધર્મધનથી આત્મા દંડાય તે દંડ ત્રણ છે. મન, વચન અને કાયા અથવા મિથ્યાત્વ શલ્ય, માયા શલ્ય અને નિયાણ શલ્યરૂપ.

१ अ तं इति पाठान्तरे.

अल्पः १तस्य भवति बंधो येन न निर्दयं कुरुते

अप्पो सि होइ बंधो, जेण न निद्धंधसं कुणइ ॥३६॥

અલ્પ તેને હોય બંધ જે કારણથી ન નિર્દયપણે કરે.

અર્થ—સમ્યગ્દૃષ્ટિ જીવ જો કદી થોડું પણ પાપ કરે, તો તેને અલ્પ બંધ હોય, કારણ કે તે નિર્દયપણે, હિંસાદિ વ્યાપાર કરતો નથી. ૩૬

तदपि च सप्रतिक्रमणं सपरितापं सोत्तरगुणं च

तंपि हु सपडिक्कमणं, सप्परिआवं सउत्तरगुणं च ।

તેને પણ } પ્રતિક્રમણ કરવે, પશ્ચાતાપ કરવે, પ્રાયશ્ચિત કરવે, અને
નિશ્ચે }

क्षिप्रं उपशमयति व्याधिमिव सुशिक्षितो वैद्यः

खिप्पं उवसामेई, वाहिव्व सुसिक्खिउ विज्जो ॥ ३७ ॥

શીઘ્ર શાન્ત કરે વ્યાધિ જેમ સુક્ષિત વૈદ્ય

અર્થ—પ્રતિક્રમણ કરવે કરી, વળી પશ્ચાતાપ કરવે કરી; તેમજ ગુરૂએ દીધેલા પ્રાયશ્ચિત્તને કરવે કરી યુક્ત શ્રાવક જેમ રૂડી રીતે શિખેલો વૈદ્ય વ્યાધિને ઉપશમાવે છે તેમ નિશ્ચયથી તે અલ્પ કર્મના બંધને પણ શિઘ્રપણે ઉપશમાવે છે, ૩૭

यथा विषं कोष्ठगतं मंत्रमूलविशारदाः

जहा विसं कुट्ठगयं, मंतमूलविसारया ।

જેમ વિષને શરીરમાં ગયેલ, મંત્રબુટ્ટીના જાણનારા

---

१ श्रावकस्य.

वैद्याः घ्नन्ति मंत्रैः ततः तत् भवति निर्विषम्

**विज्जा हणंति मंतेहिं, तो तं हवइ निव्विसं ॥३८॥**

વૈદ્યો નાશ કરેછે. મંત્રોવડે, ત્યારે તે હોય છે. નિર્વિષ

અર્થ—જેમ શરીરમાં વ્યાપેલા સર્પાદિકના વિષને મંત્ર મૂળના જાણનારા વૈદ્યો, મંત્રોએ કરીને નાશ કરે છે, ત્યારે શરીર વિષરહિત થાય છે. ૩૮

एवं अष्टविधं कर्म रागद्वेषसमार्जितं

**एवं अट्ठविहं कम्मं, रागदोससमज्जिअं ।**

એ પ્રકારે આઠ પ્રકારના કર્મને રાગદ્વેષવડે ઉપાર્જન કરેલાં

आलोचयन् च निन्दन् क्षिप्रं हन्ति सुश्रावकः

**आलोअंतो अ निंदंतो, खिप्पं हणइ सुसावओ ॥३९॥**

આલોવતો અને નિંદતો શીઘ્ર હણેછે ભલો શ્રાવક

અર્થ—એજ પ્રમાણે ગુરૂની સમીપે પોતાના પાપ પ્રકાશતો વળી આત્મસાખે નિંદતો એવો ભલો શ્રાવક, રાગ દ્વેષથી બાંધેલા એવા આઠે પ્રકારના કર્મને શિઘ્ર હણે છે. ૩૯

कृतपापोऽपि मनुष्यः आलोचितनिंदितपापः गुरुसकाशे (पार्श्वे)

**कयपावोवि मणुस्सो, आलोइअ निंदिअ गुरुसगासे ।**

કર્યુંછે પાપ જેણે) એવો પણ) મનુષ્ય, આલોચતો નિંદતો ગુરૂ સન્મુખ

भवति अतिरेक लघुकः अपहृतभर इव भारवाहकः

**होइ अइरेग लहुअो, ओहरिअभरुव भारवहो ॥ ४० ॥**

હોયછે અત્યંત હળવો ભાર ઉતારેલ હોય તેમ મજુર

અર્થ—જેમ ભારનો વહન કરનાર ભારને ઉતારીને હળવો થાય છે તેમ કરેલાં પાપ છે જેણે એવો મનુષ્ય પણ ગુરૂની સ-મીપમાંજ પાપને પ્રકાશ કરતો થકો તથા આત્મ સાખે કરતો થકો પાપથી અત્યંત હળવો થાય છે. ૪૦

आवश्यकेन एतेन श्रावको यद्यपि बहुरजाः भवति

**आवस्सएण एएण, सावओ जइवि बहुरओ होइ ।**

આવશ્યકવડે એ શ્રાવક જોકે બહુ પાપવાળો હોય

दुःखानामंतक्रियां करिष्यति अचिरेण कालेन

**दुक्खाणमंतकिरिअं, काही अचिरेण कालेण ॥ ४१ ॥**

દુઃખનો નાશ કરશે થોડા કાળમાં

અર્થ—જો કે આરંભ તથા પરિગ્રહે કરી ઘણાં પાપવાળો શ્રાવક હોય તોપણ આ પડિકમણારૂપ આવશ્યક કરવાથી થોડા કાળમાંજ તે પાપ રૂપ દુઃખોનો વિનાશ કરશે. ૪૧

## વિસ્મૃત થયેલ અતિચાર.

आलोचना बहुविधा न च स्मृता प्रतिक्रमणकाले

**आलोयणा बहुविहा, न य संभरिआ पडिक्कमणकाले ।**

આલોયણ બહુપ્રકારે ન વળી સાંભરી; પ્રતિક્રમણ વખતે

मूलगुणउत्तरगुणे तां निंदामि तां च गर्हे

मूलगुणउत्तरगुणे, तं निंदे तं च गरिहामि ॥४२॥

મૂળગુણ ઉત્તરગુણને વિષે, તેને નિંદુંછું. તેને અને ગર્હુંછું.

અર્થ—ગુરૂ પાસે પાપ આલોવવાની રીતિ ઘણા પ્રકારની છે. પ્રતિક્રમણ કરવાના અવસરે જે ન સાંભર્યા હોય તેવા મૂળગુણને વિષે તથા ઉત્તર ગુણને વિષે જે અતિચાર લાગ્યા હોય તેને આત્મ સાખે નિંદું છું અને ગુરૂની સાખે ગર્હું છું ૪૨

( पछी उभो रहीने अथवा जमणो पग नीचो बेसाडी नीचेनी गाथा बोले. )

પ્રતિક્રમણ-અંત્ય મંગલ, જિન નમસ્કાર.

तस्य धर्मस्य केवली-प्रज्ञप्तस्य अभ्युत्थितोऽस्मि

तस्स धम्मस्स केवलि-पन्नत्तस्स अब्भुट्ठिओमि

તે ધર્મની કેવળીએ ભાખેલા ઉઠયો છું.

आराधनाय विरतोऽस्मि विराधनायाः

आराहणाए । विरओमि विराहणाए,

આરાધના માટે નિવર્ત્યો છું. વિરાધનાથકી

त्रिविधेन प्रतिक्रांतो वंदे जिनान् चतुर्विंशतिं

तिविहेण पडिक्कंतो वंदामि जिणे चउव्वीसं ॥ ४३ ॥

ત્રિવિધે પ્રતિક્રમતો વાંદુંછું જિનોને ચોવીશ

અર્થ—તે કેવળીભાષિત શ્રાવક ધર્મની આરાધનાને માટે હું ઉઠયો છું વળી તે ધર્મની વિરાધના થકી હું નિવર્ત્યો છું; ત્રિવિધે કરી પાપ થકી નિવર્ત્યો થકો ચોવીશ જિનને હું વાંદું છું. ૪૩

( પછી વાંદણાં બે દેઇને ગુરુને ખામણા કરવાં. )

## ॥ अथ अब्भुट्ठिओ (गुरुखामणा) सूत्र ॥

इच्छाकारेण संदिश भगवन्! अभ्युत्थितोऽहं दिवसाभ्यंतरिकं
इच्छाकारेण संदिसह भगवन् अब्भुट्ठिओहं अब्भिंतर-
ઇચ્છાથી આજ્ઞા આપો હે ભગવાન્! તત્પર થયો છું. હુ દિવસ

अतिचारं क्षमयितुं इच्छामि क्षमयामि दैवसिकं
देवसिअं खामेउं। इच्छं खामेमि देवसिअं।
દરમ્યાનના (દોષને) ખામવા, ઇચ્છું છું. ખામું છું દિવસના દુષણને

અર્થ—હે ભગવાન્! ઇચ્છા પૂર્વક આપ મને આદેશ આપો, હું દિવસમાં કરેલા અપરાધને ખામવાને ઉઠયો ( તત્પર થયો ) છું. ગુરૂ કહે ( ખામેહ ) ખમાવો. શિષ્ય કહે ( ઇચ્છં ) હું એજ ઇચ્છું છું. ( અને ) દિવસ સંબંધી અપરાધ પ્રત્યે ખામું છું,

यत् किंचित् अप्रीतिकं, पराप्रीतिकं, भक्ते, पाने, विनये,
जं किंचि अपत्तिअं, परपत्तिअं भत्ते, पाणे, विणए,
જે કંઇ અપ્રીતિથી, અતિશય અપ્રીતિથી ભોજનમાં, પાણીમાં વિનયમાં

वया त्ये, आलापे, संलापे, उच्चासने, समासने,

**वेयावच्चे, आलावे, संलावे, उच्चासणे, समासणे,**

વૈયાવચ્ચમાં, આલાપમાં, સંલાપમાં, ઊંચેઆસને બેસતાં, સમ-આસને બેસતાં,

अंतर्भाषायां, उपरिभाषायां,

**अंतरभासाए, उवरिभासाए,**

વચ્ચે બોલતાં, અધિક બોલતાં,

અર્થ—જે કાંઇ અપ્રીતિભાવ કે વિશેષ અપ્રીતિભાવ ઉપજાવ્યો હોય-( શેને વિષે ) ભોજનને વિષે, પાણીને વિષે, વિનયને વિષે, વેયાવચ્ચને વિષે, એક વાર બોલવાને વિષે, વારંવાર બોલવાને વિષે, ગુરૂથી ઉંચા આસને બેસવાને વિષે, ગુરૂની બરાબર આસને બેસવાને વિષે, ગુરૂ બોલતા હોય તેની વચ્ચે બોલવામાં, ગુરૂએ કહેલી વાત વિશેષપણે કહેવામાં,

यत् किंचित् मम विनयपरिहीणं सूक्ष्मं

**जं किंचि मज्झ विणयपरिहीणं सुहुमं,**

જે કંઈ મને વિનયરહિતપણે સૂક્ષ્મ

वा बादरं वा यूयं जानीथ अहं न जाने

**वा, बायरं वा, तुम्हे जाणह, अहं न याणामि,**

કે બાદર કે, તમે જાણોછો, હું નથી જાણતો

तस्य मिथ्या मे दुष्कृतम् ॥

**तस्स मिच्छामि दुक्कडं ॥**

તેનો મિચ્છામિ દુક્કડ હો.

અર્થ—જે કાંઈ મારે (જીવે) સૂક્ષ્મ વા સ્થૂલ વિનય રહિતપણું કર્યું હોય તે તમે જાણો છો, હું જાણતો નથી, તે પાપ મારું મિથ્યા થાઓ. ॥ ૧ ॥ ઇતિ ॥

ગુરૂ ( ૧૫ ) લઘુ ( ૧૧૧ ) સર્વ વર્ણ ( ૧૨૬ )

( ए रीते खामणा करी, " आवस्सइ " कही अवग्रह बाहेर आवी " आयरिय उवज्झाए " कहेवुं. )

## ॥ अथ आयरिय उवज्झाए सूत्र* ॥

आचार्य उपाध्यायः शिष्यः साधर्मिकः कुलं गणश्च

**आयरिय उवज्झाए, सीसे साहम्मिए कुल गणे अ ।**

આચાર્ય ઉપાધ્યાય શિષ્ય સાધર્મિક કુલ ગણ અને

ये मया केऽपि कषायिताः (तान्) सर्व्वान् त्रिविधेन क्षमयामि ॥

**जे मे केइ कसाया, सव्वे तिविहेण खामेमि ॥१॥**

જે મેં કોઈપણ પ્રકારે } કષાય કર્યો હોય } તે સર્વને ત્રિવિધે ખામું છું.

અર્થ—આચાર્ય, ઉપાધ્યાય, તેમના શિષ્ય, સાધર્મી, એક આચાર્યના પરિવાર તથા ઘણા આચાર્યના પરિવાર તે સર્વેના ઉપર જે કોઇ પણ પ્રકારનો કષાય મારે જીવે કર્યો હોય તે સર્વેને ત્રિવિધે કરી ખામું છું. ॥ ૧ ॥

---

* આ સૂત્રવડે આચાર્ય, ઉપાધ્યાય, શિષ્ય, સાધુસમુદાય, સંઘ અને સર્વ જીવોની સાથે ક્ષામણા થાય છે, માટે સૂત્ર બોલતી વખત બરાબર ઉપયોગ રાખવામાં આવે તો કર્મ નિર્જરા થાય.

सर्व्वस्य श्रमणसंघस्य भगवतः अंजलीं कृत्वा शिरसि

**सव्वस्स समणसंघस्स, भगवत्रो अंजलिं करिअ सीसे।**

સર્વ શ્રમણ સંઘરૂપ ભગવંતના} અંજલી કરીને મસ્તકે
કરેલ અપરાધને}

सर्व्वं क्षमयित्वा क्षाम्यामि सर्व्वस्य अहमपि ( अपराधं )

**सव्वं खमावइत्ता, खमामि सव्वस्स अहयंपि ॥ २ ॥**

સર્વને ખમાવીને ખમું છું. સર્વના હું પણ ( અપરાધને )

અર્થ—સર્વ શ્રમણસંઘરૂપ ભગવંતના સંબંધમાં કરેલ જે અપરાધ તે સર્વ અપરાધને, મસ્તકની ઉપર બે હાથ જોડીને ખમાવીને તે સર્વના કરેલા અપરાધને હું પણ ખમું છું.

सर्व्वस्य जीवराशेः (अपराधं) भावतः धर्मनिहितनिजचित्तः

**सव्वस्स जीवरासिस्स, भावत्रो धम्मनिहिअनियचित्तो।**

સર્વ જીવરાશિના અપરાધને ભાવથકી ધર્મનેવિષે સ્થાપ્યું છે પો-
તાનું ચિત્ત જેણે એવો.

सर्व्वं क्षमयित्वा क्षाम्यामि सर्व्वस्य अहमपि

**सव्वं खमावइत्ता, खमामि सव्वस्स अहयंपि ॥ ३ ॥**

સર્વને ખમાવીને ખમું છું સર્વને હું પણ

અર્થ—ભાવથી ધર્મને વિષે સ્થાપ્યું છે પોતાનું ચિત્ત જેણે એવો હું સર્વ જીવોના સમૂહના સંબંધમા કરેલા અપરાધ પ્રત્યે, સર્વને ખમાવીને, હું પણ સર્વ પ્રત્યે ખમું છું. ॥ ૩ ॥

ગાથા (૩) પદ (૧૨) ગુરૂ (૧૯) લઘુ (૯૧) સર્વવર્ણ (૧૧૦)

( पछी, नवकार, करेमिभंते, इच्छामिठामि काउस्सग्गं, तस्सुत्तरी, अन्नथ्थ उससिएणं कही, चारित्राचार विशुद्धि माटे बे लोगस्सनो काउस्सग्ग करी ), प्रगट लोगस्स कहेवो. पछी.

## ॥ अथ सव्वलोए अरिहंतचेइयाणं ॥

सर्व्वलोके अर्हच्चैत्यानां करोमि कायोत्सर्गं

**सव्वलोए अरिहंतचेइयाणं करेमि काउस्सग्गं ॥१॥**

સર્વલોકમાં અરિહંત ચૈત્ય (આરાધવા) કરૂંછું કાઉસ્સગ્ગ

અર્થ—સર્વ લોકમાં અરિહંતની પ્રતિમાને (વંદનાદિ અર્થે) હું કાયોત્સર્ગ કરૂં છું. ઇતિ.

वन्दनप्रत्ययं ( निमित्तं ), पूजनप्रत्ययं सत्कारप्रत्ययं

**वंदणवत्तियाए पूअणवत्तियाए सक्कारवत्तियाए**

વંદન નિમિત્ત, પૂજન નિમિત્ત સત્કાર નિમિત્ત

सन्मानप्रत्ययं, बोधिलाभप्रत्ययं

**सम्माणवत्तियाए बोहिलाभवत्तियाए**

સન્માન નિમિત્તે બોધની પ્રાપ્તિ નિમિત્ત,

निरुपसर्गप्रत्ययं

**निरुवसग्गवत्तियाए ॥ २ ॥**

ઉપસર્ગરહિતપણા નિમિત્ત.

અર્થ—વાંદવાને નિમિત્તે, પૂજા કરવાને નિમિત્તે, સત્કારને નિમિત્તે, સન્માનને નિમિત્તે, બોધિ લાભને નિમિત્તે, ( અને ) ઉપસર્ગરહિત ( મોક્ષ ) સ્થાન પામવા નિમિત્ત. ૨

श्रद्धया, मेधया, धृत्या, धारणया, अनुप्रेक्षया,

**सद्धाए मेहाए धिइए धारणाए अणुप्पेहाए ।**

શ્રદ્ધાએ બુદ્ધિએ ધીરજે ધારણાએ વિચારણાએ

वर्द्धमानया, करोमि कायोत्सर्गम्

**वड्ढमाणीए ठामि काउस्सग्गं ॥ ३ ॥**

વર્દ્ધમાનપણે કરૂં છું કાઉસ્સગ્ગ

અર્થ—વૃદ્ધિ પામતી શ્રદ્ધાથી, નિર્મળ બુદ્ધિપૂર્વક, ચિત્તની સ્થિરતાએ, ધારણા પૂર્વક, અને વારંવાર વિચારણા પૂર્વક, હું કાયોત્સર્ગ કરૂં છું. ૩ ( વૃદ્ધિ પામતી એ પદ શ્રદ્ધાદિ પાંચ સાથે જોડવું. )

સંપદા (૩) પદ (૧૫) ગુરૂ (૧૭) લઘુ (૭૬) સર્વવર્ણ (૯૪)

( अन्नथ्थ उससिएणं, कही, दर्शनाचार विशुद्धि माटे ) एक लोगस्सनो काउस्सग्ग करी, पारी "पुक्खरवरदीवड्ढे कहेवुं."

—❧—

## ॥ अथ पुक्खरवरदी वा श्रुतस्तव[1] सूत्रम् ॥

### आर्यागीति.

पुष्करवरद्वीपार्धे धातकीखंडे च जंबूद्वीपे च
पुक्खरवरदीवड्ढे, धायइसंडे अ जंबुदीवे अ ।
અર્ધ પુષ્કરવરદ્વીપમાં ધાતકીખંડમાં અને જંબુદ્વીપમાં અને

भरतैरावतविदेहेषु धर्मादिकरान् नमस्यामि
भरहेरवयविदेहे धम्माइगरे नमंसामि ॥१॥
ભરત ઐરવત અને મહાવિદેહમાં } ધર્મની આદિ કરનારાને નમસ્કાર કરૂં છું.

અર્થ—પુષ્કરવર નામના દ્વીપના અર્ધ ભાગમાં ધાતકી ખંડમાં તથા જંબુદ્વીપમાં-પાંચ ભરત, પાંચ ઐરવત અને પાંચ મહાવિદેહ મધ્યેના ધર્મની આદિના કરનારને હું નમસ્કાર કરૂં છું. ૧

तमस्तिमिरपटलविध्वंसनं सुरगणनरेन्द्रमहितम्
तमतिमिरपडलविद्धंसणस्स सुरगणनरिंदमहिअस्स ।
અજ્ઞાનરૂપ અંધકારના સમૂહને નાશ કરનાર } દેવતાના સમૂહ અને મનુષ્યના ઇંદ્રો તેનાંથી પૂજીત

---

[1] આ સૂત્રવડે સિદ્ધાંતની સ્તુતિ કરી છે તેથી શ્રુતસ્તવ, પહેલી ગાથાવડે ભાવ અરિહંતની સ્તુતિ કરી છે અને પાછળથી ત્રણ ગાથાવડે શ્રુતની સ્તુતિ કરી છે.

सीमाधरं वंदे प्रस्फोटितमोहजालम्

सीमाधरस्स वंदे, पप्फोडीअमोहजालस्स ॥ २ ॥

(આત્માને) મર્યા-|વાંદુછું. તોડી નાંખી છે મોહજાળ જેણે એવા
દામાં રાખનારને|

અર્થ—અજ્ઞાનરૂપી અંધકારના સમૂહનો નાશ કરનાર તથા દેવતાના સમૂહ અને મનુષ્યના ઇંદ્રોથી પૂજીત વળી ( આત્માને ) મર્યાદામાં રાખનાર અને મોહરૂપી જાળને ત્રોડી નાંખનાર એવા ( સિદ્ધાંતને ) હું વાંદુંછું. ૨

## वसंततिलकावृत्तम्.

जातिजरामरणशोकप्रणाशनस्य

जाईजरामरणसोगपणासणस्स,

જન્મ, ઘડપણ, મરણ અને શોકનો અતિશયે નાશ કરનાર

कल्याणपुष्कलविशालसुखावहस्य

कल्लाणपुक्खलविसालसुहावहस्स ।

કલ્યાણ અને સંપૂર્ણ વિશાળ ( મોક્ષ ) સુખને આપનાર

को देवदानवनरेंद्रगणार्चितस्य

को देवदाणवनरिंदगणच्चिअस्स,

કોણ દેવદાનવ અને મનુષ્યના ઇંદ્રોથી પૂજીત

धर्मस्य सार–मुपलभ्य कुर्यात् प्रमादं

धम्मस्स सारमुवलब्भ करे पमायं ॥ ३ ॥

શ્રુત ધર્મના સારને પામીને કરે? પ્રમાદ

અર્થ—જન્મ, જરા, મૃત્યુ અને શોકનો અતિશયે કરીને નાશ કરનાર, કલ્યાણ અને સંપૂર્ણ વિશાલ. એવા મોક્ષના સુખને આપનાર, દેવ દાનવ અને મનુષ્યના ઇંદ્રોના સમૂહથી પૂજીત, એવો શ્રુતધર્મનો સાર પામીને કોણ પ્રમાદ કરે ? ૩

## शार्दूलविक्रीडितवृत्तम्.

सिद्धाय भो प्रयतः नमो जिनमताय नंदिः सदा संयमे

**सिद्धे भो पयओ णमो जिणमए नंदी सया संजमे,**

(નય પ્રમાણથી) સિદ્ધ, હે આદરવડે, નમસ્કાર કરૂં છું, જિનમતને વૃદ્ધિ, નિરંતર, ચારિત્રધર્મને વિષે

देवनागसुवर्णकिन्नरगणसद्भूतभावार्चिताय

**देवंनागसुवन्नकिन्नरगण–स्सब्भूअभावच्चिए ।**

વૈમાનિક, ભવનપતિ, જ્યોતિષી અને વ્યંતરદેવોના સમૂહથી સત્યભાવે પૂજાયેલ

लोको यत्र प्रतिष्ठितः जगदिदं त्रैलोक्यमर्त्यासुरं

**लोगो जत्थ पइट्ठिओ जगमिणं तेलुक्कमच्चासुरं,**

ત્રણ કાળ સંબંધિજ્ઞાન | જેમાં રહેલું છે આ જગત | મનુષ્ય ભવનપતિ આદિ ત્રણ લોકરૂપ

धर्मो वर्द्धतां शाश्वतः विजयतः (विजयेन) धर्मोत्तरं वर्द्धतां

**धम्मो वड्ढउ सासओ विजयओ धम्मुत्तरं वड्ढउ ॥४॥**

શ્રુતધર્મ વૃદ્ધિપામો, શાશ્વતો, વિજયવંત (વિજયવડે) ચારિત્રધર્મની વૃદ્ધિથાઓ.

श्रुतस्य भगवतः करोमि कायोत्सर्गं वंदनप्रत्ययं इत्यादि
श्रुअस्स भगव. करेमि काउस्सग्गं वंदणवत्तियाए०
श्रुतधर्मने, पवित्र, करूंछुं. काउस्सग्ग वंदन फल निमित्ते (आराधवाने)

अर्थ—हे ज्ञानवंत लोको! (सर्वनय प्रमाणुथी) सिद्ध एवा जिनमत (सिद्धांत) ने हुं आदरसहित नमस्कार करूं छुं. ते जिनमतना प्रसादथी मने चारित्र धर्मने विषे निरंतर वृद्धि थाओ. ते चारित्र धर्म, वैमानिक देवो, भवनपति देवो, ज्योतिषी देवो अने व्यंतर देवोना समूहुथी सत्य भावे करीने पूजाएलो छे वळी जे जिनमतने विषे त्रणुकाळनुं ज्ञान तथा त्रणुलोक संबंधी अर्थात् मनुष्य, भवनपति प्रमुख सर्व देवता अने उपलक्षणुथी तिर्यंच अने नारकी ए सर्व लोकरूप आ जगतनुं ज्ञान प्रतिष्ठ्युं छे, एवो सिद्धांतरूप श्रुतधर्म वृद्धि पामो! ते श्रुतधर्म शासवतो तथा विजयवंत छे. ते श्रुतधर्म चारित्रधर्मनुं प्राधनपणुं थाय तेम वृद्धि पामो. ४ हे भगवंत! ते पवित्र श्रुतधर्मने आराधवा हुं काउस्सग्ग करूं छुं. वंदन निमित्ते विगेरे०

पद (१९) संपदा (१६) गाथा (४) गुरु (३४) लघु (१८२) सर्ववर्णु (२१६)

"वंदणवत्तियाए, पूअणवत्तियाए" कही (अन्नत्थ उससिएणं कही, ज्ञानाचार विशुद्धि माटे) एक लोगस्सनो काउस्सग्ग करी, पारी "सिद्धाणं बुद्धाणं" कहेवुं.

—✻✻—

## ॥ अथ सिद्धाणं बुद्धाणं वा सिद्धस्तव[1] सूत्रम् ॥

सिद्धेभ्यो बुद्धेभ्यः पारगतेभ्यः परंपरागतेभ्यः

**सिद्धाणं[2] बुद्धाणं, पारगयाणं परंपरगयाणं ।**

સિદ્ધોને બુદ્ધોને સંસાર સમુદ્રના પાર પામેલાને ગુણસ્થાનના ક્રમે મોક્ષ પામેલાને

लोकाग्रमुपगतेभ्यो नमः सदा सर्वसिद्धेभ्यः

**लोअग्गमुवगयाणं, नमो सया सव्वसिद्धाणं ॥१॥**

લોકના અગ્રભાગને પામેલાને નમસ્કાર હો નિરંતર સર્વ સિદ્ધભગવંતોને

અર્થ—સિદ્ધને, બુદ્ધને, સંસાર સમુદ્રના પાર પામેલાને, ગુણ સ્થાનકના ક્રમે ચડી મોક્ષે પહોંચેલાને, લોકના અગ્રભાગને પામેલાને એવા સર્વ સિદ્ધોને હું નિરંતર નમસ્કાર કરૂંછું. ૧

यो देवानामपि देवः यं देवाः प्रांजलयो नमस्यन्ति

**जो देवाणवि देवो, जं देवा पंजली नमंसन्ति ।**

જે દેવતાઓના પણ દેવ (છે ને) જેને દેવતાઓ હાથજોડીને નમસ્કાર કરેછે

---

૧ આ સૂત્રવડે સિદ્ધ ભગવંતોની સ્તુતિ કરેલ છે તેથી સિદ્ધસ્તવ. પહેલી ગાથાવડે સકળ સિદ્ધોને, બીજી અને ત્રીજી ગાથાવડે તીર્થાધિપ શાસનનાયક વીરજિનને, ચોથી ગાથાવડે ગિરિનાર પર્વત ઉપર રહેલા નેમિનાથને અને પાંચમી ગાથાવડે અષ્ટાપદ પર્વત ઉપર રહેલા ચોવિશ તીર્થંકરોને સ્તવ્યા છે. તથા એ ગાથાવડે જુદી જુદી રીતે વંદના કરેલ છે, તે જાણુવાની ઇચ્છાવાળાએ ચૈત્યવંદન ભાષ્યનો અર્થ જોવો

२ चतुर्थी स्थाने षष्ठी प्राकृतत्वात्.

तं देवदेवमहितं शिरसा वंदे महावीरम्

**तं देवदेवमहिअं सिरसा वंदे महावीरं ॥२॥**

તે દેવના દેવ (ઇંદ્રિ) થી પૂજાયેલા, મસ્તકવડે વાંદુંછું. મહાવીરસ્વામીને

અર્થ—જે દેવોના પણ દેવ છે, જેને દેવતાઓ હાથ જોડીને નમસ્કાર કરે છે, વળી દેવોના દેવ ( ઇંદ્ર ) થી જે પૂજાયેલા છે તે મહાવીર સ્વામીને મસ્તકે કરીને હું વાંદુંછું ૨

एकोपि नमस्कारो जिनवरवृषभाय वर्द्धमानाय (क्रियमाणः)

**इक्कोवि नमुक्कारो, जिणवरवसहस्स वद्धमाणस्स ।**

એક પણ નમસ્કાર, જિનવરમાં વૃષભતુલ્ય વર્દ્ધમાનસ્વામીને ( કરેલો )

संसारसागरात् तारयति नरं वा नारीं वा

**संसारसागराउ, तारेइ नरं व नारिं वा ॥ ३ ॥**

સંસાર સાગરથકી, તારે છે, પુરૂષ વળી સ્ત્રી અથવા નપુંસકને

અર્થ—એકપણ નમસ્કાર, જિનવરમાં વૃષભ સમાન એવા વર્દ્ધમાન સ્વામીને ( કરવામાં આવ્યો હોય તે ) સંસાર સમુદ્રથી પુરૂષ, વળી સ્ત્રી વા ( કૃત્રિમ , નપુંસકને પણ તારે છે. ૩

उज्जयंतशैलशिखरे दीक्षा ज्ञानं नैषेधिकी यस्य

**उज्जिंतसेलसिहरे, दिक्खा नाणं निसीहिआ जस्स ।**

ગિરિનારપર્વતના શિખર ઉપર, દીક્ષા, જ્ઞાન, મોક્ષકલ્યાણક, જેના

तं धर्मचक्रवर्तिनम् अरिष्टनेमिं नमस्यामि

**तं धम्म-चक्कवट्टीं, अरिट्ठनेमिं नमंसामि ॥ ४ ॥**

તે ધર્મચક્રવર્તી શ્રીઅરિષ્ટનેમિને નમસ્કાર કરૂં છું.

અર્થ—ગિરિનાર પર્વતના શિખર ઉપર જેના દીક્ષા, જ્ઞાન અને મોક્ષ કલ્યાણ થયાં છે, તે ધર્મ ચક્રવર્ત્તી શ્રી અરિષ્ટનેમિને હું નમસ્કાર કરૂં છું. ૪

चत्वारः अष्ट दश द्वौ च वंदिता जिनवराः चतुर्विंशतिः

**चत्तारि अट्ठ दस दो, अ वंदिआ जिणवरा चउव्वीसं।**

ચાર આઠ દશ બે અને વંદાયેલા છે જિનેશ્વરો ચોવિશ

परमार्थनिष्ठितार्थाः सिद्धाः सिद्धिं मम ददतु

**परमट्ठनिट्ठिअट्ठा, सिद्धा सिद्धिं मम दिसंतु ॥५॥**

પરમાર્થથી કૃતકૃત્યથયેલા સિદ્ધભગવંતો મોક્ષ મને આપો.

અર્થ—ચાર, આઠ, દશ અને બે એવા ચોવીશ જિનવરો જે ( ઇંદ્રાદિકથી ) વંદાયેલા છે, વળી પરમાર્થથી જેઓ કૃતકૃત્ય થયા છે, જેઓ સિદ્ધ થયા છે, તે મને મોક્ષ આપો. ૫

પદ ( ૨૦ ) સંપદા ( ૨૦ ) ગાથા ( ૫ ) ગુરૂ ( ૨૫ )
લઘુ ( ૧૫૧ ) સર્વ વર્ણ ( ૧૭૬ )

( पछी "वांदणां" बे दइ "आवस्सई" भणी अवग्रह बाहेर नीकळी कहिये )

इच्छामः अनुशास्ति नमः क्षमाश्रमणेभ्यः
इच्छामो अणुसट्ठिं; नमो खमासमणाणं ।
ઇચ્છીએછીએ ગુરૂઆજ્ઞાને, નમસ્કાર થાઓ.

અર્થ—અમે ગુરૂ આજ્ઞાને ઇચ્છીએ છીએ; ક્ષમાશ્રમણોને નમસ્કાર થાઓ

॥ पछी नमस्कार कहेवो ॥

( अनुष्टुप्छंदः )

नमो दुर्वार रागादि वैरि वार निवारिणे
नमो दुर्वाररागादि, वैरिवारनिवारिणे ।
નમસ્કાર હો દુઃખેકરી વારિ શકાય એવા રાગ વિગેરે શત્રુઓના સમુહને નિવારણ (દુર) કરનારા પ્રતે

अर्हते योगिनाथाय महावीराय तायिने
अर्हते योगिनाथाय, महावीराय तायिने ॥ १ ॥
અરિહંતપ્રતે યોગિના સ્વામીપ્રતે મહાવીરપ્રતે તાયિને છકાય જીવનું રક્ષણ કરનારા પ્રતે

અર્થ—દુઃખે કરી રોકી શકાય એવા રાગ દ્વેષ મોહરૂપ મોટા વૈરિઓ ( શત્રુઓ ) નો જે જથ્થો તેને અટકાવનારા અને પૃથ્વી વિગેરે છકાય જીવોનું રક્ષણ કરનારા અને યોગિઓના નાથ એવા અરિહંત ચોવીસમા તીર્થંકર મહાવીર દેવપ્રતે નમસ્કાર હો. ૧

## ( आर्याछंदः )

मंदरगिरिवरधीरः प्राप्तभवापार नीरनिधि तीरः

मंदरगिरिवरधीरः, प्राप्तभवापारनीरनिधितीरः ।

મંદરાચલપર્વત ( મેરૂ ) ( જ્યાં જિનેશ્વરોના જન્મનો અભિષેક થાય છે ) તે માફક ધૈર્યવાળા ( ધીરજતાવાળા ) પ્રાપ્ત થયેલ છે ભવરૂપ અપાર સમુદ્રના કાંઠાને તે જે

निर्ज्जितमन्मथवीरः श्रियेऽस्तु स श्रीमहावीरः

निर्जितमन्मथवीरः, श्रियेस्तु स श्रीमहावीरः ॥ २ ॥

જીતેલ છે કામદેવરૂપ મહામોટા વીરને જેણે, કલ્યાણભણિ થાઓ તે ચોત્રીશ અતિશયરૂપ મોટી લક્ષ્મીવાળા મહાવીર.

અર્થ—મેરૂ પર્વતની પેઠે ધીર અને અપાર સંસારરૂપ સમુદ્રના પારને પામેલ અને જીત્યો છે કામદેવરૂપ વીરને જેણે એવા તે મહાવીર સ્વામી ( અમારા ) કલ્યાણ સારૂં થાઓ. ૨

## ( उपजातिवृत्तं. )

सर्वे जिनाः तुल्यगुणैः नमस्याः

सर्वे जिनास्तुल्यगुणैर्नमस्याः,

બધા જિનેશ્વરો સરખા ગુણોએ કરીને નમસ્કાર કરવા જોગ્ય છે

समत्वभावेन जगत् प्रशस्याः

समत्वभावेन जगत्प्रशस्याः ।

સમપણાના ભાવે કરીને જગતને વિષે પ્રશંસાને લાયક છે.

तथापि वीरं निकटोपकारं तीर्थेश्वरं नौमि सदा मुदा अरं

तथापि वीरं निकटोपकारं, तीर्थेश्वरं नौमि सदा मुदारं॥३॥

તોપણ વીરપ્રતે નિકટ ઉપકારને કરનાર તીર્થના સ્વામીને નમસ્કાર
કરૂં છું હમેશાં હર્ષવડે કરીને વિશેષપણાથી

અર્થ—સર્વ જિનેશ્વરો પોતપોતાના ગુણોએ કરીને નમસ્કાર કરવા યોગ્ય છે, અને સમપણાના ભાવે કરીને સર્વ જગતના જનોને પ્રશંસા કરવા લાયક છે, તો પણ નજિકના ઉપકારી એવા શાસનના નાયક મહાવીર સ્વામિને હમેશાં હર્ષવડે કરીને વિશેષપણાથી નમસ્કાર કરૂં છું. ૩

ए रीते नमस्कार कही पछी "नमोत्थुणं" खमासमण पूर्वक स्तवनं संदिसाएमि, स्तवनं भणेमि कही नवकारमंत्र गण्या पूर्वक स्तवन कहेवुं.

## ॥ अथ श्री शान्तीनाथजीनुं स्तवन ॥

॥ [१]अहिपुरमंडन सोलमो, जिनवर कंचन कांति रे ॥ निरखिये मूरति स्वामिनी, [२]हियडले लागी छे [३]खांतिरे ॥१॥ शान्तिजिन सांभलो विनति, माहरी परमदयाल रे ॥ तुम्ह विणु कोइ बीजो नहि, सेवकजन प्रतिपाल रे ॥ २ ॥ शां० ॥ दुल्लहो माणुस भव लह्यो,

१ નાગોર શહેર, ૨ હૃદયમાં, ૩ લાગણી,

आरजानार अवतार रे ॥ जनम श्रावक कुले मुज थयो, साचव्यो धर्म आचार रे ॥ ३ ॥ शा० ॥ पंचमा कालने [1]दुषणे, बहु मत [2]जिनमत ठाण रे ॥ तिणे भ्रमे भूलो ए प्राणियो, नविलहे [3]प्रवचन वाणरे ॥ शां० ४॥ ॥[4]अविरति देवदेवी नमे, [5]सुगुरू [6]कुगुरू [7]समतोलरे॥ धर्म [8]सावद्य [9]भाषे सदा, [10]रंजए कुगुरू [11]कुबोलरे शां०५॥ [12]जिनमती जिनमती नवि मिले, निंदए मांहोमांहीरे॥[13]छंडि समता ममता धरे, [14]पाडए लोक प्रवाह रे ॥शां०६॥ मोहराजा [15]परीवारस्युं, राग ने द्वेष वलि कामरे ॥ पूठेलागा भमे [16]अहनिसे, [17]शुद्ध छंडावए

---

१ हुंडाअवसर्पिणीकाल विगेरे दोषो, २ जैनशासनमां. ३ सिद्धांतनी वाणी ४ देशविरति अथवा सर्व विरति चारित्रथी रहित एटले त्याग नियम विनाना, ५ आरंभ परिग्रहादिकना त्यागी. ६ आरंभादिकने सेवन करनार, ७ सरखा, ८ पापकारी, ९ कहे, १० खुशी करे, ११ असत्य वाणीथी–कुयुक्तियोथी, १२ जिन प्रणित सिद्धांतने स्वीकारनार पुरुषोनो विचार माहोमाहे मले नहि, १३ त्याग करी–छोडी, १४ पोते लोकप्रवाहमां पडेलो " साचुंजाठुं जोया विना बहु मनुष्य जे आचरे " तेने लोकप्रवाह कहिये, ते लोकप्रवाहमां बीजाने पण नाखे छे, १५ त्याग करशुं, अथवा परिवारथी युक्त, १६ दररोज, १७ सुधीना ( शुद्ध ) स्थानने छोडावे छे,

ठामरे ॥ शां० ७॥ [1]विषय [2]कषाय ने [3]काठिया, [4]वंच-
ए पंच [5]प्रमादरे॥ एहतणो भयतो टळे, जो तुमे करो
[6]प्रसादरे ॥ शां० ८ ॥ हवे तुम्ह [7]शरणले आविज,
[8]वज्रपिंजर समजाणरे॥ आगे [9]पारेवडो राखिज, आप-
णा [10]प्राणने प्राणरे ॥ शां० ९ ॥ हुं सदा सेवक तुम
तणो, तुम्हे प्रभु [11]जगतसाधाररे॥ तुम्हसम त्रिभुवन को
नही, जीवने अभय दाताररे ॥ १० ॥ शां० ॥

॥ कळस ॥—इम नागपुरवर भविय मनहर शा-
न्ति जिनवर सामिय; बहु दिवसकेरो हर्ष पहुतो तुम्ह
दरिसण पामिय; तुम सरण आव्यो [12]द्रव्य भावत सहु
अ वैरी भय टळ्या, पासचंदसूरि [13] पभणे [14]हर्ष विगुणो
मन [15]मनोरह सवि फळ्या.

---

૧ પાંચ ઈંદ્રિના ૨૩ વિષય, વિષય-પ્રાણી જેથી ફસાય, પોતાનો ભાન ભુલે, ૨ કષાય ૧૬ છે, સંસારની વૃદ્ધિ કરાવે તેનુ નામ કષાય, ૩ કાઠિયા ૧૩ છે, ધર્મ કરવામાં અડચણ કરાવનારા તે કાઠિયા, ૪ ઠગનારા—આત્મધર્મ ધન લૂટનારા, ૫ જીવને કુગતિ આપે, સંસારમાં રખડાવે તે પ્રમાદ, તેના ભેદ ૫—મદ, વિષય, કષાય, નિદ્રા,-અને વિકથા, ૬ મહેરબાની, ૭ આધાર, ૮ વજ્રના પાંજરા શરખો જાણીને, ૯ કબુતર, ૧૦ પોતાના પ્રાણથી પણ પ્રીય ગણી તેની રક્ષા કરી—બચાવ્યો. ૧૧ મુખ્ય સ્વામી જગતના એક આપ છો, ૧૨ બાહ્ય અભ્યંતર શત્રુઓનો ભય મટયો, ૧૩ કહે, ૧૪ હર્ષથી વૃદ્ધિ પામેલ છે આત્મગુણો તે જોવા, ૧૫ મનોરથ—ઇચ્છિત, સર્વ ફલીભૂત થયા.

## ॥ [1]अथ जयवीयराय ॥

जय वीतराग! जगद्गुरो! भवतु मम तव प्रभावतः भगवन्!

**जय वीयराय जगगुरु, होउ मम तुह पभावओ भयवं।**

જયવંતા વર્ત્તો | હે વીત-રાગ | જગતના ગુરૂ! | હો, મને તમારા પ્રભાવથી હે ભગવન્!

भवनिर्वेदः मार्गानुसारिता इष्टफलसिद्धिः

**भवनिव्वेओ मग्गा-णुसारिया इट्ठफलसिद्धी ॥ १ ॥**

સંસારથી વૈરાગ્ય, માર્ગાનુસારિપણું, ઈષ્ટફલની સિદ્ધિ.

અર્થ—હે વીતરાગ! હે જગતના ગુરૂ! (તમે) જયવંતા વર્તો. હે ભગવંત! મને તમારા પ્રભાવથી ભવનું ઉદાસપણું, માર્ગાનુસારીપણું (અને) ઇષ્ટ ફળ (શુદ્ધ આત્મધર્મ)ની સિદ્ધિ હોજો.

लोकविरुद्धत्यागः गुरुजनपूजा परार्थकरणं च

**लोगविरुद्धच्चाओ, गुरुजणपूआ परत्थकरणं च।**

લોકવિરૂદ્ધનો ત્યાગ, ગુરૂજનની પૂજા, પરઉપગાર અને

शुभगुरुयोगः तद्वचनसेवना आभवम् अखंडा

**सुहगुरुजोगो तव्वय-णसेवना आभवमखंडा ॥२॥**

શુભગુરૂનો યોગ, તેના વચનની સેવા, મોક્ષ પ્રાપ્તિસુધી અખંડ

અર્થ—લોક વિરૂદ્ધનો ત્યાગ, (માતપિતાદિ) ગુરૂજનની પૂજા તથા પરોપકાર કરવાપણું, શુદ્ધ ગુરૂનો મેલાપ, તેમના વચનનું અંગીકરણ (તેસર્વે) જ્યાં સુધી મારે ભવ કરવા પડે ત્યાં સુધી (મોક્ષ પ્રાપ્તિ સુધી) અખંડ હોજો. ૨

---

૧ આ સૂત્ર પ્રાર્થના સ્વરૂપ છે.

वार्यते यद्यपि निदानबन्धनं वीतराग तव समये
वारिज्जइ जइवि निया–णबंधणं वीयराय तुह समए ।
નિવારાયછે જો કે નિયાણું કરવું હે વીતરાગ! તારા આગમમાં

तथापि मम भवतु सेवा भवे भवे तव चरणानाम्
तहवि मम हुज्ज सेवा, भवे भवे तुम्ह चलणाणं ॥३॥
તોપણ મને હો સેવા, ભવોભવમાં તારા ચરણની

અર્થ—હે વીતરાગ! તમારા સિદ્ધાંતમાં જો કે નિયાણાનું બાંધવું નિષેધ્યું છે, તો પણ મને ભવોભવને વિષે તમારા ચરણોની સેવા હોજો. ૩

दुःखक्षयः कर्म्मक्षयः समाधिमरणं च बोधिलाभश्च
दुक्खखओ कम्मखओ, समाहिमरणं च बोहिलाभो अ ।
દુઃખનો નાશ, કર્મનો નાશ, સમાધિમરણ અને બોધિલાભ અને

संपद्यताम् मम एतत् तव (तुभ्यं) नाथ प्रणामकरणेन
संपज्जउ मह एअं, तुह नाह पणामकरणेणं ॥४॥
પ્રાપ્તહો મને એ, તને હે નાથ! પ્રણામ કરવાએ કરી.

અર્થ—હે નાથ! તમને પ્રણામ કરવાથી, મને દુઃખનો ક્ષય, કર્મનો ક્ષય, સમાધિ મરણ તથા બોધનો લાભ, એ (ચાર) સંપ્રાપ્ત થાઓ. ૪

सर्वमंगलमांगल्यं, सर्वकल्याणकारणं ।
સર્વ મંગલમાં પહેલું મંગલ, સર્વ કલ્યાણનું કારણ

प्रधानं सर्वधर्माणां, जैनं जयति शासनम् ॥ ५ ॥
પ્રધાન સર્વ ધર્મોમાં (એવું) જિનેશ્વરનું જયવંતુ વર્ત્તે છે. શાસન

અર્થ—સર્વ મંગળીકમાં મંગળીક, સર્વ કલ્યાણનું કારણ (અને) સર્વ ધર્મોમાં પ્રધાન (એવું) જૈન શાસન જયવંતુ વર્ત્તે છે. ૫ ઇતિ

સંપદા (૨૦) ગાથા (૫) પદ (૨૦) ગુરૂ (૧૯)
લઘુ (૧૭૨) સર્વવર્ણ (૧૯૧.)



१ इछामि० इछाकारेण श्रीआचार्य वांदुजी. २ इछामि० इछाकारेण० जपाध्याय वांदुजी. ३ इछामि० इछाकारेण० सर्व साधूजीने त्रिकाल वंदना होज्यो. ४ इछामि० इछाकारेण० देवसीय प्रायश्चित्त विशोधनार्थे काउस्सग्गं करेमि ॥ इछं ॥ देवसिय प्रायश्चित्त विशोधनार्थे करेमि काउस्सग्गं ॥

अन्नथ्थऊससीएणंनो पाठ कही, चार लोगस्स अथवा १६ नवकारनो काउस्सग्ग करवो, काउस्सग्ग पारी लोगस्स कही.

१ इछामि० इछाकारेण० बेसणे संदिसावेमि. २ इछामि० इछाकारेण० बेसणे ठाएमि. ३ इछामि० इ-

छाकारेण० सज्जायं संदिसाएमि. ४ इच्छामि० इच्छाकारेण० सज्जायं करेमि ॥ इच्छं ॥

( एम कही नवकार गणी बेठा सज्झाय भणिये गुणिये. )

## ॥ अथ विनयनी सज्जाय ॥

" भोळिडा हंसारे विषय न राचिये"–ए देशी.

॥ श्रीगुरु गौतमगुण हियमे धरी, कहिसुं विनय विचार ॥ स्वामी सोहमगणधर दाखवे, उत्तराध्ययन मझार ॥ विनय करीजेरे भवियण भावसुं, जेहथी लहिए [१]नाण ॥ अनुक्रमे समकित चारित्र गुण ग्रही, पामीजे [२]निर्वाण ॥ १॥ वि० ॥ गुरुनी पासेरे रहिये सर्वदा [३]वहिए गुरुनी [४]सीख॥ काज करीजेरे वंछीत गुरुतणुं, तो हुवे [५]सफली [६]दीख ॥ ३॥ वि० ॥ [७]कुहिए कानेरे जेवी कूतरी, काढे घरथीरे [८]लोय ॥ तिम अविनीतने काढे [९]गछथकी, जस [१०]सोभाग्य न होय ॥४॥ वि०॥ सूअर

---

१ જ્ઞાન, ૨ મોક્ષ, ૩ મસ્તક ઉપર ધરિયે, અંગિકાર કરીયે, ૪ શીખામણ, ૫ સફલ, ફલવાળી, ૬ દીક્ષા, ૭ કાન જેના સડી ગયાં છે એવી કુતરી, ૮ લોક, મનુષ્યો, ૯ સમુદાય થકી, ૧૦ યશ, કીર્તિ, શોભા, સુંદરપણું જગતમાં પામે નહિ અથવા જસ એટલે જેનું.

छंभीरे [1]कुंरु [2]कणतणुं, [3]राचे [4]विष्टापूर ॥ [5]अविनय राचे तिम [6]अविनीत जे, परिहरे संयम दूर ॥ वि० ५॥ ए संभारी रे अविनव [7]भावना, विनय करे गुण जांण ॥ तेहने श्रीगुरुसूत्र अरथ कहे, ए जिनवरनी वाण ॥६॥ वि०॥ मूल विनय छे रे जिनधर्म [8]तरुतणुं, [9]ज्ञानादिक तसु [10]माल॥ कीरति [11]कुसुम अमर सुख मुगतीना, फल पामे सुविशाल ॥ वि० ७ ॥ [12]परिमल रूडी रे सहजे मालती, शीतल सुगंध कपूर ॥ तिम सुविनीतरे सहजे सुंदरु, पामे गुण अंकुर ॥वि० ८॥ [13]सफला [14]तरुवर फल भारे नमे, [15]मेह नमे जलभार ॥ [16]सालिभरी जिम दीसे [17]ढलकती, सुपुरुस विनय विचार ॥वि०९॥ जुवो नरनारीरे जगमां देवता, [18]गज [19]वृषभ अने [20]तु-रंग॥ पगपग दुःख सहे अविनीत जे, विनये सुख लहे

---

૧ એક જાતનો માટીનો ભાજન–વાસણ, ૨ ધાન્ય–દાણાંનો, ૩ લોભી થાય, આશક્ત થાય, ૪ વિષ્ટાના સમૂહમાં, ૫ ઉદ્ધતાઇ, ૬ ઉદ્ધત, ૭ વિચારણા, ૮ વૃક્ષ, ૯ જ્ઞાન, દર્શન, ચારિત્ર વિગેરે, ૧૦ ડાલિયો, ૧૧ ફુલ, ૧૨ મનોહર ખુશબોથી સ્વભાવિક માલતી સુંદર છે, ૧૩ ફલવાળા, ૧૪ સારા વૃક્ષ, ૧૫ મેઘ–વર્ષાદ, ૧૬ સાલી બીજે ભરેલ એટલે જેની અંદર બીજ આવેલા છે. ૧૭ મનોહર, નમ્ર.૧૮ હાથી, ૧૯ બલધિયો, ૨૦ ઘોડો,

चंग ॥वि०१०॥ जेय प्रकाशेरे अवगुण गुरुतणा, छिद्र निहाले आप ॥ [1]शीख देयंतारे रीस जिको करे, तेहने बहुला पाप ॥ ११ ॥ वि० ॥ गुण वखाणेरे स्वामि तणा, ढांके अवगुण जाण ॥ सीख देयंतारे प्रीत जिको करे, ते गुण पामे [2]प्राण ॥ १२ ॥ वि० ॥ गौतम सुनखत साधूतणीपरे, पामे जग जसवाद ॥ परभव सुरसुख अने मुगती लहे, जिहां नही दुःखविवाद ॥१३॥वि०॥ विनयतणा फल जाणी [3]रुअमां, ते करज्यो गुणवंत ॥ तहुतय लागेरे भद्रो वलिवली, मागे सुख अनंत ॥१४वि०

इच्छामि० इच्छकार० भगवन् दुक्खक्खय कम्मक्खय कर्मनिर्जरानिमित्तं; काउस्सग्गं करेमि, इच्छं, दुक्खक्खय-कम्मक्खय कर्मनिर्जरानिमित्तं करेमि काउस्सग्गं.

अन्नत्थ उससिएणं कही-( चार लोगस्स के सोल नवकारनो काउस्सग्ग करी पारी लोगस्स कहेवो. )

सामाइक, चोवीसत्थो, वांदणा, पडिक्कमणुं, काउस्सग्ग, पच्चक्खाण ए षडावश्यकने विषे जे कोइ जा-

---

१ શિખામણ, ૨ પ્રાણી, જીવ, ૩ સારા મનોહર,

णतां अजाणतां दूषण लागो हुवे, ते सवि हुं मन व-
चन काया करी मिछामि दुक्कडं.

॥ इति दैवसिकप्रतिक्रमण विधिः ॥

(हवे सामायिक पारवानी विधि लखीए छीए.)

इछामि० इछाकारेण० सामायिक पारवा इरिया-
वहि पडिक्कमुंजी; इछं.

( इरियावहि—तस्सुत्तरी—अन्नत्थऊससिएणं कही एक लो-
गस्स अथवा चार नवकारनो काउस्सग करी पारी लोगस्स कहेवो

इछामि० इछाकारेण० चैत्यवंदन करुंजी, इछं.

॥ अथ चउक्कसाय सूत्र* ॥

चतुष्कषायप्रतिमल्लोल्लूरणः ( उच्छेदकः )

चउक्कसायपडिमल्लुल्लूरण,

ચાર કષાયના નાશ કરનારા,

---

* રાત્રીએ સંથારા પોરિસિમાં આ સૂત્ર ચૈત્યવંદન તરીકે બોલવામાં આવે છે. દરેક શ્રાવક સંથારા પોરિસી ભણાવી શકતા નથી તેથી દેવસિ પ્રતિક્રમણના અંતે સામાયક પાળતી વખત લોગસ્સ કહ્યા પછી કહેવાનો વિધિ શ્રાવકોને માટે છે.

दुर्जयमदनबाणभञ्जनः ( छेदकः )

दुज्जयमयणबाणमुसुमूरण ।

દુર્જય કામબાણુને છેદી નાંખનારા

सरसप्रियंगुवर्णः गजगामी

सरसपियंगुवन्न गयगामी

નીલી રાયણુના જેવા વર્ણવાળા, હસ્તિની જેવી ગતિવાળા

जयतु पार्श्वः भुवनत्रयस्वामी

जयउ पास भुवणत्तयसामी ॥ १ ॥

જયવંત વર્તો પાર્શ્વનાથ ભુવન ત્રણુના સ્વામી.

અર્થ—ચાર કષાય રૂપ વેરીના ઉચ્છેદનાર, દુઃખે જિતાય એવા કામદેવના બાણુને ત્રોડનાર; સ્નિગ્ધ, નીલા એવા રાયણુના ( જેવા શરીરના ) વર્ણવાળા, અને હસ્તિની જેવી ગતિવાળા, ત્રણુ ભુવનના સ્વામી શ્રી પાર્શ્વનાથ પ્રભુ જયવંતા વર્તો! ૧

यस्य तनुकान्तिकलापः स्निग्धः

जसु तणुकंतिकडप्प सिणिद्धो.

જેની શરીરની કાન્તિનો સમૂહ, સ્નિગ્ધ

शोभते फणिमणिकिरणालीढः

सोहइ फणिमणिकिरणालिद्धो ।

શોભે છે. સર્પની મણિના કિરણોએ વ્યાપ્ત

ननु नव जलधरतडिल्लतालंछितः

नु नव जलहरतडिल्लयलंछिय,

નિશ્ચે વિજળીની લતાએ સહિત નવીન મેઘ જેવા

स जिनः पार्श्वः प्रयच्छतु वांछितम्

सो जिण पास पयछउ वंछिय ॥ २ ॥

તે જિન પાર્શ્વ આપો વાંછિતને

અર્થ—જેના શરીરની કાન્તિનો સમૂહ સ્નિગ્ધ છે, વળી જે નાગેંદ્રની ફણાના ઉપર રહેલી મણિના કિરણોથી વ્યાપ્ત છે વળી જે વીજલીની લતાએ કરી સહિત એવા નવા મેઘની જેમ શોભે છે તે શ્રી પાર્શ્વનાથ પ્રભુ મારા વાંછિત પૂર્ણ કરો. ૨. ઇતિ. ॥

( पछी नमोथ्थुणं कही. )

## ॥ अथ जावंति चेइआइ ॥

यावन्ति चैत्यानि ऊर्ध्वे च अधश्च तिर्यग्लोके च

जावंति चेइआइं, उड्ढे अ अहे अ तिरियलोए अ।

જેટલાં ચૈત્યો ઉર્ધ્વ, વળી અધો, વળી તીર્છાલોકમાંછેવળી

सर्वाणि तानि वन्दे इह सन् तत्र सन्ति ( विद्यमानानि )

सव्वाइं ताइं वंदे, इह संतो तत्थ संताइं ॥ १ ॥

સર્વ તે વાંદુ; અહીં છતો ત્યાં રહેલાંને.

અર્થ—ઉર્ધ્વલોકને વિષે તથા અધોલોકને વિષે અને તિર્છા

લોકને વિષે જેટલી જિન પ્રતિમાઓ છે, તે સર્વને હું અહીં છતો; ત્યાં છે તેને વંદના કરૂં છું. ૧ ઇતિ.

સંપદા ( ૪ ) ગાથા ( ૧ ) પદ ( ૪ ) ગુરૂ ( ૩ )
લઘુ ( ૩૨ ) સર્વવર્ણ ( ૩૫ ).



## ॥ अथ जावंत केविसाहू ॥

यावन्तः केऽपि साधवः भरतैरावतमहाविदेहेषु च
**जावंत केवि साहू, भरहेरवयमहाविदेहे य।**
જે કેટલાક સાધુઓ ભરત એરાવત મહાવિદેહમાં અને

सर्वेभ्यः तेभ्यः प्रणतः [1]त्रिविधेन त्रिदंडविरतेभ्यः
**सव्वेसिं तेसिं पणओ, तिविहेण तिदंडविरयाणं ॥१॥**
સર્વ તેઓને નમ્યો ત્રિવિધે ત્રણ દંડથી વિરમેલાને.

અર્થ—( પાંચ ) ભરત ( પાંચ ) ઐરવત અને પાંચ મહાવિદેહ ક્ષેત્ર ને વિષે જેટલા કોઇ સાધુઓ, મન વચન કાયાએ કરીને ત્રણ દંડથી નિવર્તેલા છે, તેઓ સર્વેને નમ્યો. ઇતિ.

પદ ( ૪ ) સંપદા ( ૪ ) ગાથા ( ૧ ) લઘુ ( ૩૭ )
સર્વવર્ણ ( ૩૮ )

( पछी बे खमासमणपूर्वक " स्तवनं संदिसाएमि, स्तवनं भणेमि " नवकार कही स्तवन कहेवुं. )

---

१ करणकारणानुमतिरूपेण.

# ॥ अथ उवसग्गहरं* स्तवन ॥

उपसर्गहर पार्श्वं (पार्श्वयक्षं) पार्श्वं वन्दे कर्म्मघनमुक्तं

**उवसग्गहरं पासं, पासं वंदामि कम्मघणमुक्कं ।**

**ઉપસર્ગ નાશ કરનાર પાર્શ્વયક્ષ છે જેને એવા પાર્શ્વનાથને વાંદુ છું.-કર્મરૂપ મેઘે મુક્ત (અથવા કર્મસમૂહથી મુક્ત.)**

---

* વરાહમિહરનો જીવ મરીને વ્યંતર થવાથી તેણે સંઘમાં મરકીનો ઉપદ્રવ કર્યો. તેની શાન્તિને અર્થે સંઘની વિનતિથી શ્રીભદ્રબાહુસ્વામિએ સાત ગાથાનું આ સ્તોત્ર રચ્યું. તે ભણવા, ગણવા તથા સાંભળવાથી મરકી શાન્ત થઈ, આથી લોકો નિરંતર આ સ્તોત્ર ગણવા લાગ્યા તેથી ધરણેંદ્રને પ્રત્યક્ષ આવવું પડતું, માટે ધરણેંદ્રની વિનતિથી ગુરૂમહારાજે છેલ્લી બે ગાથા ભંડારી મૂકી અને હાલ છે તે પાંચ ગાથા કાયમ રાખી આ સ્તોત્રમાં શ્રીપાર્શ્વનાથજી તથા તેમના યક્ષ પાર્શ્વ અને પદ્માવતી, ધરણેંદ્રની સ્ત્રી અર્થી સ્તુતિ છે. તે જાણવાની ઈચ્છાવાળાએ ટીકા જોવી. દરેક ગાથાના પહેલા પદનો અર્થ એકત્ર કરતાં પંચપરમેષ્ઠીને નમસ્કાર થાય છે. તે આ પ્રમાણે—૧ **उव**–ઉપાધ્યાય. ૨ **विस**–એ બે અક્ષરવડે સાધુઓ લેવા સર્વ રસમય વિષને દેખાડનાર તે સાધુઓ ૩ **चिट्ठ**–પદવડે આચાર્ય લેવા. તીર્થંકર મોક્ષ ગયે છતે જ્યાંસુધી શાસન રહે ત્યાંસુધી રહે તે અથવા તત્ત્વથી એકત્ર કરેલ દ્રવ્ય ગુણ પર્યાયના સ્વરૂપમાં રહેવાવાળા. ૪ **तुह** પદવડે અરિહંત લેવા, **तोर्हंति अर्दयन्ति** અર્થાત્ ઘાતીકર્મને અને સકળ સંશયને નાશ કરે તે અરિહંત ૫ **इअ** પદવડે સિદ્ધ–ભગવંત લેવા. **इण्क् गतौ** અર્થાત્ અપુનરાવૃત્તિમાં–મોક્ષમાં ગયા તે સિદ્ધો. અહીં પરમેષ્ઠીનો ક્રમ આ પ્રમાણે કર્યો તેનો હેતુ આ પ્રમાણે જાણવો. સૂત્ર ઉપાધ્યાયની પાસે ભણાય તેથી પ્રથમ ઉપાધ્યાયને નમસ્કાર કર્યો, ઉપાધ્યાય સમીપે

विषधरविषनिर्णाशकं मंगलकल्याणावासम्

१विषहरविसनिन्नासं, मंगलकल्लाणआवासं ॥ १ ॥

વિષધરના વિષને નાશ કરનાર (અને) મંગલ કલ્યાણના નિવાસ.

અર્થ—ઉપસર્ગનો હરનાર પાર્શ્વ નામનો યક્ષ સેવક છે જેનો એવા શ્રી પાર્શ્વનાથ ભગવાન્ જે કર્મના સમૂહથી મુક્ત છે, ( તથા ) જે સર્પના ઝેરને અતિશયે કરીને નાશ કરનાર છે ( વળી ) જે મંગળ અને કલ્યાણના ઘર છે તેમને હું નમસ્કાર કરૂંછું. १

विषधरस्फुलिंगमंत्रं कंठे धारयति यः सदा मनुजः

विसहरफुलिंगमंतं, कंठे धारेइ जो सया मणुओ२ ।

વિષધરસ્ફુલિંગનામના મંત્રને } ગળામાં ધારેછે ( કંઠે કરે છે) } જે નિરંતર મનુષ્ય

---

અભ્યાસ કરતા સાધુઓને સાધુ સહાય કરે, માટે બીજો સાધુને નમસ્કાર કર્યો. ભણેલ સૂત્રનો અર્થ આચાર્યો કહે તેથી ત્રીજો આચાર્યને નમસ્કાર કર્યો, આચાર્યના ઉપદેશથી અરિહંતપણાનું જ્ઞાન થાય માટે ચોથો અરિહંતને નમસ્કાર કર્યો.

१ **विष** એટલે મિથ્યાત્વ કષાયાદિ તેને ધારણ કરનારા જીવોના વિષ એટલે મિથ્યાભાવને નાશ કરનાર, અથવા **विषगृह**—વિષ—એટલે પાણી ઉપલક્ષણથી મણિકર્ણિકા નદીનું પાણી ત્યાં ગૃહ એટલે નિવાસ છે જેનો એવો કમઠમુનિ તેના વિષ એટલે પંચાગ્નિ પ્રમુખ ધર્મને નાશ કરનારા.

२ **मनुगो**—મંત્રને જાણનાર માંત્રિક.

तस्य ग्रहरोगमारी दुष्टज्वराः यान्ति उपशमम्

तस्स गहरोगमारी-दुट्ठजरा जंति उवसामं ॥ २ ॥

તેના ગ્રહ, રોગ, મરકી, દુષ્ટ જ્વરો પામે છે શાન્તિને

અર્થ—જે મનુષ્ય નીરંતર ( શ્રી પાર્શ્વનાથના નામગર્ભિત ) વિષધરસ્ફુલિંગ નામના મંત્રને કંઠને વિષે ધારણ કરે છે, તેના ( દુષ્ટ ) ગ્રહ, રોગ, મરકી ( અને ) દુષ્ટ જ્વર (તાવ ) શાંત પામે છે. ૨

तिष्ठतु दूरे मंत्रः तव प्रणामोऽपि बहुफलो भवति

चिट्ठउ दूरे मंतो, तुज्झ पणामोवि बहुफलो होइ ।

રહો દૂર મંત્ર, તારો પ્રણામ પણ ઘણા ફળવાળો હોય છે.

नरतिरश्चोरपि जीवाः प्राप्नुवन्ति न दुःखदौर्गत्यम्

नरतिरिएसुवि जीवा, पावंति न दुक्ख-दोगच्चं[1] ॥३॥

મનુષ્ય તિર્યંચગતિમાં પણ જીવો પામતા નથી દુઃખદારિદ્રતાને.

અર્થ—( એ ) મંત્ર દૂર રહો, તમને નમસ્કાર કરવો તે પણ ઘણું ફળ આપનાર થાયછે. (તે) જીવો મનુષ્ય અને તિર્યંચને વિષે પણ દુઃખ અને દારિદ્ર પામતા નથી. ૩

तव सम्यक्त्वे लब्धे चिन्तामणिकल्पपादपाभ्यधिके

तुह संमत्ते लद्धे, चिंतामणिकप्पपायवब्भहिए ।

તારૂં સમ્યકત્વ પામ્યે છતે, ચિંતામણિ અને કલ્પવૃક્ષથી અધિક મહિમાવાળું,

---

१ दोहग्गं इति पाठान्तरं.

प्राप्नुवन्ति अविघ्नेन जीवा अजरामरं स्थानम्

**पावंति अविग्घेणं, जीवा अयरामरं ठाणं ॥ ४ ॥**

પામે છે નિર્વિઘ્નપણે જીવો અજરામર સ્થાનને

અર્થ—ચિંતામણિ રત્ન અને કલ્પવૃક્ષથી અધિક મહિમાવાળું એવું તમારૂં સમ્યગ્દર્શન (સમકિત) પામે છતે, (ભવ્ય) જીવો અજર અમર (મોક્ષ) સ્થાનને નિર્વિઘ્નપણે પામેછે. ૪

इति संस्तुतः हे महायशः भक्तिभरनिर्भरेण हृदयेन

**इअ संथुअ महायस, भत्तिब्भरनिब्भरेण हियएण ।**

આ રીતે સ્તવેલો હે મહાયશસ્વી ! ભક્તિસમૂહે ભરપૂર હૃદયે કરી

ततः हे देव ! देहि बोधिं भवे भवे हे पार्श्वजिनचन्द्र !

**ता देव दिज्ज बोहिं, भवे भवे पासजिणचंद ॥५॥**

તે માટે હે દેવ ! આપો બોધિ. ભવોભવમાં, હે પાર્શ્વજિનચંદ્ર !

અર્થ—હે મહાયશ ! ભક્તિના સમૂહથી પૂર્ણ ભરેલા અંતઃકરણથી આ સ્તવના કરી, તે કારણથી હે દેવ ! શ્રીપાર્શ્વજિનચંદ્ર ! (મને) જન્મોજન્મને વિષે બોધિ બીજ (સમ્યગ્દર્શન આપો. ૫ ઇતિ.

લઘુ ( ૧૫૬ ) સર્વ વર્ણ ( ૧૮૫ ) ગાથા ( ૫ )

(पछी जयवीयराय कही ) इच्छामि० इच्छाकारेण० सामायिक पारुं, गुरु कहे, पुणोवि कायव्वं, श्रावक कहे यथाशक्ति. इच्छामि० इच्छाकारेण० सामायिक पार्युं, गुरु कहे आयारो न मोत्तव्वो. श्रावक

कहे तहत्ति. इच्छामि० इच्छाकारेण० सामायिक पारिवा गाथा भणुं पछी एक नवकार भणी ॥

## ॥ अथ सामाइअ वयजुत्तो ॥

सामायिकव्रतयुक्तः यावत् मनसि भवति नियमसंयुक्तः

**सामाइयवयजुत्तो जाव मणे होइ नियमसंजुत्तो ।**

સામાયિકવ્રતસહિત જ્યાંસુધી મનમાં હોય નિયમસહિત

छिद्यते अशुभं कर्म्म सामायिकं यावतो वारान्

( च करोति तावत् )

**छिन्नइ असुहं कम्मं, सामाइअ जत्तिआ वारा ॥ १ ॥**

છેદાય અશુભ કર્મ, સામાયિક જેટલે વખત (કરે તેટલે વખત)

અર્થ—સામાયકવ્રતથી યુક્ત, જ્યાં સુધી મનમાં તે નિયમથી સંયુક્ત હોય ત્યાં સુધી, જેટલીવાર સામાયિક કરે તેટલીવાર અશુભ કર્મનો નાશ કરે છે.

सामायिके तु कृते श्रमण इव श्रावकः भवति यस्मात्

***सामाइयंमि उ कए, समणो इव सावओ हवइ जम्हा ।**

સામાયિક વળી કરતાં સાધુની પેઠે શ્રાવક હોય જે હેતુ માટે

---

* સામાયિક—બત્રીસ દોષ વર્જીને કરવાનું છે. તે દોષ આ પ્રમાણે.

મનના દશ—૧ વૈરી દેખી દ્વેષ કરે, ૨ અવિવેક ચિંતવે, ૩ અર્થ ન ચિંતવે, ૪ મનમાં ઉદ્વેગ ધરે, ૫ યશની વાંછા કરે, ૬ વિનય ન કરે, ૭ ભય ચિંતવે, ૮ વ્યાપાર ચિંતવે, ૯ ફળનો સંદેહ રાખે, ૧૦ નિયાણું કરે.

एतेन कारणेन बहुशः सामायिकं कुर्यात्

एएण कारणेणं, बहुसो सामाइयं कुज्जा ॥ २ ॥

એ કારણે કરી ઘણી વખત સામાયિક કરે.

અર્થ—જે માટે, સામાયિક કરતી વખત શ્રાવક, સાધુ સમાન હોય, તે કારણથી (તત્વના જાણનાર) બહુવાર સામાયિક કરે ! ૨

ગાથા (૨) ગુરૂ (૭) લઘુ (૬૭) સર્વવર્ણ (૭૪)

॥ सामायिकव्रत विधिए लीधुं, विधिए पार्युं, विधि करतां जे कोइ अविधि आशातना हुइ होय तस्समिच्छामि दुक्कडं, दश मनना दश वचनना, बार कायाना, एवंकारे बत्रीश दुषणमां जे कोइ दुषण लाग्युं होय तस्समिच्छामि दुक्कडं ॥

( पछी त्रण नवकार गणवा ).

## ॥ इति सामायिक पारवानी विधि ॥



## ॥ अथ राइप्रतिक्रमणनी विधि ॥

प्रथम इरियावही पडिकमी सामायिक लेवुं पछी ऊभा थइ खमासमण देइ कहेवुं.

---

વચનના દશ—૧ કુવચન બોલે, ૨ હુંકારા કરે, ૩ પાપ આદેશ આપે, ૪ લવારો કરે, ૫ કલહ કરે, ૬ આવો જાઓ કહે, ૭ ગાળબોલે, ૮ બાળક રમાડે, ૯ વિકથા કરે, ૧૦ હાસી કરે.

इच्छाकारेण संदिसह भगवन् कुसुमिण दुसुमिण राइ प्रायश्चित्त विशोधनार्थं काउस्सग्ग करुं, गुरु कहे करेह. इच्छं. करेमि काउस्सग्गं.

अन्नत्थ कही चार लोगस्स अथवा सोल नवकारनो काउस्सग्ग करी, पारी प्रगट लोगस्स कही, खमासमण देइ कहेवुं.

"इच्छाकारेण संदिसह भगवन् चैत्यवंदन करुं" इच्छं॥

॥ अथ *जगचिंतामणी चैत्यवंदन ॥

हे जगच्चिन्तामणयः जगन्नाथाः जगद्गुरवः

जगचिंतामणि जगनाह जगगुरु ।

જગતમાં ચિંતામણિ સમાન જગતના નાથ, જગતના ગુરૂ,

जगद्रक्षकाः जगद्बांधवाः जगत्सार्थवाहाः

जगरक्खण जगबंधव जगसत्थवाह

જગતના રક્ષક, જગતના બંધુ, જગતના સાર્થવાહ,

---

કાયાના બાર—૧ આસન ચપળ, ૨ ચારે દિશાએ જુએ, ૩ સાવદ્ય કામ કરે, ૪ આળસ મરડે, ૫ અવિનય બોલે, ૬ ઓઠું લઈ બેસે, ૭ મેલ ઉતારે, ૮ ખરજ ખણે, ૯ પગ ઉપર પગ ચઢાવે, ૧૦ અંગ ઉઘાડું મુકે, ૧૧ અંગ ઢાંકે, ૧૨ ઉંઘે.

એ સર્વ મળી બત્રીસ દોષ સામાયિકમાં અજતનાથી લાગે છે તે તજવા.

* ગૌતમસ્વામિ અષ્ટાપદજી યાત્રા માટે ગયા ત્યારે ત્યાં તેમણે આ ચૈત્યવંદન બનાવ્યું છે. આ પ્રથમ ગાથાદિકે કરી નમસ્કાર કરેલ છે.

जग ्भावविचक्षणाः अष्टापदसंस्थापित ्र्तयः

**जग ्भावविअक्ख ग, अ ्ावयसंठवियरूव,**

જગતના સમગ્રભાવ જાણનાર, [1]અષ્ટાપદ ઉપર જેમની મુર્ત્તિઓ છે એવા,

कर्माष्टकविनाशनाः

**कम्मट्ठविणासण,**

આઠ કર્મનો નાશ કરનાર,

चतुर्विंशतिरपि जिनवराः जयंतु अप्रतिहतशासनाः

**चउवीसंपी जिनवर जयंतु, अप्पडिहयसासण ॥ १ ॥**

ચોવીશે તીર્થંકરો જયવંતા વર્ત્તો, અસ્ખલિત જેમની આજ્ઞા છે.

અર્થ—ભવ્ય જીવોને ચિંતામણિરત્ન સમાન, નિકટ ભવ્ય જીવોના નાથ, સમસ્ત લોકના હિતોપદેશક, છ જીવનિકાયના રક્ષક, સમાન બોધવંતના ભાઇ, મોક્ષાભિલાષીના સાર્થવાહ, ષટ્દ્રવ્ય તથા નવતત્વનું સ્વરૂપ કહેવામાં વિચક્ષણ, અષ્ટાપદ પર્વત ઉપર સ્થાપન કર્યાં છે બિંબ જેના, અષ્ટકર્મના નાશ કરનારા એવા ચોવીશે તીર્થંકરો જયવંતા વર્તો, જેનું શાસન કોઇથી હણાય નહિ તેવું છે. ૧

---

૧ અષ્ટાપદ ઉપર શ્રી ઋષભદેવના પુત્ર ભરતચક્રીએ ચોવીશે તીર્થંકરની પ્રતિમા મણિમય સ્થાપન કરેલ છે. તે દરેક તીર્થંકરોની પોતપોતાની કાયાના માપે પ્રતિમા છે; સૌની નાસિકા સરખી લાઇનમાં છે, બેઠકની પાટલી નીચા ઉંચી છે.

कर्म्मभूमौ कर्म्मभूमौ प्रथमसंहनिनां उत्कृष्टतः
कम्मभूमिहिं कम्मभूमिहिं, पढमसंघयणि, उक्कोसय
કર્મભૂમિમાં કર્મભૂમિમાં પેહેલા સંઘયણવાલા, ઉત્કૃષ્ટ

सप्ततिशतं जिनवराणां विहरतां लभ्यते नवकोट्य
[1]सत्तरिसय, जिणवराण विहरंत लब्भइ, नवकोडी
એકસોસિત્તર તીર્થંકરો વિચરતા પામીએ. નવક્રોડ

केवलिनां नवसहस्रकोट्यः साधवो गम्यंते (विहरन्तः) संप्रति
केवलिण, कोडिसहस्सनव साहु गम्मइ, संपइ
કેવલિઓ, નવહજારક્રોડ સાધુઓ પામીએ હમણાં

जिनवरा विंशतिः मुनीनां द्वे कोटी वरज्ञानिनः (केवलिनः)
जिणवर वीस मुणि, विंहुंकोडी वरनाणि,
તીર્થંકર [2]વીશ, મુનિઓ બે ક્રોડ કેવલી,

---

૧ ૫ ભરત, ૫ એરવત અને ૫ મહાવિદેહની પૂર્વ પશ્ચિમની મળી ૧૬૦ વિજય એમ ૧૭૦ ઠેકાણે એકેક તીર્થંકર ઉત્કૃષ્ટ કાળે હોય. શ્રી અજીતનાથસ્વામીના વારે તે પ્રમાણે હતા.

૨ જઘન્યકાળે વીશ તીર્થંકરો હોય તે દરેક મહાવિદેહની ૭-૮-૨૪-૨૫ મી વિજયમાં એકેક હોય એટલે જંબુદ્વીપમાં ચાર, ધાતકીખંડમાં (બે વિદેહ માટે) ૮ અને પુષ્કરવરાર્દ્ધમાં ૮ મળી ૨૦ હોય, હાલ તે પ્રમાણે છે. વિજયના આંક દરેક વખતે આ પ્રમાણેજ હોય એ નક્કી નથી.

श्रमणानं कोटीसहस्रद्वयं स्तूयंते नित्यं प्रभाते
समणह कोडिसहस्सदुअ, थुणिज्जइ निच्च विहाणि॥२
સાધુઓ બે હજાર ક્રોડ સ્તવીએ હુમેશ પ્રભાતે.

અર્થ—અસિ, મષી અને કૃષિકર્મ જ્યાં વર્તે છે એવા, કર્મભૂમિના ક્ષેત્રોને વિષે, પ્રથમ સંઘયણવાળા ઉત્કૃષ્ટપણે એકસો સિત્તેર તીર્થંકરો વિચરતા પામીયે; કેવલજ્ઞાની નવક્રોડ (અને) નવહજાર ક્રોડ સાધુઓ (હોય એમ સિદ્ધાંતથી) જાણીએ; વર્ત્તમાનમાં (શ્રી સીમંધરસ્વામી પ્રમુખ) વીશ તીર્થંકર (અને) પ્રધાન કેવલજ્ઞાનના ધરનારા બેક્રોડ મુનિ, (તથા) બેહજાર ક્રોડ સાધુઓ (હોય) તેઓની નિરંતર પ્રભાતે સ્તવના કરીએ. ૨

जयतु हे स्वामिन् जयतु हे स्वामिन्
जयउ सामी जयउ सामी,
જયવંતા વર્ત્તો હે સ્વામિ! જયવંતા વર્ત્તો હે સ્વામિ!

ऋषभ शत्रुंजये. हे उज्जयन्ते प्रभो नेमिजिन!
रिसह सत्तुंजि, उज्जिंते पहु नेमिजिण,
ઋષભદેવ સિદ્ધાચલમાં, ગિરનારે રહેલા પ્રભુ નેમિજિન!

जयतु हे वीर! सत्यपुरीमंडन! भृगुकच्छे
जयउ वीर सच्चउरिमंडण, भरुअच्छहि
જયવંતા વર્ત્તો, હે મહાવીર! સાચોરના શણગાર, ભરૂચમાં

हे मुनिसुव्रत ! मुहरिग्रामे हे पार्श्व !

**मुणिसुव्वय, मुहरिपास**

મુનિસુવ્રતસ્વામી, મુહરિગામમાં પાર્શ્વનાથ.[1]

दुःखदुरितखण्डकाः अपरविदेहे

**दुहदुरियखंडण, अवरविदेहे**

દુઃખ અને દુરિતના નાશ કરનારા, બીજા મહાવિદેહમાં રહેલા

तीर्थंकराः चतसृषु दिक्षु विदिक्षु ये केऽपि

**तित्थयरा, चिहुं दिसि विदिसि जिं केवि,**

તીર્થંકરો ચારે દિશામાં વિદિશામાં જે કોઇપણ

अतीतानागतवर्त्तमानान् (च) वन्दे जिनान् सर्वानपि

**तीआणागयसंपइय, वंदू जिण सव्वेवि ॥ २ ॥**

અતીત અનાગત અને વર્ત્ત-માન ( કાળે થયેલા ) } વાંદું તીર્થંકર સર્વેને પણ.

અર્થ—જયવંતા વર્ત્તો, શ્રી શત્રુંજય ઉપર શ્રી ઋષભદેવ જયવંતા વર્ત્તો, શ્રી ગીરિનારજી ઉપર પ્રભુ નેમનાથ તીર્થંકર, ( અને) સાચોર (સત્યપુરી) નગરના આભૂષણરૂપ શ્રી વીરસ્વામી જયવંતા વર્ત્તો; ભરૂચમાં શ્રી મુનિસુવ્રતસ્વામી ( અને ) મુહરિ-ગામમાં શ્રી પાર્શ્વનાથ ( એ પાંચે જીનવરો ) દુઃખ અને પાપના નાશ કરનારા છે. બીજા ( પાંચ ) મહાવિદેહને વિષે જે તીર્થ-

---

૧ ટીંટાઈ નામના ગામમાં મુહરીપાર્શ્વનાથ બીરાજે છે તે સંભવે છે.

કરો, ( છે તથા ) ચાર દિશાઓ અને ચાર વિદિશાઓમાં જે કોઇપણ, અતીતકાળ, અનાગતકાળ અને વર્તમાનકાળ સંબંધી તીર્થંકરો છે, તે સર્વને પણ હું વંદના કરૂં છું. ૩

सप्तनवतिः सहस्राः लक्षाः षट्पंचाशत् अष्टकोटीः

सत्ताणवइसहस्सा, लक्खा छप्पन्न अट्ठकोडिओ।

સત્તાણુહજાર, લાખ છપ્પન, આઠક્રોડ,

द्वात्रिंशच्छतं द्व्यशीतिं लोकत्रिके चैत्यानि वन्दे

बत्तिसय बासियाइं, तियलोए चेइए वंदे ॥४॥

બત્રીશેં (ને) બ્યાસી (એટલા) ત્રણલોકમાં ચૈત્યોને વાંદું.

અર્થ—આઠ ક્રોડ, સત્તાવન લાખ, બસો ને બાસી (૮૫૭૦૦૨૮૨) ત્રણલોકને વિષે જિનપ્રાસાદ છે તેને હું વાંદું છું. ૪

पंचदश कोटिशतानि, कोटीः द्विचत्वारिंशतं, लक्षान् अष्टपंचाशतं,

पन्नरस कोडिसयाइं, कोडी बायाल, लक्ख अडवन्ना।

પંદરશેં ક્રોડ, બેંતાલીશ ક્રોડ અઠ્ઠાવન લાખ,

षट्त्रिंशत्सहस्रान्, अशीतिं, शाश्वतबिंबानि प्रणमामि

छत्तीससहस्स असिइं, सासयबिंबाइं पणमामि ॥५॥

છત્રીશહજાર, એંશી (એટલા) શાશ્વતબિંબોને પ્રણામ કરૂં.

અર્થ—પંદરસો ક્રોડ ( પંદરઅબજ ) બેંતાલીશ ક્રોડ, અ-

અઠ્ઠાવનલાખ, છત્રીશહજાર, એંશી (પૂર્વોક્ત જિનપ્રાસાદને વિષે) શાશ્વતા જિનબિંબો છે તેઓને હું વંદના કરૂં છું. ૫

—✻✻—

पछी जंकिंचि० नमोत्थुणं० जावंति चेइआइं कही, खमासमण बे पूर्वक " स्तवनं संदिसाएमि, स्तवनं भणेमि " पछी नवकार, उवसग्गहरं, जयवीराय० कहेवुं. त्यार केडे खमासमण दइ "इच्छाकारेण संदिसह भगवन् वेसणे संदिसाएमि " बीजे खमासमणे " वेसणे ठाएमि " त्रीजे खमासमणे " सज्झायं संदिसाएमि " चोथे खमासमणे " सज्झायं भणेमि " पछी नवकार एक गणी भरहेसरवाहुवलिनी सज्झाय कहेवी.

## ॥ अथ *भरहेसरबाहुबलिनी सज्झाय ॥

भरतेश्वरः बाहुबली अभयकुमारश्च ढण्ढणकुमारः

**भरहेसर बाहुबली, अभयकुमारो अ ढंढणकुमारा ।**

ભરતેશ્વર બાહુબળી અભયકુમાર અને ઢંઢણકુમાર

श्रीयकः अर्णिकापुत्रः अतिमुक्तकः नागदत्तश्च

**सिरिओ अणिआपुत्तो, अइमुत्तो नागदत्तो अ ॥१॥**

શ્રીયક અર્ણિકાપુત્ર અતિમુક્ત નાગદત્ત અને

અર્થ—શ્રી ભરતેશ્વર, બાહુબલજી, અભયકુમાર તથા ઢંઢ-

* આ સજ્ઝાયમાં શીલવ્રતને દ્રઢતાથી પાળનાર ઉત્તમ સત્ત્વશાલી પુરૂષો અને સતીઓનું નામોચ્ચાર પૂર્વક સ્મરણ થાય છે.

કુમાર, શ્રી સ્થૂલિભદ્રજીના નાનાભાઈ શ્રીયક, અગ્નિકાપુત્ર આ-
ચાર્ય, અતિમુક્તકુમાર તથા નાગદત્ત. ૧

मेतार्यः स्थूलभद्रः वज्रर्षिः नंदिषेणः सिंहगिरिः
मेअज्ज थूलिभद्दो, वयररिसी नंदिसेण सिंहगिरी ।
મેતાર્ય સ્થૂલભદ્ર વયરસ્વામિ નંદિષેણ સિંહગિરિ

कृतपुण्यश्च सुकोशलः पुंडरीकः केशी करकंडूः
कयवन्नो अ सुकोसल, पुंडरिअ केसि करकंडू ॥ २ ॥
કયવન્નો અને સુકોશલ પુંડરીક કેશી કરકંડુ

અર્થ—મેતાર્યમુનિ, સ્થૂલિભદ્રજી, વજ્રઋષિ, નંદિષેણજી, સીંહગિરિમહારાજ ( શ્રી વજ્રસ્વામીના ગુરૂ ), કૃતપુણ્યકુમાર, સુ-કોશલમુનિ, પુંડરિકસ્વામી, કેશીકુમાર, કરકંડુપ્રત્યેકબુદ્ધ. ૨

हल्लः विहल्लः सुदर्शनः शालः महाशालः शालिभद्रश्च
हल्ल विहल्ल सुदंसण, साल महासाल सालिभद्दो अ ।
હલ્લ વિહલ્લ સુદર્શન શાલ મહાશાલ શાલિભદ્ર અને

भद्रबाहुः दशार्णभद्रः प्रसन्नचंद्रश्च यशोभद्रः
भद्दो दसण्णभद्दो, पसण्णचंदो अ जसभद्दो ॥ ३ ॥
ભદ્રબાહુ દશાર્ણભદ્ર પ્રસન્નચંદ્ર અને યશોભદ્ર

અર્થ—હલ્લ અને વિહલ્લ બન્ને શ્રેણિકના પુત્ર, સુદર્શનશેઠ, શાલમુનિ, મહાશાલમુનિ, શાલિભદ્ર ( પ્રસિદ્ધભોગી ), ભદ્રબાહુ-

સ્વામિ, દશાર્ણભદ્ર, પ્રસન્નચંદ્રરાજર્ષિ તથા શ્રી યશોભદ્રસૂરિ. ૩

जंबूप्रभु वंकचूलो गजसुकुमालः अवंतिसुकुमालः
जंबुपहु वंकचूलो, गयसुकुमालो अवंतिसुकुमालो ।
જંબૂપ્રભુ વંકચૂલ ગજસુકુમાલ અવંતિસુકુમાલ

धन्यः इलाचीपुत्रः चिलातीपुत्रश्च सुबाहुमुनिः
धन्नो इलाइपुत्तो, चिलाइपुत्तो सुबाहुमुणी ॥ ४ ॥
ધન્નો ઈલાચીપુત્ર ચિલાતીપુત્ર અને સુબાહુમુનિ.

અર્થ—જંબુસ્વામિ, વંકચુલરાજકુમાર, ગજસુકુમાલ, અવન્તિસુકુમાલ, ધન્નાશેઠ, એલાચીપુત્ર, ચિલાતિપુત્ર અને સુબાહુ મુનિ. ૪

आर्यमहागिरिः आर्यरक्षितः आर्यसुहस्ती उदायनः मनकः
अज्जगिरि अज्जरक्खिय, अज्जसुहत्थी उदायगो मणगो ।
આર્યમહાગિરિ આર્યરક્ષિત આર્યસુહસ્તિ ઉદાયન મનક

कालिकसूरिः शांबः प्रद्युम्नः मूलदेवश्च
कालियसूरी संबो, पज्जुण्णो मूलदेवो अ ॥ ५ ॥
કાલિકસૂરિ શાંબ પ્રદ્યુમ્ન મૂલદેવ અને

અર્થ—આર્યમહાગિરિજી, આર્યરક્ષિતસૂરિ, આર્યસુહસ્તિસૂરિ, ઉદાયીરાજા, મનકપુત્ર, કાલિકાચાર્ય, સાંબકુમાર, પ્રદ્યુમ્નકુમાર અને મુલદેવરાજા. ૫

प्रभवो विष्णुकुमारः आर्द्रकुमारः दृढप्रहारी च
पभवो विन्हुकुमारो, अद्दकुमारो दढप्पहारी य ।
પ્રભવ વિષ્ણુકુમાર આર્દ્રકુમાર દઢપહારી અને

श्रेयांसः कूरगडुकः शय्यंभवः मेघकुमारश्च
सियंस कूरगडू अ, सिज्जंभव मेहकुमारो य ॥६॥
શ્રેયાંસ અને કુરગડુકઋષિ શય્યંભવ અને મેઘકુમાર

અર્થ—પ્રભવસ્વામિ, વિશ્નુકુમાર, આર્દ્રકુમાર, તથા દૃઢપ્રહારીચોર, શ્રેયાંસકુમાર, કુરગડુસાધુ, સિજ્જંભવસ્વામિ અને મેઘકુમાર. ૬

एवमादयः महासत्त्वाः ददतु सुखं गुणगणैः संयुक्ताः
एमाइ महासत्ता, दिंतु सुहं गुणगणेहिं संजुत्ता ।
એ વગેરે મહાસત્ત્વવંત પુરૂષો, આપો, સુખને, ગુણસમૂહે સહિત

येषां नामग्रहणेन पापप्रबंधाः विलयं यान्ति
जेसिं नामग्गहणे, पावपबंधा विलिज्जंति ॥७॥
જેઓનાં નામ ગ્રહણકરવાવડે પાપના બંધ નાશ પામે છે.

અર્થ—ઇત્યાદિ બીજા પણ મહા પરાક્રમી પુરૂષો, જ્ઞાનાદિ ગુણોના સમૂહે કરી સહિત એવા, અમને સુખ આપો; જેમના નામસ્મરણથી પાપના બંધ વિનાશ પામે છે. ૭

सुलसा चंदनबाला मनोरमा मदनरेखा दमयन्ती

**सुलसा चंदनबाला, मणोरमा मयणरेहा दमयन्ती ।**

સુલસા ચંદનબાલા મનોરમા મદનરેખા દમયન્તી

नर्मदासुंदरी सीता नंदा भद्रा सुभद्रा च

**नमयासुंदरि सीया, नंदा भद्दा सुभद्दा य ॥ ८ ॥**

નર્મદાસુંદરી, સીતા નંદા ભદ્રા સુભદ્રા અને

અર્થ—સુલસા, ચંદનબાલા, મનોરમા, મદનરેખા, દમયન્તી, નર્મદાસુંદરી, સીતા, નંદા, ભદ્રાશેઠાણી, સુભદ્રા. ૮

राजीमती ऋषिदत्ता पद्मावती अंजना श्रीदेवी

**राइ(य)मई रिसिदत्ता, पउमावइ अंजणा सिरीदेवी ।**

રાજીમતી ઋષિદત્તા પદ્માવતી અંજના શ્રીદેવી

ज्येष्ठा सुज्येष्ठा मृगावती प्रभावती चेल्लणादेवी

**जिट्ठ सुजिट्ठ मिगावइ, पभावई चिल्लणादेवी ॥ ९ ॥**

જયેષ્ઠા સુજયેષ્ઠા મૃગાવતી પ્રભાવતી ચેલણાદેવી

અર્થ—રાજીમતી, ઋષિદત્તા, પદ્માવતી, અંજનાસુંદરી, શ્રીદેવી, જયેષ્ટા, સુજયેષ્ટા, મૃગાવતી, પ્રભાવતી, ચેલણારાણી. ૯

ब्राह्मी सुंदरी रुक्मिणी रेवती कुन्ती शिवा च जयंती

**बंभि सुंदरि रुप्पिणी, रेवइ कुंती सिवाय जयवंती ।**

બ્રાહ્મી સુંદરી રૂક્ષ્મણી રેવતી કુન્તી શીવાદેવી અને જયંતી

देवकी द्रौपदी धारिणी कलावती पुष्पचूला च

**देवइ दोवइ धारणी, कलावई पुप्फचूला य ॥ १० ॥**

દેવકી દ્રૌપદી ધારિણી કલાવતી પુષ્પચૂલા અને

અર્થ—બ્રાહ્મી, સુંદરી, રૂક્મણી, રેવતી, કુન્તી, શિવા અને જયન્તી, દેવકી, દ્રૌપદી, ધારણી, કલાવતી તથા પુષ્પચુલા ૧૦

पद्मावती च गौरी गांधारी लक्ष्मणा सुसीमा च

**पउमावई य गोरी, गंधारी लक्खमणा सुसीमा य ।**

પદ્માવતી અને ગૌરી ગાંધારી લક્ષ્મણા શુસીમા અને

जांबूवती सत्यभामा रुक्मिणी कृष्णस्याष्ट महिष्यः

**जंबुवई सच्चभामा, रुप्पिणि कण्हट्ठ महिसीउ ॥११॥**

જાંબુવતી સત્યભામા રૂક્મિણી કૃષ્ણની આઠ પટ્ટરાણીઓ

અર્થ—પદ્માવતી, તથા ગૌરી, ગાંધારી, લક્ષ્મણા તથા સુસીમા, જંબુવતી, સત્યભામા, રૂક્ષ્મણી, આ આઠ શ્રીકૃષ્ણની પટરાણીઓ છે. ૧૧

यक्षा च यक्षदत्ता भूता तथा चैव भूतदत्ता च

**जक्खा य जक्खदिन्ना, भूआ तह चेव भूअदिन्ना य ।**

યક્ષા અને યક્ષદત્તા ભૂતા તેમજ નિશ્ચે ભૂતદત્તા અને

सेणा वेणा रेणा भगिन्यः स्थूलभद्रस्य

**सेणा वेणा रेणा, भयणीउ थूलिभद्दस्स ॥ १२ ॥**

સેણા વેણા રેણા બહેનો સ્થૂલભદ્રની

અર્થ—જક્ષા, યક્ષદત્તા, ભૂતા તથા વળી નિશ્ચયથી ભૂતદત્તા, સેણા, વેણા, રેણા, આ સાત સ્થૂલભદ્રજીની બ્હેનો છે. ૧૨

इत्याद्याः महासत्यः जयंति अकलंकशीलकलिताः

**इच्चाइ महासइउ, जयंति अकलंकसीलकलिआउ।**

ઇત્યાદિ મહાસતીઓ જયવંત વર્તેછે. નિષ્કલંક શીલગુણે સહિત

अद्यापि वाद्यते यासां यशः पटहः त्रिभुवने सकले

**अज्जवि वज्जइ जासिं, जसपडहो तिहुअणे सयले॥१३॥**

આજ પણ વાગે છે. જેઓનો યશ ડંકો ત્રિભુવનમાં સકલ

અર્થ—ઇત્યાદિ મોટી સતીઓ નિર્મળ શિયલગુણે કરી સહીત જયવંતી વર્ત્તે છે. વળી જેનો આજ પણ સકલ ત્રિભુવનને વિષે યશનો ડંકો વાગે છે. ૧૩



पछी खमासमण देइ आचार्य० एक खमासमण देइ उपाध्याय० एक खमासमण देइ साधु वांदी, इच्छकारसुहरा० चउत्थो खमासमण देइ कहेवुं "**इच्छाकारेण संदिसह भगवन् राइपडिक्कमणं ठाएमि.**" ( गुरु कहे ठाएह ) पछी नमो अरिहंताणं० करेमिभंते० इच्छामिठामि काउस्सग्गं तस्सुत्तरी० अन्नत्थ० कही एक लोगस्सनो काउस्सग्ग करी पारी प्रगट लोगस्स कही, पछी "**सव्वलोए अरिहंतचेइआणं०**" दर्शनाचारविशुद्धि माटे एक लोगस्सनो काउस्सग्ग करी पारी "**पुक्खरवरदीवड्ढे०**" कही "**सुयस्स**

भगवन्० " कहीने काउस्सग्ग करवो तेमां अतिचारनी आठ गाथा चिंतववी. काउस्सग्ग पारी "सिद्धाणं बुद्धाणं०" कही मुहपत्ति पडिलहिने बे वांदणा देवा. (वांदणाना पाठमां ज्यां " दिवसो वइक्कंतो " एवो पाठ छे त्यां "राइ वइक्कंता " एम कहेवुं "देवसिअं" ने ठेकाणे " राइअं " ने " देवसिआए " ने ठेकाणे " राइआए " एम कहेवुं. )

पछी " आवस्सइ " अवग्रह बाहेर नीकळी कहेवुं "इच्छाकारेण संदिसह भगवन्, राइयं आलोएमि. " (गुरु कहे आलोएह "इच्छं आलोएमि, जो मे राइअ अइआरो कओ०" सात लाख० अढार पापस्थान चार विकथा० आलोवो सघसविराइय० कहि विषमासने बेसी नमो अरिहंताणं० करेमि भंते० चत्तारिमंगलं कही इच्छामी पडिक्कमिउं जो मे राइओ अइआरो० कही, इरियावही पडिकमी० " वंदित्तु " कहेवुं (वंदित्तासूत्रमां पडिक्कमे देसिअं सव्वं " ए ठेकाणे "पडिक्कमे राइअं सव्वं" एम बोलवुं.)

पछी वांदणा देइ "इच्छाकारेण संदिसह भगवन्, अब्भुट्ठिओमि अब्भिंतर राइयं खामेउं. इच्छं खामेमि" ॥ ए रीते खामणा करी आवस्सही भणी अवग्रह बाहेर नीकळी ॥

યેલા અને પૂષ્પાદિવડે પૂજાયેલા, તપવડે તત્કાળ ઉદય પામેલ શરદ ઋતુના સૂર્ય કરતાં અત્યંત અધિક શોભનિક કાંતિવાળા, આકાશને વિષે વિચરવાવડે એકઠા થયેલા ચારણ મુનિઓ ( જંઘાચારણ અને વિદ્યાચારણ[1] ) વડે મસ્તકવડે વંદાયેલા; અસુરકુમાર સુવર્ણકુમાર વગેરે ભવનવાસી દેવોવડે સમસ્ત પ્રકારે વંદાયેલા, કિન્નર અને મહોરગ વગેરે વ્યન્તર દેવોવડે નમસ્કાર કરાયેલા સેંકડો કોટી વૈમાનિક દેવોવડે સ્તુતિ કરાયેલા, શ્રમણસંઘ ( અથવા સાધુ સમુદાય ) વડે સમસ્ત પ્રકારે વંદાયેલા; ભયરહિત, પાપરહિત, આસક્તિ ( વિષયવાસના ) રહિત, રોગરહિત અને અજિત ( બાહ્ય અને અભ્યંતર શત્રુવડે ) એવા અજિતનાથને આદરવડે હું પ્રણામ કરૂં છું. ૧૯-૨૦-૨૧

## શ્રી શાંતિજિન સ્તુતિ.

आगताः वरविमानदिव्यकनक-

**आगया वरविमाणदिव्वकणग-**

આવેલા, શ્રેષ્ઠ વિમાન, મનોહર સુવર્ણમય-

रथतुरंगसंघातशतैः शीघ्रं

**रहतुरयपहकरसएहिं हुलिअं ।**

રથ અને અશ્વના સમૂહના સેંકડો વડે કરી, શીઘ્ર

---

૧ ચારણ મુનિ મુખ્ય બે પ્રકારના છે—જંઘાચારણ અને વિદ્યાચારણ. એ શિવાય બીજા પણ અનેક પ્રકારના ચારણ મુનિઓ જ્યોતિરશ્મિ ચારણ વિગેરે શ્રી પ્રવચનસારોદ્ધારાદિમાં બતાવેલા છે.

ससंभ्रमावतरणक्षुभितलुलितचल-

**ससंभमोअरणखुभिअलुलियचल-**

ઉતાવળે આકાશ થકી ઉતરવા વડે ક્ષુભિત ચિત્તવાળા છતે ડોલતાઃ

कुंडलांगदकिरीटशोभमानमौलिमालाः ॥ वेष्टकः ॥

**कुंडलंगयतिरीडसोहंतमउलिमाला ॥२१॥ *वेड्ढओ**

ચંચળ કુંડળ બાજુબંધ અને મુકુટ તથા શોભતી છે મસ્તકની માળા જેમની એવા,

यं सुरसंघाः सासुरसंघाः वैरवियुक्ताः भक्तिसंयुक्ताः

**जं सुरसंधा सासुरसंघा वेरविउत्ता भत्तिसुजुत्ता ।**

જે [ભગવંત] ને, દેવ સમુદાય અસુરના સમૂહે કરી સહિત) વૈર રહિત, ભક્તિવડે સહિત

आदरभूषित---संभ्रमपिंडित---सुष्ठुसुविस्मित--ससर्वबलौघाः

**आयरभूसियसंभमपिंडिअ-सुट्ठुसुविम्हिय-सव्वबलोघा**

આદરવડે શોભિત, ઉતાવળે એકત્ર થયેલ અને અતિશય વિસ્મિત થયેલ છે સર્વ જાતના કટક સમૂહ જેમના એવા

---

* આ વેષ્ટક નામા છંદ છે તે પ્રથમના વેષ્ટકો કરતાં જુદો સમજવો તેનું લક્ષણ આ પ્રમાણે જાણવું—

तदुटचउतटा (ट) ततिगं, लगुरुपटदुन्निदुगुरुगा वेढो ।

तद्विकटचतुष्कतटाः (ट) तत्रिकं लघुर्गुरुः पटद्विकं गुरुद्वयं वेष्टकः

ભાવાર્થ:—તગણ બે, ટગણ ચાર, તગણ, ટગણ, તગણ ત્રણ, લઘુ, ગુરૂ, પગણ ટગણ બે અને ગુરૂ બે હોય, તે વેષ્ટક છંદ જાણવો.

उत्तमकंचनरत्नमरूपित—भासुरभूषणभास्वरितांगाः

उत्तमकंचणरयणपरूवियभासुरभूसणभासुरिअंगा ।

શ્રેષ્ઠ સુવર્ણ અને રત્નવડે વિશેષ રૂપયુક્ત કરેલા દેદિપ્યમાન આભુષણોવડે શોભાયમાન છે અંગો જેમના એવા

गात्रसमवनत—भक्तिवशागत—प्रांजलिप्रेषितशीर्षप्रणामाः॥रत्नमाला॥

गायसमणय भत्तिवसागयपंजलिपेसियसीसपणामा॥२३॥ रयणमाला

શરીરવડે નમેલા, ભક્તિને લીધે આવેલા અને અંજલીવડે કર્યો છે મસ્તકે પ્રણામ જેણે એવા

वंदित्वा स्तुत्वा ततः जिनं त्रिगुणमेव च पुनः [1]प्रदक्षिणम्

वंदिऊण थोऊण तो जिणं, तिगुणमेव पुणो पयाहिणं ।

વાંદીને, સ્તુતિ કરીને પછી જિનને ત્રણ વખતજ વળી ફરી પ્રદક્ષિણા કરીને

---

* આ રયણમાળા છંદનું લક્ષણ આ પ્રકારે જાણવું—

पढमे टदुगुरु एवं, सेसेसु टसत्तगुरुदुगं अंति ।

पत्तेयं बत्तीसं, मत्ताओ रयणमालाए ॥ १ ॥

प्रथमे टो गुरुद्विकं चैवं शेषेषु टसप्तकं गुरुद्विकं चांते ।

प्रत्येकं द्वात्रिंशन्मात्रा रत्नमालायाम् । २ ।

ભાવાર્થ:—પહેલા પાદમાં ટગણ અને બે ગુરૂ એમ ચાર વખત આવે અને બાકીના પાદમાં સાત ટગણ અને અંતે બે ગુરૂ હોય. પ્રત્યેક પાદ બત્રીશ માત્રાવાળો રયણમાળા છંદમાં હોય.

૧ પ્રદક્ષિણા કરાયેલ છે જેને—પ્રદક્ષિણા કરાયેલા એવા ભગવંત એ પ્રકારે ભગવંતનું વિશેષણ લેવાથી અર્થ થાય છે. અહીં कृत्वा અધ્યાહાર છે.

प्रणम्य च जिनं सुरासुराः

पणमिऊण य जिणं सुरासुरा,

પ્રણામ કરીને વળી જિનને સુર અસુર

प्रमुदिताः स्वभवनानि ततः गताः ॥ क्षिप्तकं

पमुइआ सभवणाइँ तो गया ॥ २४ ॥ *खित्तयं

આનંદિત થયેલા, પોતાના ભવને, પછી ગયા

तं महामुनिमहमपि प्रांजलिः रागद्वेषभयमोहवर्जितम् ।

तं महामुणिमहंपि पंजली, रागदोसभयमोहवज्जियं ।

તે, મહામુનિઓ છે શિષ્ય જેમના એવા | હું પણ, અંજલી કરીછે જેણે એવો | રાગ, દ્વેષ, ભય અને મોહથી રહિત

देवदानवनरेंद्रवंदितं शांतिमुत्तममहातपसं नमामि

खित्तयं*

देवदाणवनरिंदवंदिअं, संतिमुत्तममहातवंनमे ॥२५॥

દેવ, દાનવ અને રાજાઓવડે વંદાયેલા | શાંતિનાથને, શ્રેષ્ઠ અને વિશાળ તપવાળા | નમું છું.

---

* આ ક્ષિપ્તક છંદ છે તેનું લક્ષણ આ પ્રકારે જાણવું—

पगणो टदुगं गुरुगो, पत्तेयं खित्तयंमि छंदंमि ।

पटद्विकगुरवः प्रत्येकं क्षिप्तके च्छंदसि ।

ભાવાર્થઃ—પગણ, ટગણ બે અને ગુરૂ દરેક પાદમાં ક્ષિપ્તક છંદમાં હોય.

* આ ક્ષિપ્તક છંદનું લક્ષણ આ પ્રકારે જાણવું—

અર્થ—શ્રેષ્ઠ વિમાન, મનોહર સુવર્ણમય રથ અને અશ્વના સેંકડો સમુહોવડે કરી શીઘ્ર આવેલા, ઉતાવળે આકાશથકી ઉતરવાવડે ક્ષુભિત્ ચિત્તવાળા છતે ડોલતા ચંચળ કુંડળ બાજુબંધ વળી અસુરના સમૂહે કરી સહિત, વૈરરહિત, ભક્તિએ કરી સહિત [ અથવા भक्तिसुयुक्ता ભક્તિને વિષે સારી રીતે પ્રેરાયેલા ], આદરવડે શોભિત–ઉતાવળે એકત્ર થયેલ અને અતિશય વિસ્મિત થયેલા છે સર્વ જાતના કટક [ સૈન્ય ] સમૂહ જેમના એવા, શ્રેષ્ઠ સુવર્ણ અને રત્નવડે વિશેષ રૂપયુક્ત કરેલા દેદિપ્યમાન આભૂષણોવડે શોભાયમાન છે અંગો જેમના એવા, શરીરવડે નમેલા, ભક્તિને લીધે આવેલા અને અંજલીવડે કર્યો છે મસ્તકવડે પ્રણામ જેણે એવા દેવ સમુદાયો જે ભગવંતને; વાંદીને ( નમન કરીને ) અને તેવાર પછી વાણીવડે જિનની સ્તુતિ કરીને વળી ફરીથી ત્રણવાર પ્રદક્ષિણા કરીને અને જિનને પ્રણામ કરીને દેવદાનવ આનંદિત થયા થકા ત્યાંથી પોતાના ભવન પ્રત્યે પાછા ગયા; મહામુનિઓ છે શિષ્ય જેમના એવા રાગ, દ્વેષ, ભય અને મોહથી રહિત, દેવદાનવ અને રાજાઓવડે વંદાયેલા, શ્રેષ્ઠ અને વિશાળ તપવાળા એવા તે શાંતિનાથને; અંજળી કરી છે જેણે એવો હું નમસ્કાર કરૂ છું. ૨૨– ૩–૨૪–૨૫.

---

रनरलगा पत्तेयं खित्तयछंदंमि वा जाण ।

रनरलगाः प्रत्येकं क्षिप्तकच्छंदसि वा जानीहि ।

ભાવાર્થ—અથવા રગણ, નગણ, રગણ, લઘુ, અને ગુરૂ પ્રત્યેક પાદમાં ક્ષિપ્તક છંદમાં જાણવા. આ ક્ષિપ્તક બીજો જાણવો. રથોદ્ધતા છંદ પણ આ પ્રમાણે હોય.

अंबरांतरविचारिणीभिः ललितहंसवधूगामिनीभिः

अबरंतरविआरणिआहिं, ललिअहंसवहुगामिणिआहिं।

આકાશના અંતરાલે વિચરનારી, મનોહર હંસીની પેઠે ગમન કરનારી

पीनश्रोणीस्तनशालिनीभिः

पीणसोणिथणसालिणिआहिं,

પુષ્ટ કટીતટ અને સ્તનવડે શોભિતી

सकलकमलदललोचनीभिः || दिपकं ||

सकलकमलदललोअणिआहिं || २६ || दीवयं*

સંપૂર્ણ કમળના પત્ર જેવા લોચનવાળી

[1]पिन[2]निरंतरस्तनभरविनमितगात्रकाभिः

पीणनिरंतरथणभरविणमिअगायलआहिं।

મ્હોટા અને ગાઢ સ્તનના ભારવડે વિશેષે નમેલા[3] છે ગાત્ર જેનાં એવી

---

* આ દિપક છંદનું લક્ષણ આ પ્રકારે જાણવું—

खित्तयछंदं चउपयजमियं दीपयमहव मंडिलनामं ।

चतुर्षु पादेषु यमकितं क्षिप्तकं च्छंदो दीपकमथवा मंडिलनाम ।

ભાવાર્થઃ—ચાર પાદને વિષે યમક હોય એવો ક્ષિપ્તક છંદ (પ્રથમનો) તે દીપક છંદ જાણવો, એનું બીજું નામ મંડિલ છંદ છે.

૧ પ્રીત કામીજનને ખુશી કરે એવા.

૨ વ્યવધાન ( આંતરૂં ) રહિત.

૩ નાજુક અને કોમળ શરીર હોવાથી નમી ગયેલા.

मणिकांचनप्रशिथिलमेखलाशोभितकटीश्रोणीतटाम्
मणिकंचणपसिढिलमेहलसोहिअसोणितडाहिं ॥
મણિ અને સુવર્ણની વિશેષશિથિલ મેખલાવડે શોભાયમાન છે
કટી પ્રદેશ જેનો એવી

वरकिंकिणी-नूपुरसत्तिलकवलयविभूषणाभिः
वरखिंखिणिनेउरसतिलयवलय विभूसणिआहिं ।
શ્રેષ્ઠ ઘુઘરીઓ, ઝાંઝર, સુંદર તિલક અને કંકણવડે વિશેષે સુશો-
ભિત એવી

रतिकरचतुरमनोहरसुंदरदर्शनिकाभिः ॥ चित्राक्षरा
रइकरचउर मणोहरसुंदरदंसणिआहिं ॥२७॥ चित्तक्खरा
પ્રીતિ કરનારૂં, ચતુરજનના મનને હરનારૂં અને સુંદર છે દર્શન
જેનું એવી

---

१ मनोघर મનને અન્યત્ર ગમનનો નિષેધ કરવાથી મનને અટકાવનાર એવો પણ અર્થ થાય છે.

* આ ચિત્રાક્ષરા છંદનું લક્ષણ આ પ્રકારે જાણવું—

टप्पणगं दोअगुरू, पढमे तुरिए य टछगगुरुएगो ।
दुतिए चउपयजमियं, जाणह चित्तक्खरं छंदं ॥ १ ॥
टपञ्चकं गुरुद्वयं प्रथमे तुर्ये च द्वितीयतृतीये च टषट्कं
गुरुश्चैकश्चतुष्पद्यां यमकितं छंदो विद्धि चित्राक्षरामिति

ભાવાર્થ—પહેલા અને ચોથા પાદમાં પાંચ ટગણ અને બે ગુરૂ આવે તથા બીજા ત્રીજા પાદમાં છ ટગણ અને એક ગુરૂ હોય, ચારે પાદમાં યમકવાળો હોય તે ચિત્રાક્ષરા છંદ જાણવો.

देवसुंदरीभिः पाद ( किरण ) वृंदिकाभिः
देवसुंदरीहिँ पायवंदिआहिं
દેવાંગનાઓવડે, કિરણોના સમૂહવાળી

वंदितौ च यस्य तौ सुविक्रमौ क्रमौ आत्मनः
वंदिआ य जस्स ते सुविक्कमा कमा । अप्पणो
વંદાયેલા વળી જેના તે રૂડી ગતિવાળા ચરણો પોતાના

ललाटकैः मंडनरचनाप्रकारकैः कैः कैः अपि
निडालएहिँ मंडणोड्डणप्पगारएहिँ केहिँ केहिँ वी ।
લલાટવડે, આભુષણની રચનાના પ્રકારોવડે, કેવા કેવા પ્રકારો વડે

अपांगतिलकपत्रलेखनामकैः दीप्यमानैः संगतांगकाभिः
अवंगतिलयपत्तलेहनामएहिँ चिल्लएहिँ संगयंगयाहिँ
અપાંગ,તિલક,પત્રલેખ નામના;દેદિપ્યમાન,મળ્યાંછે અંગો જેનાં એવી

भक्तिसंनिविष्टवंदनागताभिः भवतः
भत्तिसन्निविट्ठवंदणागयाहिँ हुंति
ભક્તિવડે વ્યાપ્ત વંદન કરવાને આવેલી,છે.

तौ वंदितौ पुनः पुनः ॥ नाराचकः
ते वंदिआ पुणो पुणो ॥ *नारायओ ॥ २७ ॥
તે વંદાયેલા ફરી ફરી

---

* આ બીજા નારાચક છંદનું લક્ષણ આ પ્રમાણે જાણવું—

तमहम् जिनचंद्रं अजितं जितमोहम् । धुतसर्व्वक्लेशं
**तमहं जिणचंदं, अजिअं जिअमोहं। धुयसव्वकिलेसं,**
તેને, હું જિનચંદ્રને અજિત જિત્યો છે મોહ { ટાળ્યા છે સર્વ દુઃખો
જેણે એવા, { જેણે એવા

प्रयतः प्रणमामि ॥ नंदितकं
**पयउं पणमामि ॥२९॥ नंदिअयं* (चतुर्भिः कलापकं)**
આદર સહિત, નમસ્કાર કરૂં છું.

**અર્થઃ**—આકાશના અંતરાલે વિચરનારી, મનોહર હંસીની પેઠે ગમન કરનારી, પુષ્ટ કટી પ્રદેશ અને સ્તનવડે શોભાયમાન,

---

चगणेगारसगुरुगो, चउद्दस चगणा य नगण सोलस चा ।
टगणो चगणा तिन्निउ, अवरं नारायछंदगं जाण ॥ १ ॥
एकादशचगणा गुरुश्चतुर्दशचगणा नगणः षोडशचगणा गण-
स्त्रयश्चगणा इत्यपरं नाराचकच्छंदो विद्धि ॥

**ભાવાર્થ**—અગ્યાર ચગણ, ગુરૂ, ચૌદ ચગણ, નગણ, સોળ ચગણ, ટગણ, ત્રણ ચગણ એ પ્રકારે બીજા નારાચક છંદમાં જાણવું.

* આ નંદિતક છંદનું લક્ષણ આ પ્રમાણે જાણવું—

दुलहुगुरु दुलहुगुरु गुरू य सव्वेसु नंदियं छंदं ।
लघुद्वयं गुरुर्लघुद्वयं गुरुर्गुरुश्च सर्वेषु (पादेषु) नंदियं छंदः ।

**ભાવાર્થ**—બે લઘુ, ગુરૂ, બે લઘુ, ગુરૂ અને ગુરૂ સર્વ પાદમાં આવે તે નંદિતક છંદ જાણવો.

સંપૂર્ણ ( ખીલેલાં ) કમળના પત્ર જેવા લોચન ( નેત્ર ) વાળી મ્હોટા અને ગાઢ સ્તનના ભારવડે વિશેષે નમેલાં છે ગાત્ર ( શરીર ) જેનાં એવી, મણિ અને સુવર્ણની બનાવેલ વિશેષે શીથીલ [ ઢીલી ] મેખલા [ કંદોરો ] વડે શોભાયમાન છે કટી પ્રદેશ જેનો એવી, શ્રેષ્ટ ઘુઘરીઓ, ઝાંઝર, સુંદર તિલક અને કંકણ [ વલય ] વડે વિશેષે સુશોભિત એવી, પ્રીતિ કરનારૂં ચતુરજનના મનને હરણ કરનારૂં અને સુંદર છે દર્શન ( દેખાવ રૂપ ) જેનું એવી; અલંકારો અથવા શરીરના કિરણોનો સમૂહ છે જેને એવી; આભુષણના રચનાના પ્રકારો વડે, તે વળી કેવા કેવા પ્રકારોવડે ? દેદીપ્યમાન અપાંગ ( નેત્રને વિષે અંજનીની રચના ) તિલક અને પત્રલેખ ( કસ્તુરી વિગેરેની કપોળ સ્થળ ઉપર કરેલી પત્રલેખા ) નામ છે જેનાં એવાં-મળેલા છે અંગો જેનાં એવી, ભક્તિવડે વ્યાપ્ત એવું વંદન કરવાને આવેલી એવી દેવાંગનાઓવડે, પોતાના લલાટે કરીને જે ભગવંતનાં રૂડી ગતિ ( ચાલ ) વાળા [ અથવા રૂડા પરાક્રમવાળા ] તે બે ચરણો વંદાયેલા છે અને વળી તે ફરીથી વંદાયેલા છે, એવા તે જિત્યો છે મોહ [ મોહનીય કર્મ ] જેણે એવા અને ટાળ્યાં છે સર્વ પ્રકારનાં દુઃખો અને કષાય જેણે એવા અજિતનાથ જિનચંદ્રને આદર સહિત હું નમસ્કાર કરૂં છું. ૨૬-૨૭-૨૮-૨૯.

स्तुतवंदितकस्य ऋषिगणदेवगणैः

# थुअवंदिअयस्सा रिसिगणदेवगणेहिँ,

स्तुति કરાયેલા અને } ઋષિ સમૂહવડે અને દેવસમૂહાયવડે
વંદા કરાયેલા }

ततः देववधूभिः प्रयतं प्रणतकस्य

तो देववहुहिं पयओ [1]पणमिअस्स ।

તે પછી, દેવદેવીઓવડે, સાવધાનપણે પ્રણામ કરાયેલા

[2]जास्यजगदुत्तमशासनस्य भक्तिवशागतपिंडितकाभिः

जस्स जगुत्तमसासणअस्स, भत्तिवसागयपिंडिअयाहिं ।

મોક્ષને આપનાર તેથી જગતને વિષે ઉત્તમછે શાસન જેનું એવા | ભક્તિના વશે આવવાથી એકત્ર થયેલી

देववराप्सरोभिः बहुकाभिः

देववरच्छरसा बहुआहिं,

નર્ત્તકવાદક શ્રેષ્ઠ દેવ અને નૃત્ય કુશલ દેવાંગનાઓવડે યુક્ત, બહુ,

सुरवररतिगुणपंडितकाभिः ॥ भासुरकं

[3]सुरवररइगुणपंडिअयाहिं ॥ ३० ॥ *भासुरयं ॥

દેવોની સાથે શ્રેષ્ઠ રતિ ક્રિડારૂપ ગુણને વિષે પંડિતા

---

૧ नमंसियस्सा ( नमंस्यितकस्य ) इति पाठान्तरं. ભગવંત સમીપે પ્રથમ ગણધર નમસ્કાર કરે, પછી દેવતા અને દેવીઓ નમસ્કાર કરે તે ક્રમ અહીં દર્શાવ્યો છે.

૨ जसूच मोक्षणे જસ્ ધાતુ મોક્ષ કરાવવાના અર્થમાં છે તેથી जास्य એટલે મોક્ષ પ્રાપ્ત કરાવવાને શક્તિવાન.

૩ શ્રેષ્ઠ દેવોને પ્રીતિ જે થકી થાય એવા ( સંગિત કુશળતા વગેરે ગુણોને વિષે પંડિતા—વિદુષી એવી દેવનર્તકી એવો અર્થ પણ થાય છે.

* આ ભાસુરક છંદનું લક્ષણ આ પ્રકારે જાણવું—

वंशशब्दतंत्रितालमिलिते

**वंससद्दतंतितालमेलिए**

વેણુધ્વની વીણા અને ચપટી પટહાદિ મળે છતે

[1]त्रिपुष्करामिरामशब्दमिश्रके कृते च

**तिउक्खराभिरामसद्दमीसए कए अ ।**

ત્રિપુષ્કર નામે વાજીંત્રના મનોહર શબ્દવડે મિશ્રિત કર્યે છતે અને

श्रुतिसमानने च शुद्धसज्जगीतपादजालघंटिकाभिः

**सुइसमाणणे अ [2]सुद्धसं[3]ज्जगीयपायजालघंटिआहिं ।**

સાંભળવાનું સમાનપણું કર્યે છતે } અને, શુદ્ધ તથા અધિક ગુણવાળા ગીતવડે સહિત એવી પગને વિષે જાળના આકારવાળી ઘુઘરાઓવડે ઉપલક્ષિત છતે

**तगणो पगणो तगणो, टतटतटगणो गुरू पटदु गुरुगो ।**
**बारसटगणा सुजई, भासुरयं जाणमणुपासं ॥ १ ॥**

तपतटतटतटगणगुरुपटद्विकगुरुकाः ।
टगणा द्वादश सुयतिसानुप्रासं च भासुरकं जानीहि ।

**ભાવાર્થ:**—તગણ, પગણ, તગણ, ટગણ, તગણ, ટગણ, તગણ, ટગણ, ગુરૂ, પગણ, બે ટગણ, ગુરૂ, બાર ટગણ એ પ્રકારે સુયતિ અને અનુપ્રાસ સહિત ભાસુરક છંદ જાણવો.

---

૧ એક મુખવાળા અને બે મુખવાળા વાજિંત્ર મળીને ત્રણ મુખવાળું વાજિંત્ર તે ત્રિપુષ્કર.

૨ અનુનાસિકાદિ દોષ રહિત શુદ્ધ ઉચ્ચારવાળું.

૩ ષડ્જ, મયૂર, કેકા, શંખ આદિના શબ્દોવડે ( सद्यू ) સારૂં અથવા સદ્ય તત્કાળ ગાયેલું. એવો અર્થ પણ થાય છે.

वलयमेखलाकलाप-नुपुराभिरामशब्दमिश्रके कृते च

वलयमेहलाकलावनेउराभिरामसद्दमिसएकए अ ॥

વલય,કંદોરો,કલાપ અને ઝાંઝરના મનોહર શબ્દવડે મિશ્રિતકર્યે છતેઅને

[1]देवनर्तकीभिः [2]हाव[3]भाव[4]विभ्रमप्रकारकैः

देवनट्टिआहिँ हावभावविब्भमप्पगारएहिँ

દેવનર્તકીઓવડે હાવ, ભાવ અને [5]વિલાસના પ્રકારવાળા

नर्तित्वा [6]अंगहारकैः वंदितौ च यस्य तौ [7]सुविक्रमौ क्रमौ ।

नच्चिऊणअंगहारएहिँ वंदिआयजस्सतेसुविक्कमाकमा ।

નૃત્ય કરીને અંગના વિક્ષેપે કરીને, વંદાયેલા છે, જેનાં, તે, રૂડા પરાક્રમવાળા, ચરણો

तकं त्रिलोकसर्व्वसत्त्वशांतिकारकं

तयं तिलोयसव्वसत्तसंतिकारयं

તે, ત્રણ ભુવનના સર્વ પ્રાણીઓને શાંતિના કરનારા

---

૧ નૃત્યકળામાં કુશળ એવી દેવાંગનાઓ. ૨ મુખની ચેષ્ટાદિ બહુ કામવિકારવાળો અભિપ્રાય. ૩ ચિત્તમાં રહેલ અલ્પ કામવિકારનો અભિપ્રાય. ૪ વાણી, વસ્ત્ર અને ભૂષણ વગેરેનું ભ્રમથી સ્થાન બદલાવું અથવા વિલાસ. ૫ નેત્ર મુખ વગેરેના વિકારી ફેરફાર. ૬ હાથ આંગળી પ્રમુખ અંગના લટકા–અભિનય વડે. ૭ શોભિતો પંડિત જનોનો આચાર જેના સમીપે છે એવા એવો અર્થ પણ થાય છે.

प्रशांतसर्वपापदोषं एष अहं

**पसंतसव्वपावदोसमेसहं**

વિશેષે શાંત થયાં છે સર્વ પાપ અને દોષ જેનાં એવા, આ હું

नमामि शांतिमुत्तमं जिनं ॥ नाराचकः

**नमामि संतिमुत्तमं जिणं ॥ ३१ ॥ नारायओ***

નમું છું. ઉત્તમ શાંતિનાથ જિનને

**અર્થ:**—ઋષિ સમુદાય અને દેવ સમુદાયવડે સ્તુતિ કરાયેલા અને વંદન કરાયેલા, તે પછી દેવીઓવડે સાવધાનપણે પ્રણામ કરાયેલા, અને મોક્ષ આપવાને શક્તિમાન હોવાથી જગતને વિષે ઉત્તમ છે શાસન ( આજ્ઞા ) જેનું એવા જે ભગવંત તેનાં રૂડા પરાક્રમવાળા તે બે ચરણકમળો, ભક્તિના વશે આવવાથી એકત્ર થયેલી ઘણા નર્તવાહક શ્રેષ્ટ દેવ અને નૃત્યકુશળ દેવાંગનાઓવડે યુક્ત તથા દેવોની સાથે રતિક્રિડારૂપ ગુણને વિષે પંડિતા [ડાહી] એવી દેવનર્તકીઓવડે, વેણુધ્વની ( વાંસળીનો શબ્દ ) વીણા અને

---

* આ અન્ય નારાચક છંદનું લક્ષણ આ પ્રકારે જાણવું—

तेरस चगणा नगणो, नवचा नगणो य तीस चा गुरुगो ।
चगणट्ठारस एवं, अवरं नारायछंदयं जाण ॥ १ ॥
त्रयोदशचगणा नगणो नवचा नगणश्च त्रिंशच्चा गुरुश्च ।
अष्टादशचा एवमपरं नाराचच्छंदो जानीहि ॥

**ભાવાર્થ:**—તેર ચગણ, નગણ, નવ ચગણ, નગણ, ત્રીશ ચગણ અને ગુરૂ તથા અઢાર ચગણ એ પ્રકારે બીજો નારાચક છંદ જાણવો.

ચપટી પટહાદિ તાળ ( અથવા કાંસી કરતાલ વગેરેના તાળ ) મળ્યે છતે, ત્રિપુષ્કરનામા વાજિંત્રના મનોહર શબ્દવડે મિશ્રિત કર્યે છતે, સાંભળવાનું સમાનપણું કર્યે છતે ( સર્વ શબ્દ સાંભળવામાં કાનનું સાવધાનપણું-એકાગ્રતા ), શુદ્ધ તથા અધિક ગુણવાળા ગીતવડે સહિત એવી પગને વિષે જાળના આકારવાળી ઘુઘરીઓવડે ઉપલક્ષિત છતે, વલય ( બલીયાં ) કંદોરો કલાપ [ એક જાતનું આભરણ ) અને ઝાંઝરના મનોહર, શબ્દવડે મિશ્રિત કર્યે છતે, હાવભાવ અને વિલાસના પ્રકારવાળા અંગના વિક્ષેપે કરીને નૃત્ય કરીને વંદાયેલા છે જે, તે ત્રણ ભુવનના સર્વ પ્રાણીઓને શાંતિના કરનાર [ અથવા મોક્ષને આપનાર ] અને વિશેષે શાંત થયા છે સર્વ પાપ [ અશુભકર્મ ] તથા દોષ [ રાગ, દ્વેષ, મોહ વગેરે ] જેનાં [ અથવા જેથી ] એવા ઉત્તમ શાંતિનાથ જિનને આ પ્રત્યક્ષ એવો હું નમસ્કાર કરૂં છું. ૩૦-૩૧

छत्रचामरपताकायूपजवमंडिताः

**छत्तचामरपडागजूअजवमंडिआ,**

છત્ર ચામર[1]પતાકા[2]યૂપ અને જવવડે સુશોભિત

ध्वजवरमगरतुरगश्रीवत्सः लाच्छनाः

**झयवरमगरतुरयसिरिवच्छसुलंछणा ।**

[3]શ્રેષ્ઠધ્વજ મગર અશ્વ અને [4]શ્રીવત્સ એ શોભાયમાન છે લાંછનો જેને એવા

---

૧ નાની ધ્વજા. ૨ યજ્ઞ સ્તંભ. ૩ સિંહાદિના ચિત્રવાળો મોટો ધ્વજ. ૪ ઉત્તમ પુરૂષના વક્ષ સ્થળ ( છાતી ) માં આ લક્ષણ હોય છે કોઇને પગમાં પણ હોવાનો સંભવ છે.

[1]द्वीपसमुद्रमंदर[2]दिग्गजशोभिताः
दीवसमुद्दमंदर[3]दिसागयसोहिया,
દ્વીપ સમુદ્ર મેરૂપર્વત દિગગજવડે શોભિત,

स्वस्तिकवृषभसिंहरथचक्रवरांकिताः ॥ ललितकम्
सत्थिअवसहसीहरहचक्कवरंकिया ॥ ३२ ॥ ललिअयं*
સ્વસ્તિક,વૃષભ,સિંહ,રથ અને ચક્રવડે શ્રેષ્ઠ રીતે ચિન્હિત

स्वभावलष्टाः समप्रतिष्ठाः अदोषदुष्टाः गुणैः ज्येष्ठाः
सहावलट्ठा [4]समपइट्ठा,अदोसदुट्ठा गुणेहिं जिट्ठा ।
સ્વભાવે કરી (સરખી ભૂમિને) દોષવડે અદુષ્ટ, [5]ગુણોવડે મોટા
શોભાયમાન) વિષે રહેલા)

---

૧ જંબુ દ્વીપ વગેરે દ્વીપ અને લવણ સમુદ્ર વગેરે સમુદ્ર જાણવા.

૨ મેરૂ પર્વતની આસપાસ ચારે દિશાએ હસ્તિના આકારના કરી કુટ ભદ્રશાળ વનમાં છે તે.

૩ मंदिरं એવો પાઠ હોય ત્યાં " પ્રાસાદ " એવો અર્થ કરવો.

* આ લલિતક છંદનું લક્ષણ આ પ્રકારે જાણવું—

चगणो टगणचउक्कं, गुरू तहा ललिययं अवरं ।
चगणष्टचतुष्कं गुरुश्च तथा ललितकमपरम् ।

ભાવાર્થઃ—ચગણ, ટગણ ચાર તેમજ ગુરૂ દરેક પાદમાં હોય એવા લક્ષણવાળો બીજો લલિતક છંદ જાણવો.

૪ असमप्रतिष्ठाः નિરૂપમ છે પ્રતિષ્ઠા ( ખ્યાતિ ) જેમની એવા.

૫ રતાશ તથા કોમળતા આદિ અથવા જ્ઞાન દર્શન ચારિત્રાદિ ગુણો.

प्रसादश्रेष्ठाः तपसा पुष्टाः

[1] पसायसिट्ठा तवेण पुट्ठा,

નિર્મળતાવડે શ્રેષ્ઠ, તપવડે પુષ્ટ,

श्रीभिः इष्टाः ऋषिभिः जुष्टाः ॥ वानवासिका*

सिरीहिँ इट्ठा रिसीहिँ जुट्ठा ॥ ३३ ॥ वाणवासिआ

લક્ષ્મી દેવીવડે પૂજિત, મુનિયોવડે સેવાયેલા

ते तपसा धुतसर्वपापकाः सर्व्वलोकहितमूलप्रापकाः

ते तवेण धुअसव्वपावया, सव्वलोअहिअमूलपावया ।

તે તપવડે ટાળ્યાં છે સર્વ પાપ જેણે, સર્વ લોકના હિતના મૂળને પ્રાપ્ત કરાવનારા

संस्तुता अजितशांतिपादाः

[2] संथुआ अजिअसंतिपायया,

સ્તુતિ કરાયેલા, અજિત અને શાંતિનાથ પૂજ્ય

---

૧ प्रसातश्रिष्ठाः એટલે ઉત્કૃષ્ટ સુખવાળા શ્રેષ્ઠ પુરૂષો છે જેની સમીપે એવા.

* આ વાનવાસિકા છંદનું લક્ષણ આ પ્રકારે જાણવું.—

टचउक्को नववारसलहुहिं सा वाणवासिया ।

टचतुष्कं नवमी द्वादशी च लघुना मात्रा सा वानवासिका ॥

ભાવાર્થ:—ટગણ ચાર તેમાં નવમી અને બારમી માત્રા લઘુ હોય ( દરેક પાદમાં ) તે વાનવાસિકા છંદ જાણવો.

૨ शंस्तुता સુખના કારણભૂત સ્તવન કર્યું છે જેનું એવા.

भवंतु मे शिवसुखानां दायका: ॥ अपरांतिका

हुंतु मे सिवसुहाणं दायया ॥ ३४ ॥ अपरांतिका*

( त्रिभिर्विशेषकम् )

થાઓ ! મને, મોક્ષ સુખના, આપનારા

અર્થ—છત્ર, ચામર, પતાકા, યૂપ અને જવ [ લક્ષણો ] વડે સુશોભિત; શ્રેષ્ઠધ્વજ, મગર, અશ્વ અને શ્રીવત્સ એવા શોભાયમાન છે લાંછનો જેમને એવા; દ્વીપ, સમુદ્ર; મેરૂ પર્વત અને દિગ્ગજ કુટવડે શોભિત; સ્વસ્તિક [ સાથીયો ], વૃષભ, સિંહ, રથ અને ચક્રવડે શ્રેષ્ઠ રીતે ચિન્હિત ( લક્ષણુવાળા ); સ્વભાવે ( સહેજે ) કરીને શોભાયમાન, સરખી રીતે ભૂમિ ઉપર પ્રતિષ્ઠિત રાગાદિ દોષોવડે વિકાર નહિ પામેલા, ગુણોવડે મોટા, નિર્મળતા [ રાગાદિ દોષોનો નાશ ] વડે શ્રેષ્ઠ, તપવડે પુષ્ટ ( યુક્ત ), લક્ષ્મી દેવીવડે પૂજાયેલા અને મુનિઓવડે સેવાયેલા; તપવડે ટાળ્યાં છે સર્વ પાપ ( શુભાશુભ કર્મ ) જેણે એવા, સર્વ લોકના હિત

---

* આ અપરાંતિકા છંદનું લક્ષણ આ પ્રકારે જાણવું.—

अडकलरगणो लहुगुरु, सव्व हे तह वरंतिया होइ ।

अष्टमात्रा रगणोलघुर्गुरुश्च सर्वत्र तथाऽपरान्तिका भवति ॥

ભાવાર્થ—આઠ માત્રા, રગણુ ( SIS ), લઘુ અને ગુરૂ સર્વ પાદમાં હોય તેવો અપરાંતિકા છંદ જાણવો.

૧ શિવ સુખના દાતાર એવા અજિતનાથ અને શાંતિનાથ પૂજ્ય મને સ્તુતિ કરાયેલા થાઓ, અર્થાત્ તેમનું નિત્ય દર્શન થાઓ એમ પણ અર્થ લઇ શકાય.

( મોક્ષ ) ના મૂળ [ જ્ઞાન દર્શન ચારિત્ર ] ને પ્રાપ્ત કરાવનારા, રૂડે પ્રકારે સ્તુતિ કરાયેલા તે અજિતનાથ અને શાંતિનાથ પૂજ્યો મને મોક્ષ સુખના આપનારા થાઓ ! ૩૨-૩૩-૩૪

एवं तपोबलावि:लं स्तुतं मया अजितशांतिजिनयुगलं

एवं तवबलविउलं, थुअं मए अजिअसंतिजिणजुअलं।

એ પ્રકારે, તપ સામર્થ્યવડે વિશાલ, } સ્તવ્યું. મેં અજિત અને શાંતિજિનનું યુગલ

व्यपगतकर्म्मरजोमलं गतिं गतं शाश्वतीं विपुलं ॥ गाथा

ववगय-म्मरयमलं, गइं गयं सासयं विउलं* ॥३५॥ ॥गाहा

ગયાં છે કર્મરૂપ રજ અને મલ જેના એવું, } ગતિને, પ્રાપ્ત થયેલું, શાશ્વતી, વિસ્તિર્ણ

અર્થ:—એ પ્રકારે તપ સામર્થ્યવડે વિશાલ, ગયાં છે કર્મ રૂપ રજ અને મેલ જેનાં એવું; શાસ્વતી અને વિસ્તિર્ણ [ વિપુલ સુખવાળી ] ગતિને પ્રાપ્ત થયેલું એવું અજિતનાથ અને શાંતિનાથ જિનનું યુગલ [ જોડું ] મેં સ્તવ્યું. ૩૫

तत् बहुगुणप्रसादं मोक्षसुखेन परमेण अविषादं

तं बहुगुणप्पसायं, मुक्खसुहेण परमेण [1]अविसायं।

તે બહુ ગુણના પ્રસાદવાળું, મોક્ષ સુખવડે, ઉત્કૃષ્ટ, વિશાદરહિત

---

* विमलं इति पाठान्तरं.

१ अविसातं ગયું છે સુખ જેનું તે વિસાત અને न विसातं अविसातं સુખ રહિત નહિ અર્થાત્ સુખવાળા એવો અર્થ પણ થાય છે.

नाशयतु मे विषादं करोतु च पर्षदपि च प्रसादं ॥ गाथा

**नासेउ मे विसायं, कुणउ अ परिसावि अ प्पसायं ॥३६॥**

**॥ गाहा**

નાશ કરો. મારી વિકલતા, કરો અને સભા પણ વળી અનુગ્રહ

અર્થ:—જ્ઞાન દર્શનાદિ અનેક ગુણુનો પ્રસાદ છે જેને એવું ( અથવા ઘણુા પ્રકારની નિર્મળતાવાળું ); ઉત્કૃષ્ટ મોક્ષ સુખવડે વિષાદ ( વિકલતા ) રહિત તે યુગલ; મારા વિષાદ ( અથવા વિસાત દુઃખ ) ને નાશ કરો અને વળી સભા ( આ સ્તવનને સાંભળનારી સભા ) પણુ મારા ઉપર અનુગ્રહ ( કહેલ સ્તવના ગુણુનું ગ્રહણુ અને દોષના ત્યાગરૂપ મહેરબાની ) કરો. ૩૬

## અંત્ય મંગળાચરણુ.

तत् मोदयतु च नंदिं प्रापयतु च [1]नंदिषेणमभिनंदिं

**तं मोएउ अ नंदिं, पावेउ अ नंदिसेणमभिनंदिं ।**

તે હર્ષને આપો અને સમૃદ્ધિ, પ્રાપ્ત કરાવો અને નંદિષેણુને સમસ્ત પ્રકારે આનંદ

---

૧ આ નંદિષેણુ મુનિ શ્રેણિકના પુત્ર કે બીજા કોઇ મહર્ષિ છે તેનો બરાબર નિર્ણય થતો નથી. કેટલાક વળી એમ કહે છે કે શ્રી શત્રુંજયની ગુફામાં અજિતનાથ અને શાંતિનાથ વર્ષાઋતુમાં રહેલા હતા તે જગ્યાએ અનુપમ સરોવરની સમીપે અજિતનાથનું ચૈત્ય હતું અને મરૂદેવીની ટુંકની પાસે શાંતિનાથનું ચૈત્ય હતું ત્યાં નેમનાથજીના ગણુધર નંદિષેણુજીએ અજિતશાંતિ સ્તવનની રચના કરી તેથી તે બંને ચૈત્યો પૂર્વાભિમુખ થયા. મૂળ ગ્રંથકારે અહીં સુધી રચના કરી છે તેમાં ૩૭ ગાથા અને ૨૪૨૩ અક્ષરો આવે છે. બાકીની ગાથાએ અન્યની કરેલી છે.

पर्षदोऽपि च सुखनंदिं मम च दिशतु संयमे नंदिं ॥ गाथा

**परिसावि अ सुहनंदिं, मम य दिसउ संजमे नंदिं ॥३७॥**

**गाहा**

સભાને પણ સુખસમૃદ્ધિ, મને પણ આપો. સંયમને વિષે આનંદ

અર્થ:—તે યુગલ ભવ્યજનોને હર્ષ કરાવો અને સમૃદ્ધિ પ્રાપ્ત કરાવો અને નંદિષેણુને સમસ્ત પ્રકારે આનંદ પ્રાપ્ત કરાવો શ્રોતાજનોની સભાને પણ સુખ સમૃદ્ધિ આપો તથા મને સંયમને વિષે આનંદ આપો ! ૩૭

पाक्षिके चातुर्मासिके सांवत्सरिके अवश्यं भणितव्यः

**पक्खिय चाउमासिअ, *संवच्छरिए अवस्स भणिअव्वो[1]**

પખ્ખી ચોમાસિક અને સંવત્સરી પ્રતિક્રમણને વિષે, અવશ્ય, ભણવું.

श्रोतव्यः सर्वैः उपसर्गनिवारणः एषः

**सोअव्वो सव्वेहिं, उवसग्गनिवारणो एसो ॥ ३८ ॥**

સાંભળવું સર્વેએ વિઘ્નનું નિવારણ કરનાર એ [છે]

અર્થ:—પખ્ખી પ્રતિક્રમણને વિષે; ચોમાસી પ્રતિક્રમણને વિષે અને સંવત્સરી પ્રતિક્રમણને વિષે એક જણે ( આ સ્તોત્ર ) અવશ્ય ભણવું અને સર્વે જનોએ સાંભળવું. એ સ્તવ વિઘ્નનું નિવારણ કરનાર છે. ૩૮. ૩૮

---

* संवच्छर राइए अ दिअहे अ इति पाठान्तरं.

૧ આ સ્તવન એકજ જણે ભણવાનું કહ્યું છે તેનું કારણ એ કે એક સાથે ઘણાના બોલવાથી કોલાહલ થાય તેથી સર્વને ઉપયોગ પૂર્વક સાંભળાય નહિ તેથી એક સાથે બોલવાની પદ્ધતિ ઉચિત નથી.

यः पठति यश्च निगृणोति
जो पढइ जो अ निसुणइ,
જે ભણે છે, જે વળી સાંભળે છે,

उभयकालमपि अजितशांतिस्तवनम्
उभओकालंपि अजिअसंतिथयं ।
બંને વખતે અજિત શાંતિ સ્તવને

नैव भवन्ति तस्य रोगाः पूर्वोत्पन्ना अपि नश्यन्ति
नहु हुंति तस्स [1]रोगा, पुव्वुप्पन्ना विनासंति ॥ ३९ ॥
નજ થાય તેને રોગો, પૂર્વે થયેલા પણ, નાશ પામે છે

અર્થઃ—અજિત શાંતિ સ્તવને જે પુરૂષ બંને વખતે પણ ( ઉપલક્ષણથી સવાર, બપોર અને સાંઝ ) ભણે છે અને જે સાવધાનપણે સાંભળે છે તેને રોગો થતા નથી તેમજ પૂર્વે થયેલા પણ નાશ પામે છે. ૩૯

यदि इच्छथ परमपदं अथवा कीर्तिं सुविस्तृतां भुवने
जइ इच्छह परमपयं, अहवा कीत्तिं सुविच्छिन्नं भुवणे ।
જો ઇચ્છો છો મોક્ષ પદને અથવા કીર્તિને, વિસ્તાર પામેલી, ત્રણ ભુવનમાં

---

૧ કાસ, શ્વાસ, ભગંદર, કોઢ વગેરે રોગો, અથવા સર્વ પ્રકારની પીડાઓ.

तदा त्रैलोक्योद्धरणे जिन वचने आदरं कुरुध्वम् ॥

ता तेल्लुक्कुद्धरणे, जिणवयणे आयरं कुणह ॥ ४० ॥

તો ત્રણુ લોકના ઉદ્ધાર કરનારા } જિનવચનમાં આદર કરો.

અર્થ:—જો તમે મોક્ષપદને વાંચ્છતા હો અથવા ત્રણુ ભુવનમાં વિસ્તાર પામેલી કીર્તિને ઇચ્છતા હો તો ત્રણુ લોકના ઉદ્ધાર કરનારા જિનવચનને વિષે આદર કરો. ૪૦

व्यपगतकलिकलुषेभ्यः व्यपगत निर्ध्धूतरागद्वेषेभ्यः

ववगयकलिकलुसाणं, ववगयनिद्धंतरागदोसाणं ।

નાશ પામેલછે કલેષને મલીનતા, નાશ પામ્યાંછે અત્યન્ત રાગ-દ્વેષજેનાં

व्यपगत पुनर्भवेभ्यः नमोऽस्तु तेभ्यो देवाधिदेवेभ्यः

ववगयपुणब्भवाणं, नमोत्थुदेवाहिदेवाणं ॥ ४१ ॥

ગએલછે પુનર્ભવ જેના નમસ્કાર થાઓ દેવાધિદેવને

અર્થ:—નાશ પામ્યાં છે કલેશ અને મલીનતા જેનાં એવા, નિર્મૂળપણે નાશ પામ્યાં છે રાગ દ્વેષ જેના એવા ગયા છે પુનર્જન્મ જેનાં એવા તે દેવાધિદેવોને નમસ્કાર હો. ૪૧

सर्व्वं प्रशाम्यति पापं पुण्यं वर्ध्धते नमस्यमानस्य

सव्वं पसमइ पावं, पुण्णं वड्ढइ नमंसमाणस्स ।

સર્વ શાન્ત થાયછે, પાપ પુન્ય વધેછે, નમસ્કાર કરનારને

संपूर्णचंद्रवदनयोः कीर्त्तने अजितशांत्योः

संपुण्णचंदवयणे, कित्तयणे अजिअसंतिनाहस्स ॥ ४२ ॥

સંપૂર્ણ ચંદ્રજેવા મુખવાળા કિર્તન અજીત-શાંતિનાથનું

અર્થઃ—સંપૂર્ણ ચંદ્રના જેવા મુખવાળા અજિતનાથ અને શાંતિનાથ જીનનું કીર્તન કર્યે છતે વંદન કરનારનાં સર્વ પાપ વિશેષે શાંત થાય છે અને પુન્ય વધે છે. ૪૨

## ॥ इति अजितशांतिस्तवनं संपुर्णम् ॥

पछी जयवीयराय कही त्रण खमासमणे आचार्य, उपाध्याय, सर्व साधु वांदी, खमासमण देइ इच्छाकारेण० देवसिप्रायच्छित्तनो चार लोगस्सनो काउसग्ग करवो, पगट लोगस्स कही; पछे चार खमासमण देइ, नवकार गणी पक्खी सज्झाय कहेवी.

## ॥ अथ पक्खी सज्झाय ॥

नत्वा त्रिलोक गुरुं लोकालोक प्रकाशकं वीरं

नमिऊण तिलोअ गुरुं, लोयालोयपयासअं वीरं ।

નમીને ત્રણ લોકના ગુરૂ લોકાલોકને પ્રકાશ કરનાર વીરને

संबोध सप्तति महं रचयामि उध्धृत्य गाथाभिः

संबोह सत्तरि महं, रएमि उद्धार गाहाहिं ॥ १ ॥

સંબોધ સિત્તરી હું રચું છું ઉદ્ધરીને ગાથાઓવડે

અર્થઃ—ત્રણ લોકનાં ગુરૂ અને લોકાલોક પ્રકાશક શ્રી મહાવીર દેવને નમસ્કાર કરીને સંબોધસિત્તરી (નામા ગ્રંથ) ઉધૃત ગાથાઓવડે હું રચું છું. ૧

श्वेताम्बरश्च आशाम्बरश्च बुद्धश्च अथवाऽन्यश्च

सेयंबरो अ आसंबरो अ, बुद्धो अ अहव अन्नोवा ।

શ્વેતામ્બર દિગમ્બર બૌદ્ધ અથવા બીજા કોઈ

समभा भावितात्मा लभते मोक्षं न संदेहः

**समभाव भाविअप्पा, लहेइ मुक्खं न संदेहो ॥ २ ॥**

સમભાવથી ભાવિત આત્મા પામે મોક્ષ નહિ શંકા

અર્થઃ—શ્વેતામ્બર–દિગંબર–બૌદ્ધ અથવા અન્ય કોઈપણ દર્શની જો સમભાવથી વાસિત ( રાગ દ્વેષ રહિત ) આત્મા હોય તો તે મોક્ષ મેળવે છે એમાં શંસય નહીં. ૨

अष्टादश दोषरहितः देवो धर्मोऽपि निपुण दयासहितः

**अट्ठदस दोसरहिअ, देवो धम्मोवि निउण दयसहिअ ।**

અઢાર દોષ રહિત દેવ ધર્મ પણ શ્રેષ્ટ દયા સહિત

सुगुरु रपि ब्रह्मचारि, आरंभ परिग्रहात् विरतः

**सुगुरु वि बंभयारि, आरंभ परिग्गहा विरओ ॥ ३ ॥**

સુગુરૂ પણ બ્રહ્મચારિ આરંભ અને પરિગ્રહ રહિત

અર્થઃ—અઢાર દોષ રહિત દેવ; દયા સહિત શ્રેષ્ટ ધર્મ અને આરંભ પરિગ્રહ રહિત બ્રહ્મચારિ ગુરૂ. ૩

**अन्नाण कोह मय माण लोह, माया रइअ अरइअ ।**

**निद्दा सोग अलिअवयण चोरिया मच्छर भयाय ॥५॥**

**पाणिवह पेमकीला पसंग हासा य जस्स ए दोसा ।**

**अठारसवि पणठा, नमामि देवाहिदेवाहिदेवंतं ॥ ४ ॥**

[ આ બે ગાથાનો અર્થ પાછળ ચૈત્યવંદનમાં આવ્યો છે. તેથી ત્યાં જોઇ લેવો. ]

पछी खम समण देइ इच्छाकारेण संदिस्सह भगवन्, दुक्खक्खय कम्मक्खयनो चारलोगस्सनो काउसग्ग करी; पारी पछी प्रगट लोगस्स कही; पछी सामायिक पारवुं.

॥ इति पक्खि प्रतिक्रमण ॥

॥ अथ श्री चोमासी प्रतिक्रमण विधि ॥

चोमासी प्रतिक्रणनी पण एज विधि जाणवी, पण एटलो विशेष जे, पक्खिना स्थानके चोमासीना पाठ कहेवो; तथा बार लोगस्सना ठेकाणे वीस लोगस्सनो काउसग्ग करवो. तथा तपने ठेकाणे छट्ठेणं, बे उपवास, चार आंबिल, छ निवी, आठ एकासणा, चार हजार सज्झाय; ए रीते कहेवुं. ( इति )

॥ अथ श्री सांवत्सरिक प्रतिक्रमण विधि ॥

आ पण उपर लखेली विधि प्रमाणे छे तथा बार लोगस्सना काउसग्गने ठेकाणे चालीस लोगस्स, अथवा एकसोने साठ नवकारनो काउसग्ग करवो अने तपने ठेकाणे संवच्छरीतप अट्ठमेणं, त्रण उपवास, छ आंबिल, नव निवि, बार एकासणा अने छ हजार सज्झाय, ए रीते कहेवुं. तथा पक्खिना ठेकाणे संवच्छरीना आगार कहेवा.

॥ इति संवत्सरिक प्रतिक्रमण विधि ॥

## ॥ अथ श्री पोसह विधि ॥

पोसह करनार श्रावक आभूषण अलंकारनो त्याग करे, पहेलां राइप्रतिक्रमण विधिपूर्वक करी; आचार्य, उपाध्याय, सर्व साधु वांदी, पछी इरियावही पडिक्कमी, एक लोगस्सनो काउसग्ग पारी, प्रगट लोगस्स कही, खमासमण देइ, इच्छाकारेण संदिस्सह भगवन् पोसह मुहपत्ति पडिलेहुं ? एम कही मुहपत्ति पडिलेहवी, पछी खमासमण देइ इच्छाकारेण संदिसह भगवन्, पोसह संदिसाऊं ? बीजे खमासणे पोसह ठावुं ? कही, नवकार गणी, पोसह दंडक ऊच्चरीयें ॥

## ॥ अथ पोसहनुं पच्चक्काण ॥

करेमिभंते पोसहं, आहार पोसहं, देसओ सव्वओवा, सरीर सक्कार पोसहं सव्वओ अव्वावार पोसहं सव्वओ, बंभचेर पोसहं सव्वओ, चउव्विहे पोसहे ठामि; जावदिवसं अहोरत्तंवा, पज्जुवासामि, दुविहं, तिविहेणं, मणेणं, वायाए, काएणं, नकरेमि, नकारवेमि, तस्सभंते पडिक्कमामि, निंदामि, गरिहामि, अप्पाणं वोसिरामि ॥ इति ॥

( पछी खमासमण देइ इच्छाकारेण० सामायक संदिसाहु ? बीजे खमासमणे सामायक ठाउं ? एम कही नवकार गणी सामायक उचरीयें )

करेमिभंते सामाइयं सावज्जंजोगं पच्चक्खामि, जांवपोसहं पज्जुवासामि, दुविहं, तिविहेणं मणेणं वायाए काएणं, न करेमि, न कारवेमि, तस्सभंते पडिक्कमामि, निंदामि गरिहामि, अप्पाणं वोसिरामि ॥

ए पछी खमासमण देइ, इच्छाकारेण संदिसह भगवन् बहुवेलं संदिसाएमि? बीजुं खमासमण देइ; इच्छाकारेण संदिस्सह भगवन्, बहुवेलं करेमि ? इच्छामि खमासमणो, वंदिउंजावणिज्जाए निसिहियाए मत्थएण वंदामि. इच्छाकारेण संदिस्सह भगवन्, पडिलेहणं संदिसाएमि ? बीजा खमासमणे पडिलेहणं करेमि ? इच्छं कही मुहपत्ति, चरवलो, कटासणुं पडिलेहि; खमासमण देइ, इच्छाकारेण संदिस्सह भगवन्, अंगपडिलेहणं संदिसाएमि ? बीजे खमासमणे अंगपडिलेहणं करेमि ? एम कही पेहेरवानुं वस्त्र, तथा सुतरनो कंदोरो, उतरासण पडिलेहि; पछी खमासमण देइ, इच्छाकारेण संदिस्सह भगवन् पडिलेहणा पडिलेहावो ? एम कही स्थापनाचार्यनो वेयावच्च करीयें, पछे खमासमण देइ इच्छाकारेण संदिस्सह भगवन् उपधि पडिलेहणं संदिसाएमि ? बीजे खमासमणे उपधि पडिलेहणं करेमि ? एम कही बाकी रहेला सर्व उपकरण ( वस्त्र ) पडिलेहियें, पछी खमासमण देइ, इच्छाकारेण संदिस्सह भगवन्, पोसहसालं पमज्जेमि; एम कही उपाश्रय पुंजी, जयणाथी काजो उद्धरीने शुद्ध भुमिकामां परठवतं अणुजाणह जस्सवग्गहो कही, काजो परठववो, पछी वोसिरे वोसिरे त्रण वखत कहेवुं. पछी गुरु स्थापनाजी पासे आवीने खमासमण देइ इरियावहि पडिक्कमी, एक लोगस्सनो काउसग्ग करी, प्रगट लोगस्स कही खमासमण देइने, इच्छाकारेण० बेसणे संदिसाएमि, बीजे खमासमणे बेसणे ठाएमि, इच्छामि०इच्छा० सज्झायं संदिसाएमि? बीजे खमासमणे सज्झायं करेमि; एक नवकार कही अरंदेवोनी सज्झाय कहेवी ॥

## ॥ अरहंदेवोनी सज्झाय ॥

अर्हन् देवाः गुरवः सुसाधवः जिनमत मम प्रमाणं

**अरहं देवो गुरुणो, सुसाहुणो जिणमयं मह्पमाणं ।**

અરિહંત દેવ ગુરૂઓ સુસાધુઓ જિનમત મારે પ્રમાણ છે

इत्यादिक शुभ भावः सम्यक्त्वं ब्रुवते जगद् गुरवः

**इच्चाइ सुहो भावो, सम्मत्तं बिंति जगगुरुणो ॥ १ ॥**

ઈત્યાદિ શુભ ભાવ સમ્યકત્વ કહે છે જગતગુરૂ [તિર્થંકરો]

અર્થઃ—અરિહંત દેવ, સુસાધુઓ-ગુરૂ અને જિન મત એ મારે પ્રમાણ છે, ઈત્યાદિ સુભાવ તેને જગતગુરૂ તીર્થંકરો સમ્યક્ત્વ કહે છે. ૧

लभते सुरस्वामित्वं, लभते प्रभुत्वं न संदेहः

**लब्भइ सुरसामित्तं, लब्भइ पहुअत्तणं न संदेहो ।**

મળે છે દેવેન્દ્રપણું મળે છે સ્વામિપણું નહિ શંકા।

एकं नवरं न लभते दुर्लभं रत्नं च सम्यक्त्वं

**एगं नवरि न लब्भइ दुल्लहं रयणं च सम्मत्तं**

એક વિશેષે કરીને | નથી મળતું દુર્લભ રત્ન એક સમકિત

અર્થઃ—દેવેન્દ્રપણું મળે છે, સ્વામિપણું મળે છે એમાં શંકા નહિ; પરન્તુ એક દુર્લભ સમકિત રત્ન નથી મળતું. ૨

सम्यक्त्वे लब्धे विमानं वर्ज्य न बध्नाति आयुः

**सम्मत्तमि उ लद्धे, विमाण वज्जं न बंधए आउं ।**

સમ્યકત્વ પદ પામ્યાથી વિમાન સિવાય નહિ બાંધે આયુષ્ય

यद्यपि न सम्यक्त्वात् भ्रष्टः अथवा न बद्धायु अतः पुर्वं

**जइवि न सम्मत्त जढो अहव न बद्धाउ पुव्विं ॥ ३ ॥**

જો કે ન સમકિતથી ભ્રષ્ટ અથવા આયુ ન બાંધ્યું હોય તે } પહેલાં

અર્થ—જો સમકિતથી ભ્રષ્ટ ન થયો હોય, અથવા તે પહેલાં આયુષ્ય ન બાંધ્યું હોય તો સમકિત પ્રાપ્ત થવાથી વૈમાનિક સિવાયનું આયુષ્ય ન બાંધે. ૩

दिवसे दिवसे लक्षं ददाति स्वर्णस्य खांडिकं एकः

**दिवसे दिवसे लक्खं देइ सुवन्नस्स खंडियं एगो ।**

દરરોજ લાખ આપે સુવર્ણ ખાંડી એક

एकः पुनः सामायिकं करोति न पहुप्पए तस्य

**एगो पुण सामाइयं, करेइ न पहुप्पए तस्स ॥ ४ ॥**

એક પણ સામાયિક કરે ન સમાનતા તેની

અર્થઃ—કોઈ દરરોજ એકલાખ સુવર્ણ ખાંડીનું દાન કરે, તો પણ તે એક સામાયિકની સમાન ફળ ન પામે. ૪

निंदा प्रशंसासु समः समश्च मानापमान कारिषु

**निंद पसंसासु समो, समोअ माणावमाण कारिसु ।**

નિંદા-પ્રશંસામાં સમભાવ અને સમાન માન અપમાન કરનારપર

सम स्वजन परिजन मनाः सामायिक संगतः जीवः

**समसयण परिअणमणो, सामाइय संगउ जीवो ॥५॥**

સમાન સ્વજન પરિજન ઉપર મનવાળો } સામાયિકના સંગથી જીવ

અર્થઃ—સામાયિકના સંગથી જીવ નિંદા અને પ્રશંસામાં, માન અને અપમાન કરનારા ઉપર તેમજ સ્વજન અને પરિજન ઉપર સમાન ચિત્તવાળો—સમભાવવાળો થાય છે. ૫

पछे बे वांदणा देइ, अब्भुठिओ खमावी, पच्चक्खाण करवुं. पछी विस्तार पूर्वक चैत्यवंदन देव वांदे ॥

## ॥ अथ देववंदन विधि ॥

खमासमण देइ, इच्छाकारेण संदिस्सह भगवन्, इरियावहियं पडिक्कमामि, एम कही इरियावहि पडिक्कमिने एक लोगस्सनो, काउस्सग्ग पारी, प्रगट लोगस्स कही; पछे खमासमण देइ, ऊत्तरासण करी, इच्छाकारेण संदिस्सह भगवन् चैत्यवंदन करु एम कही चैत्यवंदन करवुं ॥

## ॥ अथ चैत्यवंदन ॥

श्री ऋषभ प्रथम नाथं नृपं मुनिं जिनवरं च तीर्थकरं

**सिरिरिसह पढमनाथं, निवं मुणिं जिणवरं च तित्थयरं।**

શ્રી રિખવદેવ પ્રથમ નાથ રાજા મુનિ જિનેશ્વર અને તીર્થંકર

युगादौ सकल भविजन मंगल जयकारकं वन्दे

**युगआइ सयल भवियण, मंगल जयकारगं वंदे ॥ १ ॥**

યુગની આદિમાં સર્વ ભવિજનોને મંગળ જય કરનારને નમુંછું

અર્થ—સર્વ ભવ્ય જીવોને યુગની આદિમાં મંગળ અને કલ્યાણ કરનાર એવા પ્રથમ નાથ—પ્રથમ રાજા—પ્રથમ મુનિ—પ્રથમ જિન અને પ્રથમ તીર્થંકર શ્રી ઋષભદેવસ્વામિને હું વાંદુ છું. ૧

सकल जीवलोक प्रकटं शान्तिकरं शान्तिनाथ मुनि प्रवरं

**सयल जीयलोय पयर्ड संतिकरं संतिनाह मुणि पवरं।**

સર્વ જીવ લોક પ્રગટકરનાર શાન્તિકરનાર શાન્તિનાથ મુનિ શ્રેષ્ઠ

षोडशः तीर्थंकरं पंचम चक्रिणं नमस्यामि

**सोलसमं तित्थयरं पंचम चक्किं नमंसामि ॥ २ ॥**

સોળમા તીર્થંકર પાંચમા ચક્રવર્તિને હું નમું છું

અર્થઃ—સર્વ જીવ લોકને પ્રગટ કરનાર, શાન્તિ કરનાર, મુનિઓમાં શ્રેષ્ઠ અને પાંચમા ચક્રવર્તિ એવા સોળમા શ્રી શાંતિનાથને હું નમું છું. ૨

यावज्जीव ब्रह्मचारिणं निजयश प्रसरेण रंजितं भुवनं

**जा जीव बंभयारिं, नियजस पसरेण रंजियं भुवणं।**

જાવજીવ સુધી બ્રહ્મચારી પોતાના યશ ફેલાવાથી ખુશી કરેલછે | ભુવન

मोटित मन्मथ मानं, नेमि जिनं तं प्रणिपतामि

**मोडिय वम्मह माणं, नेमिजिणं तं पणिवयामि ॥ ३ ॥**

નાશ કરેલ છે | કામદેવનું માન નેમિજિનેશ્વર તેમને નમસ્કાર કરૂંછું.

અર્થ—યાવત્ જીવનપર્યન્ત બ્રહ્મચારિ અને પોતાના યશના ફેલાવાવડે ત્રિભુવનને પ્રસન્ન કરનાર તેમજ કામદેવના માનને નાશ કરનાર તે બાવીસમા શ્રી નેમિ જિનેશ્વરને હું નમસ્કાર કરૂં છું. ૩

सुरासुर नाग महितं, लोकालोक प्रकाशकं सूर्यं

**सुरअसुर नाग महियं, लोगालोगप्पयासगं सूरं।**

દેવ-દાનવ ભુવનપતિથી પૂજિત લોકાલોકને પ્રકાશ કરનાર સૂર્ય

मिथ्यात्व तमोहरणं, पार्श्व जिनेन्द्रं स्तोष्यामि

**मिच्छत्त तमोहरणं, पासजिणंदं थुणिस्सामि ॥ ४ ॥**

મિથ્યાત્વરૂપ અંધકારને હરનાર | પાર્શ્વજિનેશ્વરને હું સ્તવીશ

અર્થઃ—દેવ-દાનવ અને ભુવનપતિથી પૂજીત, લોકાલોકને પ્રકાશ કરવાને સૂર્ય સમાન તથા મિથ્યાત્વ રૂપ અંધકારને હરનાર શ્રી પાર્શ્વનાથ જિનેશ્વરને હું સ્તવીશ. ૪

तीर्थपतिं श्री वीरं गुणाकरं क्षान्तिसागरं धीरं

**तित्थपइं सिरिवीरं, गुणागरं खंतिसागरं धीरं।**

તીર્થપતિ શ્રી વીરને ગુણના ભંડાર ક્ષમાના સાગર ધીર

प्राप्तं भवौघतीरं, वन्दे कर्मारि श्री वीरं

**पत्तं भवोहतीरं, वंदे कम्मारि सिरिवीरं ॥ ५ ॥**

પામેલા સંસાર સમૂહના તીરને વાંદુછું કર્મનાશત્રુ શ્રી વીરને

અર્થઃ—ગુણના ભંડાર, ક્ષમાના સાગર, ધીર, સંસાર સમૂહનો પાર પામેલા અને કર્મના શત્રુ એવા તીર્થપતિ શ્રી વીર જિનેશ્વરને હું વાંદુ છું. ૫

सर्वे पिच जिननाथा गणधर सहिताश्च केवलदिनेन्द्राः

**सव्वे विय जिणनाहा, गणहर सहियाय केवलदिणंदा।**

સર્વે પણ જિનનાથો ગણધર સહિત કેવળજ્ઞાન રૂપ સૂર્ય સમાન

अन्येऽपि ये च सिद्धा सर्वे त्रिविधेन वन्दे

**अन्नेवि जेय सिद्धा, सव्वे तिविहेण वंदामि ॥ ६ ॥**

બીજાપણ જે સિદ્ધા સર્વને ત્રિવિધે હું વાંદુ છું

અર્થ:—ગણધરસહિત કેવળજ્ઞાનરૂપ સૂર્યસમાન સર્વે તીર્થંકરો અને બીજા પણ સિદ્ધો તે સર્વને મન-વચન અને કાયાથી હું વાંદું છું. ૬

संप्रति वर्तते ये जिनाः सीमंधर स्वामि प्रमुखाः ते सर्वे

**संपइ वट्टइ जे जिण, सीमंधर सामी पमुह ते सव्वे ।**

હમણા છે જે જિનેશ્વરો સીમંધર સ્વામિ વિગેરે તે સર્વને

भविक प्रतिवोध दिनकर त्रिकरण शुद्धेन पूजयामि

**भविय पडिबोह दिणयर, तिकरण सुद्धेण पूएमि ॥७॥**

ભવિકજનને પ્રતિબોધ કરવાને } ત્રિકરણ શુદ્ધે પૂજું છું
સૂર્ય સમાન

અર્થ:—હમણા સીમંધરસ્વામિ વિગેરે જે તિર્થંકરો ભવ્યજનોને પ્રતિબોધ કરવાને સૂર્યસમાન છે, તે સર્વને મન-વચન અને કાયાએ ત્રિકરણ શુધ્ધે પૂજું છું. ૭

पछी ऊभा थइ गुनह गंभीरनी थुइ कहेवी ॥

पछी जंकिंचि० नमोत्थुणं० कही खमासमण देइ, इच्छाकारेण संदिस्सह भगवन् चारित्राचार विसोधनार्थं करेमि काउसग्गं. अन्नत्थ० बे लोगरसनो काउसग्ग, पछे प्रगट लोगस्स कही; सव्वलोए अरिहंत चेइआणं करेमि काउसग्गं, वंदण वत्तिआए० एक

लोगस्सनो काउसग्ग पारी, पुरूखरवरदीवड्ढे कही एक लोगस्सनो काउसग्ग करवो, पछे सिद्धाणं बुद्धाणं कही निचा बेसी नमोत्थुणं जावंति० कही, खमासमण देइ, स्तवनं संदिसाएमि, बीजे खमासणे स्तवनं भणेमि, एक नवकार गणी, श्री समेतसिखरनुं स्तवन कही, जयवीयराय जगगुरु० केहेवा ॥

## ॥ इति देववंदन विधि ॥

पुर्णपोरसी समय थाय त्यारे उग्घाडापोरसी भणाववी तेहनी विधि. खमासमण देइ इच्छाकारेण संदिस्सह भगवन् उग्घाडापोरसी, बीजे खमासणे इरियावहि पडिक्कमी एक लोगस्सनो काउसग्ग पारी प्रगट लोगस्स कही खमासण देइ इच्छाकारेण संदिस्सह भगवन् उग्घाडपोरसी मुहपत्ति पडिलेहु ? एम कही मुहपत्ति पडिलेहिने, जे पोसामां भाजन वपराय ते पण पडिलेहवां पाणी लाववा माटे ॥ इति ॥

पछे बपोरनी बे घडी ओछी रही होय त्यारे विधिथी देव वांदवा तेमां स्तवन तारंगाजीनुं कहेवुं ॥

## ॥ अथ पच्चक्काण पाळवानी विधि ॥

खमासमण देइ इच्छाका० इरियावहि पडिक्कमी एक लोगस्सनो काउसग्ग करी प्रगट लोगस्स कही खमासमण देइ इच्छाकारेण० चैत्यवंदन करूं. श्री रिसहनुं० चैत्यवंदन करी जंकिंचि०

नमोत्थुणं० जावंति० बे समासणथी स्तवननो आदेश मागी नव-कार० उवसग्गहरं० जयवीयराय० पछे खमासमण देइ इच्छाका० पच्चक्खाण पारवा मुहपत्ति पडिलेहुं ? मुहपत्ति पडिलेहिने पछी खमासमण देइ इच्छाका० पच्चक्खाण पारु ? खमासमण देइ इच्छा का० पच्चक्खाण पुरु. नवकार गणी उपवास कीधो तिविहार पो-रसी, साढपोरसी, पुरमड्ढ, अवड्ढ पच्चक्खाण कर्युं चोविहार.

## ॥ पच्चक्काण पालवानी गाथा ॥

स्पर्शितं पालितं चैव शोधितं तीर्णं तथा
**फासियं पालियं चेव सोहियं तिरियं तहा ।**
ફરસ્યું પાળ્યું નક્કી શોધ્યું તરી ગયો તેમજ

कीर्त्तितं आराधितं चैव विशोध्यात् यतनावान् यति
**किट्टियं आराहियं चेव, विसोहिज्ज जयंजइ ॥१॥**
પ્રકાશ્યું આરાધ્યું નક્કી વિશેષ શુદ્ધ કરવું, યતનાવાળા મુનિએ

અર્થઃ—પચ્ચખ્ખાણ ફરસ્યું, પાળ્યું, શોધ્યું, પૂર્ણ કર્યું, પ્રશંસ્યું અને આરાધ્યું. આ પ્રમાણે યતનાવાન મુનિ પચ્ચખ્ખાણને વિશેષ શુદ્ધ કરે.

યોગ્ય સમયે પચ્ચખ્ખાણ પૂર્ણ થાય તે ફરસ્યું કહેવાય, વારંવાર તેને સંભાળવું તે પાળ્યું કહેવાય, પચ્ચખ્ખાણ પાળતી વખતે લાવેલો આહાર ગુરૂને આપ્યા પછી વધે તે આહાર કરવો તે શોધ્યું કહેવાય, પચ્ચખ્ખાણનો કાળ પૂર્ણ થયા પછી પણ

થોડીવાર રહીને પારવું તે તીર્યું કહેવાય, પચ્ચખ્ખાણ પાળીને આહાર કરતી વખતે "મેં અમૂક પચ્ચખાણ કર્યું હતું પૂર્ણ થયું" એમ કહેવું તે કીર્ત્યું કહેવાય, જે પ્રતિજ્ઞાએ પચ્ચખ્ખાણ લીધું હોય તે પ્રતિજ્ઞાએ પારે તે આરાધ્યું કહેવાય. આ છ પ્રકારે પચ્ચખ્ખાણ વિશુદ્ધ કરીને યતનાવાન્ મુનિ પોતાના આત્માને મોક્ષભાગી કરે. ૧

प्रासुकं एषणीयं च यं जिनैः प्रवेदितं
**फासुयं एसणिज्जं च जं जिणेहिं पवेइयं**
નિર્જીવ દોષરહિત અને જે જિનેશ્વરોએ કીધું છે

तं च नीरं ग्रहिश्यामि (श्रमणधर्म प्रवृत्तये) सामायिक पौषधे तथा
**तं च नीरं गहिस्सामि सामाइय पोसहे तहा ॥ २ ॥**
તે અને જળ ગ્રહણ કરીશ સામાયિક પૌષધમાં તથા

અર્થ:—નિર્જીવ અને દોષરહિત જે આહાર–પાણી જિનેશ્વરોએ કહ્યું છે તે આહાર–પાણી હું [ સાધુ ધર્મની પ્રવૃત્તિ માટે ] સામાયિક અને પૌષધમાં ગ્રહણ કરીશ. ૨

पाछला पहोरे छ घडी दिवस रहे ते समये पडिलेहण करवुं तेहनी विधि. खमासमण देइ इच्छाकारेण संदिस्सह भगवन् पडिपुन्ना पोरसी; बीजे खमासणे इरियावहि पडिक्कमी लोगस्स कही, खमासण देइ इच्छाका रेण० पडिलेहणं संदिसाएमि बीजे खमासणे पडिलेहणं करेमि एम कही मुहपत्ति पडिलेहवी. पछी चरवलो,

कटासणं पडिलेहावुं बे खमासणे अंग पडिलेहणनो आदेश मागी कंदोरो सुतरनो तथा धोतीयुं, उतरासण पडिलेहवुं पछे खमासण देइ इच्छाकारेण० पोसहसाल प्रमार्जु एम कही पोसहशालानो काजो एक स्थानके भेलो करवो. पछी इरियावहि पडिक्कमी एक लोगस्सनो काउसग्ग करी पछी खमासण देइ,इच्छाकारेण संदिस्सह भगवन् पडिलेहणा पडिलेहावो एम कही स्थापनाजी पडिलेहवा. पछी खमासण देइ, सज्झायं संदिसाएमि, बीजे खमासणे सज्झायं करेमि, एम आदेश मागी एक नवकार गणी अरहंदेवो० सज्झाय करी पछी वांदणा देइ, पच्चख्खाण करवुं, पछी खमासण देइ, इच्छाका० पहेले खमासणे उपधि पडिलेहणं संदिसाहेमि. बीजे ऊपधि पडिलेहणं करेमि एम कही बाकी रहेलां वस्त्र संथारा प्रमुख सर्व पडिलेहीने, पछी सर्व काजो शुद्ध करी जतनाथी परठववो; परठवतां अणुजाणह जस्सग्गहो कहेवुं, परठव्या पछी त्रण वखत वोसिरे वोसिरे एम कहेवुं. पछी इरियावही कही एक लोगस्सनो काउसग्ग करी प्रगट लोगस्स कहेवो. पछी संध्याना देव वांदवा तेमां चैत्यवंदन सिरि सिद्ध चक्क नव पय पढमिल्ल० कहेवुं ने स्तवन सुमतिनाथनुं कहेवुं. देव वांदी पछी जो रात्रि पोसह होय तो मांडला करवा तेनी विधि. खमासण देइ इच्छाका० इरियावही पडिक्कमी काउसग्ग करी प्रगट लोगस्स कही खमासण देइ इच्छाकारेण संदिस्सह भगवन् थंडिलभूमि प्रमार्जु. ते आ प्रमाणे,—पोसहमां वडीनीति, लघुनीति, परठवण योग्य चोवीश मांडला करवा ते नीचे प्रमाणे.

॥ प्रथम संथारा पासेनी जग्यायें ॥

आगाढे आसन्ने ऊच्चारे पासवणे अणहियासे, ॥ १ ॥ आगाढे आसन्ने पासवणे अणहिंआसे ॥ २ ॥ आगाढे मज्झे ऊच्चारे पासवणे अणहिआसे ॥ ३ ॥ आगाढे मज्झे पासवणे अणहियासे ॥ ४ ॥ आगाढे दूरे ऊच्चारे पासवणे अणहियासे ॥ ५ ॥ आगाढे दूरे पासवणे अणहियासे ॥ ६ ॥

॥ उपाश्रयना द्वार मांहेनी तरफना ॥

आगाढे आसन्ने उच्चारे पासवणे अहिआसे ॥ १ ॥ आगाढे आसन्ने पासवणे अहिआसे ॥ २ ॥ आगाढे मज्झे ऊच्चारे पासवणे अहियासे ॥ ३ ॥ आगाढे मझे पासवणे अहियासे ॥ ४ ॥ आगाढे दूरे ऊच्चारे पासवणे अहियासे ॥ ५ ॥ आगाढे दूरे पासवणे अहियासे ॥ ६ ॥

॥ उपाश्रयना द्वार बाहिर नजीक रहीने करे ॥

अणागाढे आसन्ने ऊच्चार पासवणे अणहिआसे ॥ १ ॥ अणागाढे आसन्ने पासवणे अणहियासे ॥ २ ॥ अणागाढे मज्झे उच्चारे पासवणे अणहियासे ॥ ३ ॥ अणागाढे मज्झे पासवणे अणहियासे ॥ ४ ॥ अणागाढे दूरे उच्चारे पासवणे अणहियासे ॥ ५ ॥ अणागाढे दूरे पासवणे अणहियासे ॥ ६ ॥

॥ स्थंडिलने स्थानके वेगला ॥

अणागाढे आसन्ने उच्चारे पासवणे अहियासे ॥ १ ॥ अणागाढे आसन्ने पासवणे अहियासे ॥ २ ॥ अणागाढे मझे उच्चारे

पासवणे अहियासे ॥ ३ ॥ अणागाढे मज्झे पासवणे अहियासे ॥ अणागाढे दूरे उच्चारे पासवणे अहियासे ॥ ५ ॥ अणागाढे दूरे पासवणे अहियासे ॥ ६ ॥ इति चोवीस मांडला संपूर्ण ॥

पछी इरियावहि कही संध्या प्रतिक्रमण विधिथी करवुं, तेमां देवसियं आलोएमि, जोमे देवसिओ पाठ कही रह्या पछी, गमणा गमण आलोवुं ? कही सातलाख कही अढार पापस्थानकनो मिच्छामिदुक्कड देइ, पछे इर्यासमिति, १ भाषासमिति, २ एषणासमिति, ३ आदाननिक्खेवण समिति, ४ पारिष्ठापन समिति, ५ मनोगुप्ति, ६ वचनगुप्ति, ७ कायगुप्ति, ८ ए पांच समिति, त्रण गुप्ति, पोसह सामायक मांही, खंडन विराधना थइ होय, ते सवि हुं मन, वचन, कायायें करी तस्स मिच्छामिदुक्कडं. एम कही चार विकथा कहेवी; पछे सव्वसवि० आ विधि पोसहवालाने देवसियं आलोएमि, जोमे देवसियो० आ पाठ कह्या पछेनी छे, अने छुटाने तो, आठ प्रवचन मातानो पाठ न कहेवो ॥

## ॥ अथ राइ संथारा विधि ॥

पहोर रात गया पछी खमासमण देइ, बहुपडिपुन्ना पोरसी, आदेश मांगी इरियावहि पडिक्कमी, प्रगट लोगस्स कही, इच्छाकारेण संदिस्सह भगवन् बहुपडिपुन्नापोरसी; एम कही बेसीये. चउक्कसाय० चैत्यवंदन० नमुत्थुणं० जावंति बे गाथा कही अनंता सिद्धजीवने माहरो नमस्कार होजो कही; स्तवननो आदेश मागी नवकार, ऊवसग्गहरं, जयवियराय कही खमासमण देइ इच्छाका-

रेण संदिस्सह भगवन्, राइ संथारा मुहपत्ति पडिलेहुं ? एम कही मुहपत्ति पडिलेही, संथार भूमिपाट पडिलेहवी, पछे संथारे बेशीने संथारा पोरसी भणवी ॥

## ॥ अथ संथारा पोरिसी ॥

अनु जानीत ज्येष्ठार्याः ज्येष्ठार्याः नैषेधिकी नमः

**अणु जाणह जिठ्ठिज्जा जिठ्ठिज्जा निसिही नमो**

આજ્ઞા આપો હે જ્યેષ્ઠ આર્ય! હે જ્યેષ્ઠ આર્ય! નિષેધું છું નમસ્કાર થાઓ.

क्षमाश्रमणेभ्यः गौतमादिभ्यः महामुनिभ्यः

**खमासमणेणं गोयमाईणं महामुणीणं**

ક્ષમાશ્રમણોને ગૌતમાદિને મહામુનિઓને

आ पछी नवकार अने करेमिभंतेनो पाठ त्रणवार भणवो.

अनुजानीत परमगुरवः गुणगण रत्नैः मंडित शरीरा

**अणुजाणह परमगुरु गुणगणरयणेहिं मंडिय सरीरा**

આજ્ઞા આપો પરમગુરૂ ગુણના સમુહરૂપ રત્નોથી શોભાયમાન શરીરવાળા

बहु प्रतिपूर्णा पोरिसी रात्रिकं संस्तारकं करोमि

**बहु पडिपुन्ना पोरसी राइयं संथारयं ठामि ॥१॥**

બહુ પૂર્ણ થઇ પોરિશી રાત્રિનો સંથારો કરૂં છું

અર્થઃ—હે પરમગુરૂ! મોટા ગુણરૂપ રત્નોથી શોભાયમાન શરીરવાળા, મને આજ્ઞા આપો કે હું રાત્રિનો સંથારો કરૂં. કેમકે પોરિશી પૂર્ણ થઇ છે. ૧

अनुजानीत संस्तारकं बाहू पधानेन वाम पार्श्वेन
अणुजाणह संथारं बाहु वहाणेण वाम पासेणं
આજ્ઞા આપો સંથારાની હાથના ઓશીકાવડે ડાબા પાસે
कुर्कुट पाद प्रस्तारणं अशक्नुवन् प्रमार्जयति भूमिं
कुक्कुड पाय पसारण अतरंतो पमज्जए भूमिं ॥ २ ॥
કુકડાની પેઠે પગ પ્રસારીને ન કરી શકે તો પ્રમાર્જે ભૂમિ

અર્થઃ—હે ગુરૂ ! મને સંથારાની આજ્ઞા આપો. ( પછી ) ડાબા પાસે હાથના ઓશીકાવડે કુકડીની પેઠે પગ પ્રસારીને ( સૂઇ ) ન શકે તો ભૂમિનું પ્રમાર્જન કરે. થ

संकुच्य संदशकान् उद्वर्तते च कायप्रतिलेखनं
संकोइय संडासा उव्वट्टंतेय कायपडिलेहा ।
સંકોચીને ઢીંચણો ઉંચા કરે શરીર પડિલેહે.
द्रव्यादि उपयोगं उच्छ्वास निरुंभणाऽलोचे ।
दव्वाइउवओगं ऊस्सास निरुंभणा लोए ॥३॥
દ્રવ્યાદિ ઉપયોગ ઉશ્વાસ રોકીને વિચારે.

અર્થઃ—ઢીંચણ સંકોચીને પાસુ ફેરવતાં શરીરનું પડિલેહણ કરે, અને દ્રવ્યાદિનો વિચાર શ્વાસ રૂંધીને કરે. ( જેમકે હું કોણ છું? કયાં છું? કેવા સમયમાં છું? લઘુનિતિ વિગેરેની બાધા છે, કે નહિ? વિગેરે ચિંતવે ).

यदिमे भवेत् प्रमादः अस्य देहस्य अस्यां रजन्यां
जइमे हुज्जपमाओ इमस्स देहस्सि माइ रयणीए ।
જો થાય પ્રમાદ (મરણ) આ શરીરનું આ રાત્રિમાં

आहार उपधिदेहं सर्वं त्रिविधेन व्युत्सृजामि
आहार मुवहिदेहं सव्वं तिविहेण वोसिरे ।।४।।
આહાર ઉપધિ શરીર સર્વ ત્રિવિધે તજું છું

અર્થઃ—જો આ રાત્રિમાં આ શરીરનું મરણ થાય, તો આહાર-ઉપધિ અને શરીર એ સર્વ હું વોસિરાવું (તજું) છું.

अर्हन् ममदेवः यावज्जीवं सुसाधवः गुरवः
अरिहंतो महदेवो जावज्जीवं सुसाहुणो गुरुणो ।
અરિહંત મારાદેવ, યાવત્ જીવ પર્યન્ત સુસાધુઓ ગુરૂ.

जिन प्रज्ञप्तं तत्त्वं इति सम्यक्त्वं मयागृहीतं
जिणपन्नत्तं तत्तं इय सम्मत्तं मए गहियं ।।५।।
જિનેશ્વરે કહેલ તત્ત્વ એ પ્રમાણે સમ્મકત્વ મેં ગ્રહણ કર્યું છે

અર્થઃ—અરિહંત મારા દેવ, યાવત્ જીવ પર્યન્ત સુ સાધુઓ ગુરૂ અને જિનેશ્વરે કહેલ તત્ત્વ. એ પ્રમાણે મેં સમ્યક્ત્વ ગૃહણ કર્યું છે. ૫

( पछी चत्तारीमंगलं पूर्ण कहीने )

चतुरंगः जिनधर्मः नकृतः चतुरंग शरणमपिनकृतं
चउरंगो जिणधम्मो नकओ चउरंग सरणमविनकयं
ચાર પ્રકારનો જિનધર્મ નકર્યો ચાર પ્રકારનું શરણ પણ ન કર્યું

चतुरंगः भवोच्छेदः नकृतः हाहारितः जन्मः
चउरंग भवुच्छेओ, नकओ हा हारिओ जम्मो ।।१।।
ચાર પ્રકારના ભવનો છેદ ન કર્યો અરેરે ! હારી ગયો જન્મ.

અર્થઃ—ચાર અંગવાળો જિનધર્મ ન કર્યો, ચાર પ્રકારનું શરણુ ન કર્યું અને ચાર પ્રકારના ભવનો નાશ પણુ ન કર્યો, અરેરે! આ જન્મ ફોગટ હારી ગયો. ૧

अर्हन् सिद्ध साधवः केवलि कथितः सुखावहः धर्मः
**अरिहंत सिद्ध साहू केवलि कहिओ सुहावहो धम्मो ॥**
અરિહંત સિદ્ધ સાધુ કેવળીએ કહેલો સુખકારી ધર્મ

एते चत्वारः चतुर्गतिनां हर्ता शरणं लभते धन्यः
**एए चउरो चउगइ हरणो सरणं लहइ धन्नो ॥२॥**
એ ચાર ચારગતિના હરનાર છે. શરણુ પામે છે. ધન્ય પુરૂષ

અર્થ—અરિહંત-સિદ્ધ-સાધુ અને કેવળી ભગવન્તે કહેલો સુખકારી ધર્મ એ ચાર, નરકાદિ ચાર ગતિના હરનાર છે. તેનું શરણુ જે ધન્ય પુરૂષ હોય તે પામે છે. ૨

प्राणातिपात मलिकं चौर्यं मैथुनं, द्रव्यमूर्छा
**पाणाइवाय मलियं चोरिक्कं मेहुणं दविणमूच्छं ।**
પ્રાણાતિપાત મૃષાવાદ ચોરી મૈથુન દ્રવ્યના મૂર્છા.

क्रोधः मानः माया लोभः प्रेमा तथा द्वेषः
**कोहं माणं माया लोहं पिज्जं तहा दोसं ॥३॥**
ક્રોધ, માન, માયા, લોભ, પ્રેમ તથા દ્વેષ.

અર્થઃ—પ્રાણાતિપાત-મૃષાવાદ-ચોરી-મૈથુન-દ્રવ્યની મૂર્છા (પરિગ્રહ)-ક્રોધ-માન-માયા-લોભ-પ્રેમ તથા દ્વેષ. ૩

क्लेशः अभ्याख्यानं पैशुन्यं रतिअरति समायुक्तं

कलहं अब्भक्खाणं पेसुन्नं रइअरइ समाउत्तं ।

કલહ જુઠું આલા ચાડી રતિઅરતિ સહિત

परपरिवादः माया मृषा मिथ्यात्वशल्यं च

परपरिवायं माया मोसं मिच्छत्त सल्लं च ॥४॥

પરનિંદા કપટ જુઠું મિથ્યાત્વશલ્ય અને

અર્થઃ—કલહ ( કજીઓ , જુઠું આળ, ચાડી, પ્રીતિ-અપ્રીતિયુક્ત પરનિંદા, માયા ( કપટ ) યુક્ત મૃષા ભાષણ અને મિથ્યાત્વશલ્ય. ૪

व्युत्सृज इमानि मोक्षमार्ग संसर्ग विघ्न भूतानि

वोसिरिसु इमाइं मुक्खमग्ग संसग्ग विग्घ भूयाइं ।

ત્યજીદેવા એ મોક્ષમાર્ગના સંસર્ગમાં વિઘ્ન ભુત

दुर्गतिनिबंधनानि अष्टादश पापस्थानानि ॥

दुग्गइ निबंधणाइं अट्ठारस पावठाणाइं ॥५॥

દુર્ગતિના કારણ અઢાર પાપસ્થાનકો

અર્થઃ—આ અઢાર પાપસ્થાનકો મોક્ષ માર્ગની પ્રાપ્તિમાં વિઘ્નભૂત છે અને દુર્ગતિના કારણ છે, માટે તેમનો ત્યાગ કરવો.

( आ पछी सातलाख० कहेवा ते पछी )

एकोऽहं नास्ति मे कोऽपि नाऽहं अन्यस्य कस्यचित्

एगोऽहं नत्थि मे कोइ, नाहं मन्नस्स कस्सइ

હું એક છું. મારૂં કોઈ નથી. હું બીજાકોઇનો નથી.

एवं अदीनमनाः आत्मानं अनुशासति
**अेवं अदीणमणसो अप्पाण मणु सासइ ॥१॥**
એમ દીનતા રહીત મનથી પોતાને શિક્ષા આપે

**અર્થઃ**—હુ એકજ છું, મારૂં કોઇ નથી અને હુ પણ કોઇનો નથી. એમ દીનતારહિત મનવાળો થઇને પોતાના આત્માને શિક્ષા આપે. ૧

अेकः व्रजति जीवः एक अेव उत्पद्यते
**अेगो वच्चइ जीवो एगो चेव ऊववज्जई ।**
એકલો જાય છે જીવ એકલોજ ઉત્પન્ન થાય છે.

एकस्य भवति मरणं एकःसिध्यति निरजः
**एगस्स होइ मरणं एगोसिज्जइ नीरऊ ॥२॥**
એકલાનુંજ થાય છે મરણ એકલોજ સિદ્ધિ પામે છે રજરહિત.

**અર્થ**—આત્મા એકલોજ પરલોકમાં જાય છે, એકલોજ ઉત્પન્ન થાય છે, એકલાનુંજ મરણ થાય છે અને એકલોજ કર્મરહિત થઈ મોક્ષપદ પામે છે.

एकः मम शाश्वतः आत्मा ज्ञानदर्शन संयुक्तः
**एगो मे सासओ अप्पा नाणदंसण संजुओ ।**
એક મારો શાશ્વત આત્મા જ્ઞાનદર્શન યુક્ત છે.

शेषा मे बाह्याः भावाः सर्वेसंयोग लक्षणाः
**सेसामे बाहिरा भावा सव्वसंयोग लरकणा ॥३॥**
બાકીના મારે બાહ્યભાવો છે, સર્વે સંયોગ લક્ષણાવાળા છે.

અર્થઃ—જ્ઞાન-દર્શન યુક્ત એક મારો આત્માજ શાશ્વત [ નિત્ય ] છે, બાકીના મારાથી બાહ્યભાવો છે તે સર્વે સંયોગથી પ્રાપ્ત થયા છે. ૩

संयोग मूला जीवेन प्राप्तादुःख परंपरा

**संजोग मूला जीवेण पत्ताडुख परंपरा ।**

સંયોગ મૂળ જીવે પ્રાપ્તકરી દુઃખની પરંપરા

तस्मात् संयोग संबंधं सर्व त्रिविधेन व्युत्सृजे

**तम्हा संजोग संबंधं सव्वं तिविहेण वोसिरे ॥४॥**

તે માટે સંયોગ સંબંધ સર્વ ત્રિવિધે તજું છું.

અર્થઃ—સંયોગ જેનું મૂળ કારણ છે એવી દુઃખોની પરંપરા આ જીવે પ્રાપ્ત કરી છે માટે સર્વ સંયોગ સંબંધ ત્રિવિધે વોસિરાવું છું-તજું છું. ૪

पछी नवकार गणवा, संसार स्वरुप भाववुं, अर्थ विचारीए, निद्रा टाळवानी खप करवी.

## ॥ इति रात्रि सथारा विधि ॥

पाछली राते उठी इरियावहि पडिकमी राइ पडिकणणुं करवुं ते विधि पूर्वे जेम लखी छे ते जाणवी; पछी पडिलेहण करी प-ज्झाय करवी, पछी देव वांदवा इच्छामि० इच्छाका० इरियावहियं पडिक्कमामि एम कही इरियावहिं पडिक्कमी काउसग्ग करी प्रगट लोगस्स कही पछे इच्छामि० इच्छाका० चैत्यवंदन करुं एम कही देव वांदवा तेमां स्तवन ॥सफल एह अवतार माहरो ए स्तवन॥

कहेवुं. पछी इरियावहि कहेवी, लोगस्स कही इच्छामि० इच्छा० पोसह पारुं इच्छामि० इच्छाका० पोसह पारुं. एम कही नवकार गणी पोसह पारवानी गाथा कहेवी.

## ॥ अथ पोसह पारवानी गाथा ॥

सागरचंद्रः कामः चंद्रावतंसः सुदर्शनः धन्यः

**सागरचंदो कामो चंदवडिंसो सुदंसणो धन्नो ।**

સાગરચંદ્ર કામદેવ ચંદ્રાવતંસક સુદર્શન શેઠ ધન્ય છે.

येषां पौषधप्रतिमा अखंडिता जीवयंतेऽपि

**जेसिं पोसहपडिमा अखंडिया जीवियंतेवि ॥१॥**

જેમની પૌષધપ્રતિમાં અખંડિત રહી જીવીતના અંતે પણ

અર્થઃ—સાગરચંદ્ર, કામદેવ, ચંદ્રવતંસક અને સુદર્શન શેઠ (વિગેરે) ધન્ય છે, કે જેમની પૌષધપ્રતિમા જીવિતના અંતે પણ અખંડીત રહી. ૧

ये तप शोषितकाया ते सर्वे सन्ति संस्तुता जाताः

**जे तव सोसियकाया ते सव्वे हुंति संथुआ जाया**

જેમણે તપથી કાયા શુકાવી તે સર્વે છે. સ્તવવાયોગ્ય થયા.

आनंद कामदेवाः सुश्रावका दशाऽपिते धन्याः

**आणंद कामदेवा सुसावया दस वि ते धन्ना ॥२॥**

આનંદ કામદેવ સુશ્રાવકો દશ તે ધન્ય છે.

અર્થઃ—જેમણે તપથી કાયા શોષવી છે, તે સર્વે સ્તવવાયોગ્યછે, તથા આનંદ-કામદેવ વિગેરે દસ સુશ્રાવકો પણ ધન્યછે.

धन्याः श्लाघनीयाः सुलसा आनंद कामदेवाश्च

धन्ना सलाहणिज्जा सुलसा आणंद कामदेवाय ।

ધન્ય છે, પ્રશંસા કરવા યોગ્ય છે. સુલસા આનંદ કામદેવ અને

येषां प्रशंसति भगवान् दृढव्रतं तं महावीरः

जेसिं पसंसइ भयवं दढव्वयं तं महावीरो ॥३॥

જેમની પ્રશંસા કરી ભગવાને દૃઢવ્રતની તે મહાવીર સ્વામિએ.

અર્થ:—સુલસા—આનંદ અને કામદેવ શ્રાવક ધન્ય છે, તેઓ વખાણુવા યોગ્ય છે કે જેમના દૃઢ વ્રતની ભગવાન મહાવીરે પ્રશંસા કરી. ૩

पौषधेषु शुभेभावे अशुभानि क्षपयति नास्ति संदेह

पोसहेसु सुहेभावे असुहाइ खवेइ नत्थिसंदेहो ।

પોસહમાં શુભભાવે પાપકર્મો ખપાવે નથી સંદેહ.

छिनत्ति तिर्यग् नरकगतिं पौषधविधौ अप्रमत्तश्च

छिंदइ तिरिनिरय गइ पोसहविहि अपमत्तोय ॥४॥

છેદેછે તિર્યંચગતિ નરકગતિ પૌષધ વિધિમાં પ્રમાદ રહિત અને

અર્થ:—પૌષધમાં શુભભાવે વર્તતા અશુભ કર્મો ખપાવે એમાં સંદેહ નથી; વળી તિર્યંચ અને નરકગતિ પણ પ્રમાદ રહિત પૌષધ કરવાથી છેદે છે. ૪

पौषध सामायिकयोः संस्थितस्य जीवस्य याति यः कालः

पोसह सामाइय संठियस्स जीवस्स जाइजो कालो ।

પૌષધ-સામાયિકમાં રહેલાનો જીવનો જાય છે જે કાળ.

ससफलः बोधव्यः शेषः संसार फलहेतुः

**सोसफलो बोधव्वो, सेसो संसार फलहेउ ॥५॥**

તે સફળ જાણવો બાકીનો સંસાર ફળનો હેતુ છે.

અર્થઃ—પૌષધ અને સામાયિકમાં રહેલા જીવનો જે કાળ જાય છે, તે સફળ છે, બાકીનો કાળ સંસાર ફળ હેતુ જાણવો. ૫

पछी इच्छामि० इच्छाकारेण० सामायक पारु ? इच्छामि० इच्छाकारेण० सामायक पुरुं. पछी एक नवकार गणी सामाइय वयजुत्तो कहेवो. पछी त्रण नवकार गणवा.

## ॥ इति श्री पोसह विधि समाप्त ॥

## ॥ अथ साधुने चौद प्रकारना दाननी निमंत्रणा ॥

पच्चख्खाण कर्या पछी बे ढींचण अने मस्तक भूमिये लगाडी डाबा हाथे मुखे उतरासण देइ जमणो हाथ गुरुने पगें लगाडी आवी रीते कहे.

इच्छाकारि भगवन् पसाय करी, फासुअं एसणिज्जेणं, असणं पाणं खाइमेणं साइमेणं वत्थ, पडिग्गह, कंबल पाय पुच्छणणं, पडिहारिअ, पीढ. फलग, सिज्जा संथारएणं ओसह भेसज्जेणं भयवं अणुग्गहो कायव्वो. इति निमंत्रणा ॥

## ॥ चरणसितरीनो गाथा ॥

व्रत श्रमण धर्म संयम वैयावृत्यं च ब्रह्मगुप्तयः

**वय समण धम्मे संजम वेयावच्चं च बंभगुत्तिओ ।**

વ્રત શ્રમણધર્મ સંયમ વૈયાવૃત્ય અને બ્રહ્મચર્યનીગુપ્તિએ.

ज्ञानादि त्रयः तप क्रोध निग्रहादि च चरणमेतत्

**नाणाई तियं तव कोह निग्गहाइय चरणमेयं ॥१॥**

જ્ઞાનાદિ ત્રણ તપ ક્રોધ નિગ્રહ વિગેરે ચારિત્ર છે આ.

અર્થઃ—વ્રત ( ૫ ) શ્રમણ ધર્મ ( ૧૦ ) સંયમ ( ૧૭ ) વૈયાવૃત્ય ( ૧૦ ) અને બ્રહ્મચર્યની ગુપ્તિ ( ૯ ) જ્ઞાનાદિ ત્રણ, તપ, ક્રોધાદિનો નિગ્રહ એ ચારિત્ર છે. ૧ ( ચરણસિત્તરિના સિત્તેર બોલ થયા. )

पिंडविशुद्धि समिति भावना प्रतिमा च इंद्रिय निरोधः

**पिंडविसोहि समिइ भावण पडिमाय इंदिय निरोहो ।**

પિંડવિશુદ્ધિ સમિતિ ભાવના પ્રતિમા અને ઇન્દ્રિયનો રોધ.

प्रतिलेखना गुप्तयः अभिग्रः चैव करणंतु

**पडिलेहण गुत्तिओ अभिग्गह चेव करणंतु ॥२॥**

પડિલેહણ ગુપ્તિએ અભિગ્રહ નિશ્ચે કરણસિત્તરી છે.

અર્થઃ—પિંડ વિશુદ્ધિ [ ૪ ] સમિતિ [ ૫ ] ભાવના [ ૧૨ ] પ્રતિમા [ ૧૨ ] ઇન્દ્રિયનો નિરોધ [ ૫ ] પડિલેહણા [ ૨૫ ] ગુપ્તિ [ ૩ ] અભિગ્રહ [ ૪ ] એ સીત્તેર બોલ કરણસિત્તરીના થયા.



# अथ पच्चक्खाणानि.*

## नमुक्कारसहियनुं.

उद्गते सूर्ये नमस्कारसहितं प्रत्याख्यामि
उग्गए सूरे, नमुक्कारसहिअं पच्चक्खामि[२] ।
ઉગે છતે સૂર્યે નમસ્કાર સહિત પચ્ચખ્ખાણ કરૂં છું.
चतुर्विधमपि आहारं अशनं पानं खाद्यं स्वाद्यं
चउव्विहंपि[३] आहारं, [४]असणं, [५]पाणं, [६]खाइमं, [७]साइमं ।
ચારે પ્રકારના આહારને અશન પાણી ખાદિમ સ્વાદિમ

---

*प्रत्याख्यान (पच्चक्खाण) શબ્દનો અર્થ ત્યાગ કરવું અને પાળવું એમ બે પ્રકારે થાય છે તે આ પ્રમાણે—અવિરતિપણાના સ્વરૂપ પ્રત્યે प्रति પ્રતિકૂળપણે आ આગાર મર્યાદાકરણ સ્વરૂપે કરીને आख्यान કહેવું છે જેને વિષે તે પ્રત્યાખ્યાન અથવા प्रति આમર્યાદા સ્વ-સ્વરૂપ પ્રત્યે आ અભિવ્યાપીને અનાશંસારૂપ ગુણનું કરણ તેનું आख्यान કહેવું-કથન છે જેને વિષે તે પ્રત્યાખ્યાન. અથવા પરલોક प्रति પ્રત્યે आ ક્રિયા યોગાર્થે શુભાશુભ ફળનું કથન છે જેને વિષે તે પ્રત્યાખ્યાન. આ પચ્ચખ્ખાણ મૂળ ગુણરૂપ અને ઉત્તર ગુણરૂપ એવા બે ભેદે છે. મૂળગુણ પચ્ચખ્ખાણના બે ભેદ છે—દેશથી અને સર્વથી, તેમાં સર્વથી મૂળગુણ પચ્ચખ્ખાણ પંચ મહાવ્રત રૂપ તે સાધુને હોય અને દેશથી મૂળગુણ પચ્ચખ્ખાણ પંચ અણુવ્રત રૂપ તે શ્રાવકને હોય. સર્વથી ઉત્તરગુણ પચ્ચખ્ખાણ પિંડવિશુદ્ધિ, પાંચ સમિતિ, બાર ભાવના, બાર પ્રકારનો તપ, બાર પ્રતિમા અને અભિગ્રહ વગેરે અનેક પ્રકારે છે. તે સાધુને હોય અને દેશથી ઉત્તરગુણ પચ્ચખ્ખાણ અનાગતાદિ દશ પ્રકારનું યથાયોગ્ય રીતે હોય તે દશ ભેદ આ પ્રમાણે છે—૧ અનાગત પચ્ચખ્ખાણ (પર્યુષણાદિ પર્વમાં ગુરૂ, ગ્લાન વગેરેનું વૈયાવચ્ચ કરવાના કારણે અગાઉથી અટ્ઠમાદિ તપ કરે

अन्यत्रानाभोगात् सहसाकारात्
अन्नत्थणाभोगेणं, सहसागारेणं, वोसरे इति ॥
શિવાય અણજાણતાં સહસાત્કારે

महत्तराकारात्
महत्तरागारेणं.
મ્હોટા લાભના અર્થે

તે ), ૨ અતિક્રાન્ત ( પર્યુષણાદિપર્વમાં વૈયાવચ્ચાદિ કારણે તપ ન થયો હોય તો પછીથી કરે તે ), ૩ કોટિ સહિત (ચૌવિહાર ઉપવાસાદિ પચ્ચખ્ખાણ કર્યું હોય તે પુરૂં થતાં તેવુંજ બીજું પચ્ચખ્ખાણ ફરીથી કરે તે), ૪ નિયંત્રિત ( પુષ્ટ નિરોગી કે ગ્લાનપણે ગમે તેમ હોય તો પણ અમુક દિવસે અમુક તપ કરીશ એવો અગાઉથી નિયમ લઈ ધારેલ દિવસે કરે તે; આ પચ્ચખ્ખાણ પહેલા સંઘયણવાળા દશપૂર્વી ચૌદપૂર્વી અને જિનકલ્પીને હતું હાલ વિચ્છેદ થયું છે ), ૫ અનાગાર ( આગાર રાખ્યા વિના પચ્ચખ્ખાણ કરે તે ), ૬ સાગાર ( આગાર સહિત ), ૭ નિરવશેષ ( ચાર પ્રકારના આહાર અને અણાહાર વસ્તુનું પચ્ચખ્ખાણ કરે તે), ૮ પરિમાણકૃત ( દત્તિ, કવળ કે ઘરની સંખ્યા ધારે તે ), ૯ સાંકેતિક ( સંકેત એટલે અંગુઠાદિ ચિન્હ વડે કરી પચ્ચખ્ખાણ ધારે તે ) અને ૧૦ અદ્ધાપચ્ચખ્ખાણ (કાળના પરિમાણવાળું પચ્ચખ્ખાણ તે અદ્ધાપચ્ચખ્ખાણ, ને નમુક્કારશી આદિ દશ ભેદે છે, જે આ પુસ્તકમાં સવિસ્તર આવશે. ) આ પચ્ચખાણના ૧૪૭ ભાંગા છે તે ૪૯ ભાંગા અગાઉ કહી ગયા છીએ તે પ્રકારના ૪૯ ભંગાને અતિત, અનાગત અને વર્તમાનકાળના ભેદે ત્રણ ગુણા કરવાથી થાય છે. પૂર્વોક્ત સાંકેતિક નામનું નવમું પચ્ચખ્ખાણ આઠ ભેદે છે, તે આ પ્રમાણે—૧ અંગુટ્ઠસહિઅ ( મુઠીમાં અંગુઠો રાખું ત્યાં સુધી), ૨ મુટ્ઠિસહિઅ (મુઠી વાળી રાખું ત્યાં સુધી), ૩ ગંઠસહિઅ ( ગાંઠ બાંધી રાખું ત્યાં સુધી ), ૪ ઘરસહિઅ (ઘરે જાઉં ત્યાં સુધી ), ૫ પ્રસ્વેદસહિઅં

**सर्वसमाधिप्रत्ययाकारात्          व्युत्सृजामि**
**सव्वसमाहिवत्तियागारेणं,      वोसिरामि[१२] ॥इति॥**
**સર્વ સમાધિનિમિત્ત ઔષધાદિ કારણે ત્યાગ કરૂંછું.**

---

( શરીરે પરસેવાના બિંદુ નિકળે ત્યાં સુધી ), ૬ ઉસ્સાસહિઅ ( શ્વાસોશ્વાસ લઉં અથવા જીવું ત્યાં સુધી ), ૭ થિબુક સહિઅ ( વાસણે ચોંટેલા પાણીના બિંદુ સૂકાય ત્યાં સુધી ) અને ૮ જોઈખ્ખસહિઅ ( દીવા પ્રમુખની જ્યોતિ રહે ત્યાં સુધી ); આ પચ્ચખ્ખાણ પોરિસી આદિના પચ્ચખ્ખાણથી અલગ કરાય છે. પચ્ચખ્ખાણ પુરૂં થયું હોય અને ભોજન સામગ્રી તૈયાર ન હોય અથવા કાર્ય પ્રસંગે જમવાને ઢીલ હોય ત્યારે આવા પચ્ચખ્ખાણ માંહેનું કોઇ કરી શકાય છે અને પોરસી આદિ પચ્ચખ્ખાણ ન હોય તો પણ થાય છે. સાધુને મંડળીએ ગુરૂ વગેરે ન આવ્યા હોય અથવા સાગારિકાદિનું કારણ હોય ત્યારે અભિગ્રહરૂપ સંકેત પચ્ચખ્ખાણ થાય છે.

૧ રાઇપ્રતિક્રમણ કરતાં તપચિંતવણીના કાઉસ્સગ વખતે અમુક પચ્ચખ્ખાણ કરીશ એમ ધારી લેવું અને પછી ગુરૂ મુખે અગર સ્થાપનાચાર્ય સન્મુખ પચ્ચખ્ખાણ કરી લેવું. અને દેરાસરમાં દેવ સન્મુખ પણ પચ્ચખ્ખાણ લેવું. જો પ્રભાતનું પ્રતિક્રમણ ગુરૂ સાથે ઉપાશ્રયે ન કર્યું હોય તો ગુરૂ મહારાજને વાંદીને પચ્ચખ્ખાણ લેવું. આ પચ્ચખ્ખાણ લેવા આશ્રયી ચૌભંગી આ પ્રમાણે જાણવી—૧ પચ્ચખ્ખાણના જાણ અને શ્રાવક પણ જાણ, ૨ ગુરૂ જાણ શ્રાવક અજાણ, ૩ ગુરૂ અજાણ અને શ્રાવક [illegible] ( એ ત્રણ ભંગ શુદ્ધ જાણવા ) તથા ૪ ગુરૂ અને શ્રાવક બંને અજાણ ( આ ભાંગે પચ્ચખ્ખાણ [illegible] સૂર્યોદય થયા પછી બે ઘડી સુધીનો [illegible] અને બે ઘડી દિવસ થયે નવકાર ગણીને પારવું, અન્યથા પ[illegible]ખ્ખાણ ભંગ થાય. આ નવકારસી કર્યા પછી પોરેસી આદિ પચ્ચખ્ખાણ થાય પણ તે વિના થાય નહિ અને જો કરે તો તે પોરિસી આદિક કાળસંકેતરૂપ જાણવું. નવકારસીનો

**અર્થ—સૂર્યોદય થયે છતે (બે ઘડી થયા પછી) નમસ્કાર સહિત ( નવકાર ગણીને પારૂં ત્યાં સુધી ) મુઠી સહિત (નવકાર ગણીને પછી મુઠી ઉઘાડું ત્યાં સુધી ) અશન, પાણી, ખાદિમ**

---

બે ઘડીનો કાળ છે તે રાત્રિભોજનનો દોષ નિવારવા તીરણરૂપ જાળવો. નમુક્કારસહિ ના પચ્ચખ્ખાણમાં મહત્તરાગારેણં અને સવ્વસમાહિવત્તિયાગારેણં એ બે આગાર લેવા નહિ. એકલી નવકારસીનું પચ્ચખ્ખાણ લેવાથી બે ઘડી પછી પચ્ચખ્ખાણ પારતાં વાર લાગે તેટલો કાળ ફોગટ અવિરતિપણે જાય માટે સાથે મુટ્ઠિસહિય પચ્ચખ્ખાણ પણ લેવામાં આવે છે. અને તેથી તે પચ્ચખ્ખાણમાં આગાર ચાર કહેવામાં આવે છે.

૨ ગુરૂ આદિ પચ્ચખ્ખાણ આપતા હોય ત્યારે તેઓ અહીં **પચ્ચક્ખાઇ** પદ કહે અને લેનારે તે વખતે **પચ્ચક્ખામિ** કહેવું.

૩ ભૂખ શમાવવાને સમર્થ એવું કોઈ એક દ્રવ્ય હોય તે આહાર અથવા લવણાદિકની પેઠે મિશ્રણ થવાથી સુસ્વાદ આપે જેથી કાદવ જેવી અસાર વસ્તુને પણ ક્ષુધાતુર છતો ખાઈ જાય તે આહાર જાણવો.

૪ શીઘ્ર ભૂખને શમાવે તે **અશન**—મગ, ભાત, સાથુઓ, રોટલી, રોટલા, પુડલા પ્રમુખ, દુધ, દહીં, માખણ, ઘી પ્રમુખ, ખાજાં દહીંથરા પ્રમુખ પકવાન, સુરણ પ્રમુખ કંદ, ફળ, ફુલ શાક વગેરે જાણવા.

૫ પીવાયોગ્ય પદાર્થો તે **પાન** કુવા પ્રમુખના પાણી, છાશની આશ, કેરડા જવ કાકડી પ્રમુખના ધોયણ અને મદિરા પ્રમુખ જાણવા.

૬ જે ખાવાથી થોડી તૃપ્તિ થાય તે **ખાદિમ** શેકેલાં ધાન્ય, ફળ, મેવા પ્રમુખ જાણવા.

૭ સ્વાદ—લ[illegible] જવાય તે અથવા જેના સ્વાદમાં પ્રથમ ખાધેલા આહારાદિનો સ્વાદ લય પામે તે **સ્વાદિમ**—શુંઠ, જીરૂ, અજમો, પીપર, મરી, એલચી, લવીંગ પ્રમુખ તથા ચૂરણ કે ગોળીમાં નાંખેલ મધ ગોળ પ્રમુખ અને તંબોળાદિક જાણવા.

અને સ્વાદિમ એ ચારે પ્રકારના આહારનું પચ્ચખ્ખાણ કરૂં છું; તે અણુજાણુતા, સહસાત્કારે, મ્હોટા લાભના અર્થે અને સર્વ સમાધિનિમિત્તક ઔષધાદિ કારણ શિવાય ત્યાગ કરૂંછું. ૧

---

૮ આ આગારમાં કહેલ અન્નત્થ એ પદ બીજા દરેક આગારમાં લાગુ પડે છે. એટલે જે આગારો ( છૂટ ) કહ્યા તે શિવાયનું મારે પચ્ચખ્ખાણ છે. અનાભોગ એટલે વિસ્મરણ અર્થાત્ કાર્ય વ્યગ્રતાદિક કારણે અજાણ્યે લીધેલ પચ્ચખ્ખાણ ભૂલી જવાય અથવા પચ્ચખ્ખાણનો વખત પુરો થયા વિના અથવા થયો હોય છતાં પાર્યા વિના ખાવા યોગ્ય પદાર્થ ભૂલથી મોઢામાં નાંખીએ તો પચ્ચખ્ખાણનો ભંગ થાય નહિ એ માટે આ આગાર રાખવામાં આવેલ છે. પરંતુ કંઈ વસ્તુ મોઢામાં નાંખતા કે નાંખ્યા પછી યાદ આવે તો તરત તે વસ્તુ બાહેર કાઢી નાંખવી. જાણ્યા છતાં ખાય તો પચ્ચખ્ખાણનો ભંગ થાય. અને અજાણતાં મુખમાં નાંખેલ ખવાઈ ગયા પછી યાદ આવે તો પણ પચ્ચખ્ખાણ ભંગ થાય નહિ પરંતુ ફરીથી ભૂલ ન થાય તેટલા માટે યથાયોગ્ય પ્રાયશ્ચિત લેવું. આ પ્રમાણે સર્વ આગારોમાં સમજી લેવું.

૯ સહસાત્કારે સ્વયં ( સ્વભાવેજ ) મુખમાં આવી પડે એટલે પચ્ચખ્ખાણનો ઉપયોગ હોય છતાં વરસાદના છાંટા કે દહિ મથતાં દહિના છાંટા વગેરે અચાનક મોઢામાં પડે તો પચ્ચખ્ખાણ ભંગ થાય નહિ.

૧૦ મોટી નિર્જરાના હેતુભૂત સંઘાદિ કાર્યને માટે વડિલની આજ્ઞાથી પચ્ચખ્ખાણનો કાળ થયા પહેલાં પારે તો ભંગ થાય નહિ.

૧૧ તીવ્રશૂળાદિ રોગથી વિહ્વલ થયેલને શરીરની સ્વસ્થતા સાચવવા માટે ઔષધ પથ્યાદિ કારણે પચ્ચખ્ખાણનો કાળ પૂર્ણ થયા પહેલાં જમે તો પચ્ચખ્ખાણ ભંગ થાય નહિ. આવે પ્રસંગે ચિત્તની સ્થિરતાએ પરિણામ ટકે ત્યાં સુધીનો નિયમ સાચવવો પણ પરિણામ ટકતા ન હોય તો પછી અન્યથા પ્રવૃત્તિ કરતાં દોષ નથી.

## ॥ *पोरिसि साढपोरिसिनुं ॥

**॥ उग्गए सूरे, नमुक्कारसहिअं, पोरिसिं, साढपोरिसिं, पच्चक्खाइ चउव्विहंपि आहारं, असणं, पाणं, खाइमं,**

---

१२ ગુર્વાદિ પચ્ચખ્ખાણ આપતા હોય ત્યારે અહીં **वोसिरइ** પદ કહે અને પચ્ચખ્ખાણ લેનાર હોય તે **वोसिरामि** કહે છે.

* પુરૂષ પ્રમાણ છાયા જે વખતે હોય તે પોરિસિ ( **पौरुषि** ) અથવા તે છાયાનુ માપ આ પ્રમાણે જાણવું. પુરૂષે જમણા કાને સૂર્યનું બિંબ રાખીને દક્ષિણાયન (કર્કસંક્રાંતિ)ના પહેલે દિવસે ઢીચણની છાયા જેવી, તે બે પગલાં ( બાર આંગળનું એક પગલું ) છાયા હોય ત્યારે પોરિસિ જાણવી. તે પછી માસે માસે ચાર ચાર આંગળ છાયામાં વધારવું એટલે પોસ માસે મકરસંક્રાંતિ ( ઉત્તરાયન )ના દિવસે ચાર પગલા છાયા હોય ત્યારે પોરિસિ થાય. અને ત્યાંથી ચાર ચાર આંગળની હાની કરતાં અષાઢ માસે બે પગલાની છાયા હોય.

૧ પોરિસિના પચ્ચખ્ખાણમાં આ પદ બોલવું નહિ. આ ( **सार्द्ध पौरुषी** ) સાઢ પોરિસિનો કાળ દોઢ પહોરનો સમજવો.

૩ **प्रच्छन्नकालेण** કાળની પ્રચ્છન્નતા તે મેઘ, રજ, ગ્રહાદિ, હિમદાહ અને પર્વત પ્રમુખે કરી સૂર્ય ઢંકાઈ જવાથી વખતની બરાબર ખબર નહિ પડવાથી અધુરી પોરિસીએ પૂરી થઈ માનીને જમે તો પચ્ચખ્ખાણનો ભંગ થાય નહિ પણ પાછળથી ખબર પડે તો મોઢામાં હોય તે રાખમાં પરઠવવું; અને હાથમાં હોય તે વાસણમાં પાછું મૂકવું, પછી વખત થયે જમવું; દરેક આગારમાં આ વાત સમજી લેવી.

૪ **दिसामोहेण** દિશાનો વિપર્યાસ થયો હોય એટલે પૂર્વને પશ્ચિમ દિશા છે એમ ભૂલથી માની લે અને તેથી પચ્ચખ્ખાણના વખતની સમજ નહિ પડવાથી અધુરા વખતે પુરો થયો જાણીને જમે તો ભંગ થાય નહિ.

साइमं ॥ अन्नत्थणाभोगेणं, सहसागारणं, पच्छन्नका-
लेणं, दिसा मोहेणं, साहुवयणेणं, महत्तरागारेणं, सव्व-
समाहिवत्तियागारेणं, वोसिरइ ॥

અર્થ—સૂર્યોદય થયે છતે એક પહોર અથવા દોઢ પહોર સુધી અશન, પાણી ખાદિમ અને સ્વાદિમ એ ચારે પ્રકારના આહારનું હું પચ્ચખ્ખાણુ કરૂં છું, તે અન્નત્થ૦ સહસા૦ પચ્છન્નકાલ૦ દિસા૦ સહુ૦ મહત્તરા૦ સવ્વ સમાહિ૦ એ આગારે એ છુટ રાખીને ત્યાગ કરૂં છું. ૨

## पुरिमढ्ढ अवढ्ढनुं पच्चख्खाण.

सूरे उग्गए पुरिमढ्ढं पच्चरकाइ, चउविहंपि आ-
हारं, असणं, पाणं, खाइमं, साइमं, अन्नत्थणाभोगेणं,
सहसागारेणं, पच्छन्नकालेणं, दिसा मोहेणं, साहुवय-
णेणं, महत्तरागारेणं, सव्वसमाहिवत्तियागारेणं वोसिरइ॥

અર્થ—સૂર્યોદય થયા પછી બે પહોર સુધી અસન, પાણી, ખાદિમ અને સ્વાદિમ એ ચારે પ્રકારના આહારનું હું પચ્ચખ્ખાણુ

---

૫ साधुवचनेन એટલે उग्घाडापोरिसि ( उद्‌घाटपौरुषी ) એ પ્રકારનું સાધુનું વચન સાંભળીને અધુરા વખતે જમે તો પચ્ચખ્ખાણ ભંગ થાય નહિ; પણ પાછળથી એમ માલૂમ પડે કે સાધુ તો ૭ ઘડી દિવસ ચડે ત્યારે પોરિસિ ભણે છે તો પૂર્વની રીતે બેસી રહે.

કરૂં છું. તે અન્નત્થા૦, સહસા૦, પચ્છન્ન૦, દિસા૦, સાહુ૦, મહુત્તરા૦, સવ્વસમાહિ૦ એ આગારોવડે છૂટ રાખીને ત્યાગ કરૂં છું.

— ❧(૧૦)❧ —

## ॥ *एकासणा बियासणानुं ॥

॥ उग्गए सूरे, नमुक्कारसहिअं पोरिसिं पच्चक्खाइ, चउव्विहंपि आहारं, असणं, पाणं, खाइमं, साइमं ॥ अन्नत्थणाभोगेणं, सहसागारेणं; पच्छन्नकालेणं, दिसामोहेणं, साहुवयणेणं, महत्तरागारेणं, सव्वसमाहिवत्तियागारेणं, [2]विगइओ पच्चक्खाइ अन्नत्थणाभोगेणं, सहसागारेणं

---

૧ પૂર્વાર્દ્ધ દિવસનો પૂર્વાર્દ્ધ એટલે પ્રથમનો અર્ધો દિવસ બે પહોરનું માન આ પચ્ચખ્ખાણનું છે.

૨ અવઢનું પચ્ચખ્ખાણ કરવું હોય ત્યારે આ પદને ઠેકાણે "अवड्ढं" એ પદ બોલવું. अवड्ढ ( अपार्ध ) નો કાળ ત્રણ પહોરનો સમજવો.

* અહીંથી દરેક પચ્ચખ્ખાણમાં ઘણા ખરા આગારો એના એ વખતો વખત આવવાથી શબ્દાર્થ કે ભાવાર્થ લખેલ નથી. અને જે જે આગારોના અર્થ આવ્યા નથી તે દરેક ફુટનોટમાં લખ્યા છે. એક વખત ભોજન કરવાનું છે જેને વિષે અથવા એક નિશ્ચળ છે આસન જેમાં તે (एकाशनं) એકાસણું જાણવું.

૧ બે વખત ભોજન કરવું તેને બિયાસણુ ( द्व्याशनं ) જાણવું.

## [3]लेवालेवेणं, [4]गिहत्थसंसट्ठेणं, [5]उक्खित्तविवेगेणं, [6]पडुच्चमक्खिएणं, [7]पारिट्ठावणियागारेणं, महत्तरागारेणं,

२ **विकृतीः** વિગઇ ૭ છે તે આ પ્રમાણે–૧ દુધ, ૨ દહી, ૩ ઘી, ૪ તેલ, ૫ ગોળ અને ૬ કડાવિગય (તાવડામાં તળાઇને ઉપર આવે તેવા પકવાન). આ પચ્ચખ્ખાણવડે ૭ માંહેના કોઈ પણ એક અગર વધારે વિગયનો ત્યાગ કરવાનો છે અને માંસ, મદિરા, માખણ અને મધ એ ચાર મહાવિગઇનો તો શ્રાવકને ત્યાગજ હોય છે.

૩ **लेपालेपेन** ઘૃત પ્રમુખ જે વિગઇનો સાધુને નિયમ હોય તે ઘૃતાદિ વિગયથી ગૃહસ્થનો હાથ ખરડાયાથી લુંછી નાંખ્યો હોય તેવા હાથથી અથવા ખરડાયેલા ચાટુવાને લુંછી નાંખીને તે વડે વહોરાવે તો પચ્ચખ્ખાણ ભંગ થાય નહિ. ( સાધુને માટે આ આગાર છે )

૪ **गृहस्थसंसृष्टेन** શાક પ્રમુખ દ્રવ્યને ગૃહસ્થે પોતાને માટે વિગયથી જરા વઘારી સંસ્કારિત કર્યા હોય અથવા રોટલી રોટલા માંડાદિને ગોળ ઘી પ્રમુખ વિગયવડે જરા ચોપડયા કર્યા હોય તેમ છતાં નિવિ કે વિગયના પચ્ચખ્ખાણમાં લેવામાં આવે તો પણ મુનિને પચ્ચખ્ખાણનો ભંગ થાય નહિ.

૫ **उत्क्षिप्तविवेकेन** રોટલી રોટલા કે માંડાદિ ઉપર ગોળ પ્રમુખ પિંડ ( કડણ ) વિગઈ મૂકેલ હોય પછી તે લઇ લેવામાં આવે છતાં તેનો કંઈક અંશ ચોંટી રહેલ હોય તેવા રોટલા વગેરે લેવામાં આવે તો મુનિને પચ્ચખ્ખાણનો ભંગ થાય નહિ. ગૃહસ્થને આ આગાર હોય નહિ.

૬ **प्रतीत्यम्रक्षितेन** રોટલી રોટલા પ્રમુખને કુંણા રાખવા માટે કરતી વખતે તેલ કે ઘીની આંગળીથી ચોપડીને કરે (રાખે) તો તેમાં લગારેક વિગઇનો ભાગ આવ્યા છતાં પચ્ચખ્ખાણ ભંગ થાય નહિ.

**पारिष्ठापनिकाकारेण** જે આહાર ગૃહસ્થના ઘરથી વિધિ પૂર્વક (એષણીય) લીધો હોય અને ઉચિત રીતે મુનિઓને વહેંચી આપ્યો હોય ત્યારે

**सव्वसमाहिवत्तियागारेणं॥ एगासणं बियासणं पच्चक्खाइ, तिविहंपि आहारं, *असणं खाइमं, साइमं, अन्नत्थणाभोगेणं, सहसागारेणं, सागारियागारेणं, आ-**

---

વિવેકથી વાપરવામાં આવ્યો હોય છતાં વધી પડે અને પરઠવવોજ પડે એમ જણાય તો પરઠવવાથી થતો દોષ બચાવવાની ખાતર ગુરૂ મહારાજની આજ્ઞાવડે વધી પડેલ આહારાદિ વાપરતાં પચ્ચખ્ખાણનો ભંગ થાય નહિ. અહીં ચોવિહાર ઉપવાસમાં પ્રાસુક પાણી, તિવિહાર ઉપવાસમાં અન્ન અને પાણી અને આયંબિલના પચ્ચખ્ખાણમાં વિગઇ, અન્ન અને પાણી વાપરી શકાય. આ આગાર યતિને માટે છે પણ પાઠ સંલગ્ન હોવાથી શ્રાવકમાં પણ બોલાય છે.

૮ એકાસણાનું પચ્ચખ્ખાણ લેવું હોય ત્યારે આ પદને ઠેકાણે **"एकासणं"** પાઠ કહેવો.

૯ અહીં **दुविहंपि आहारं** નો પાઠ બોલે તો જમ્યા પછી પાણી અને સ્વાદિમ વાપરી શકાય અને તિવિહારનું પચ્ચખ્ખાણ કરે તો જમ્યા પછી પાણી વાપરી શકાય અને ચઉવિહારનું પચ્ચખ્ખાણ કરે તો **चउव्विहंपि आहारं** પાઠ બોલે અને જમ્યા પછી ચારે આહારનો ત્યાગ કરે. જમ્યા પછી પણ જે પચ્ચખ્ખાણે એકાસણું વગેરે કરેલ હોય તે પ્રમાણે દિવસ ચરિમ ચૌવિહાર તિવિહાર દુવિહાર યથાસંભવ લેવું.

* ચઉવિહારે **असणं पाणं खाइमं साइमं** અને દુવિહારે **असणं खाइमं** એ પ્રમાણે પાઠ બોલવા.

૧૦ **सागारिकागारेण** સાગારી એટલે ગૃહસ્થ બંદિવાન પ્રમુખ તેના કારણે આ આગાર છે. એટલે મુનિને ગૃહસ્થ દેખતાં આહાર પાણી કરવાની મનાઈ છે તેથી કોઈ ગૃહસ્થ આહાર કરતી વખત આવ્યો હોય ને થોડી વારમાં જવાનો હોય તો તેટલી વાર આહાર કરવાની ઢીલ કરે અને તે ત્યાં સ્થિર રહે તો અન્યત્ર જઇ આહાર કરે તો પચ્ચખ્ખાણ ભંગ

**उंटणपसारेणं, [12] गुरुअब्भुट्ठाणेणं, पारिट्ठावणियागारेणं, महत्तरागारेणं, सव्वसमाहिवत्तियागारेणं ॥ [13] पाणस्स लेवेण [14] वा, अलेवेण [15] वा, अच्छेण [16] वा, बहुलेवेण [17] वा,**

---

થાય નહિ. અને ગૃહસ્થને જમતી વખત જેની દૃષ્ટિ પડતાં અન્ન પચે નહિ તેવો ખંદિત્રાનાદિ આવ્યો હોય અથવા સર્પ, અગ્નિ પ્રમુખનો ઉપદ્રવ જણાય તો અન્યત્ર જઇ ભોજન કરતાં ભંગ થાય નહિ.

૧૧ **आकुञ्चनप्रसारणेन** જમવા બેઠા પછી ખાલી ચડી જવાના કે એવા કોઈ બીજા કારણે હાથ પગાદિ અંગોપાંગ સંકોચવા કે પ્રસારવા પડે તેથી આસન જરા ચલાયમાન થાય તો પચ્ચખ્ખાણ ભંગ થાય નહિ.

૧૨ **गुर्वभ्युत्थानेन** એકાસણાદિ કરતાં પોતાના ગુરૂ મહારાજ કે પ્રાહુણા મુનિ આવ્યા હોય તો તેનો વિનય સત્કાર સાચવવા ઉભા થવું પડે તો તેથી પચ્ચખ્ખાણ ભંગ થાય નહિ.

૧૩ **पानकस्य** પાણીના, તિવિહાર કે ચઉવ્વિહારે એકાસણુ કરનારને આ પાણી સંબંધીના છ આગાર અવશ્ય કહેવા અને દુવ્વિહારમાં અચિત્તભોજી અને અચિત્ત જળ વાપરનારને પણ આ આગાર કહેવા.

૧૪ **लेपाद्वा** અહીં ત્રીજી વિભક્તિ પંચમીના અર્થમાં હોવાથી પંચમી લખી છે. લેપકૃત પાણી તે ઓસામણ, આમલી અને દ્રાક્ષના પાણી સમજવા. આ છએ આગારમાં **वा** શબ્દ મૂકયો છે તેથી એકથી બીજા ભેદનું અધિકપણું બતાવેલ છે એટલે કે લેપકૃત કરતાં અલેપકૃત સારૂં તે કરતાં ત્રણ ઉભરાએ ઉકાળેલ સારૂં એમ યથાયોગ્ય જાણવું. એ છમાંથી ગમે તે પ્રકારનું જળ એકાસણાદિ પચ્ચખ્ખાણવાળાને વાપરી શકાય તે માટે આ આગારો છે.

૧૫ **अलेपकृताद्वा** અલેપકૃત પાણી તે લેપ વગરનું કાંજી પ્રમુખનું ધોયણ કે છાશની આછ વગેરે સમજવું.

ससित्थेणं[18] वा, असित्थेणं[19] वा, वोसिरइ ॥
॥ इति एकासणा बियासणानुं पच्चक्खाण ॥

---

## ॥ *आयंबिलनुं पच्चक्खाण. ॥

उग्गए सूरे, नमुक्कारसहिअं, पोरिसिं, साढपोरसिं, पच्चक्खाइ ॥ चउव्विहंपि आहारं, असणं, पाणं, खाइमं, साइमं, अन्नत्थणाभोगेणं, सहसागारेणं, पच्छन्नकालेणं, दिसामोहेणं, साहुवयणेणं,

---

१६ अच्छाड्वा અચ્છ એટલે નિર્મળ જળ તે ત્રણ ઉકાળાથી ઉકાળેલું ઉષ્ણુ જળ અથવા ફળાદિનું ધોયણુ જાણવું.

१७ बहुलेपाड्वा બહુલેપ એટલે ચોખા પ્રમુખનું ધોયણ.

१८ ससिक्थाड्वा આટાથી ખરડાયેલ હાથ અથવા વાસણનું ધોયણુ જેમાં આટાના રજકણ પણ આવી જાય છે.

१९ असिक्थाड्वा આટાથી ખરડાયેલ હાથ અથવા વાસણનું ધોયણુ જેમાં આટાના રજકણો આવે નહિ એવું ગાળેલુ ધોયણનું પાણી.

२० એકલઠાણા ( एकस्थानं ) નું પચ્ચખ્ખાણુ કરવું હોય ત્યારે आउंटणपसारेणं એ આગાર વર્જીને બીજા બધા આગાર એકાસણા પ્રમાણે લેવા. આ પચ્ચખ્ખાણુમાં જમણો હાથ અને મુખ શિવાય બધાં અંગોપાંગ સ્થિર રાખવા અને જમતી વખતજ ઠામ ચોવિહાર કરવો.

* आचाम्लं આ તપમાં છ વિગય વિનાનો નિરસ આહાર વાપરવાનો છે.

महत्तरागारेणं, सव्वसमाहिवत्तियागारेणं ॥ आयंबिलं पच्चक्खाइ ॥ अन्नत्थणाभोगेणं, सहसागारेणं, लेवालेवेणं, गिहत्थसंसठ्ठेणं, उक्खित्तविवेगेणं, पारिठ्ठावणियागारेणं, महत्तरागारेणं, एगासणं पच्चक्खाइ तिविहंपि आहारं, असणं, खाइमं, साइमं, अन्नत्थणाभोगेणं, सहसागारेणं, सागारिआगारेणं, आउंटणपसारेणं, गुरुअब्भुठ्ठाणेणं, पारिठ्ठावणियागारेणं, महत्तरागारेणं, सव्वसमाहिवत्तियागारेणं पाणस्स लेवेण वा, अलेवेण वा, अच्छेण वा, बहुलेवेण वा, ससित्थेण वा, असित्थेण वा, वोसिरइ ॥

॥ इति आयंबिलनुं पच्चक्खाण ॥

---

## ॥ तिविहार उपवासनुं ॥

सूरे उग्गए, अब्भत्तट्ठं* पच्चक्खाइ तिविहंपि

---

* उपवास करनारने आगळ पाछळ एकासणुं होय अथवा आगळनी रात्रिए चौविहार अने पछी नमुक्कारसी होय तो अहीं चउत्थभत्तं अब्भत्तट्ठं ए पाठ लेवानो छे. [illegible]वासवाळाने छट्ठभत्तं त्रणवाळाने अट्ठमभत्तं ए प्रमाणे पाठ लेवानो जाणवो. ते पछी [illegible] उपवासे बबे भक्त वधारेनुं पच्चख्खाण जाणवुं.

आहारं, असणं, खाइमं, साइमं, अन्नत्थणाभोगेणं, सहसागारेणं, पारिठावणियागारेणं, महत्तरागारेणं, सव्वसमाहिवत्तियागारेणं ॥ पाणहार पोरिसिं, साढ-पोरिसिं पच्चक्खाइ[1] ॥ अन्नत्थणाभोगेणं, सहसागारेणं, पछन्नकालेणं, दिसामोहेणं, साहुवयणेणं, महत्तरागारेणं, सव्वसमाहिवत्तियागारेणं, पाणस्स लेवेण वा, अलेवेण वा, अछेण वा, बहुलेवेण वा, ससित्थेण वा, असित्थेण वा वोसिरइ ॥

॥ इति तिविहार उपवासनुं पच्चक्खाण ॥

---

## ॥ चउविहार उपवासनुं ॥

सूरे उग्गए अब्भत्तट्ठं[2] पचक्खाइ चउविहंपि आहारं, असणं, पाणं, खाइमं, साइमं, अन्नत्थणा-

---

१ पोरिसी आदि जे पच्चख्खाण छे त्यां सुधी पाणीना आहारनुं पच्चख्खाण करूं छुं

२ अभक्तार्थं एटले जमवानुं जेमां नथी ते–उपवास.

णाभोगेणं, सहसागारेणं, पारिठावणियागारेणं, महत्तरागारेणं, सव्वसमाहिवत्तियागारेणं, वोसिरइ ॥

॥ इति चउविहार उपवासनुं पच्चक्काण ॥

---

## ॥ अथ सांजनां पच्चक्काण ॥

## ॥ *पाणहारनुं पच्चक्खाण ॥

॥ पाणहार दिवसचरिमं पच्चक्काइ ॥ अन्नत्थणाभोगेणं, सहसागारेणं, महत्तरागारेणं, सव्वसमाहिवत्तियागारेणं, वोसिरइ ॥ इति ॥

---

## ॥ बीजुं चउविहारनुं पच्चक्खाण ॥

दिवसचरिमं[1] पच्चक्काइ । चउव्विहंपि आहारं,

---

૧ સાંજરે પચ્ચખ્ખાણ લેવાનું હોય ત્યારે આ આગાર ન લેવો.

* બિયાસણુ, એકાસણુ, આયંબિલ અને તિવિહાર ઉપવાસ કરનારને સાંજરે પ્રતિક્રમણમાં આ પચ્ચખ્ખાણ લેવાનું છે. પ્રતિક્રમણ ન કરે તેમને પણ ઉક્ત વ્રતોમાંનું કોઈ કર્યું હોય તો લેવાનું છે.

૧ દિવસનો બાકીનો ભાગ રહ્યો ત્યારથી આખી રાત્રી પર્યંત પાણીના આહારનો ત્યાગ કરૂંછું.

૧ અહીં અલ્પ આયુષ્ય બાકી હોય અને ચારે આહારનો ત્યાગ કરવો હોય તો भवचरिमं એ પદ કહેવું.

असणं, पाणं, खाइमं, साइमं, अन्नत्थणाभोगेणं, सहसागारेणं, महत्तरागारेणं, सव्वसमाहिवत्तिया-गारेणं, वोसिरइ ॥ इति चउविहारनुं ॥

---

## ॥ त्रीजुं तिविहारनुं पच्चक्खाण ॥

दिवसचरिमं पच्चक्खाइ तिविहंपि आ-हारं, असणं, खाइमं, साइमं, अन्नत्थणाभोगेणं, सहसागारेणं महत्तरागारेणं सव्वसमाहिवत्तियागा-रेणं, वोसिरइ ॥ इति तिविहारनुं ॥

---

## ॥ चोथुं दुविहारनुं पच्चक्खाण ॥

दिवसचरिमं पच्चक्खाइ । दुविहंपि, आहारं, असणं, खाइमं, अन्नत्थणाभोगेणं, सहसागारेणं, महत्तरागारेणं, सव्वसमाहिवत्तियागारेणं वोसिरइ ॥

---

## ॥ चउदनियमनुं* पच्चक्खाण ॥

देसावगासियं[1] उवभोगं[2] परिभोगं[3] पच्च-

---

* ચૌદ અગર ઓછા નિયમ ધારનારને આ પચ્ચખ્ખાણુ લેવાનું છે.

क्काइ । अन्नत्थणाभोगेणं, सहसागारेणं, महत्तरागारेणं, सव्वसमाहिवत्तियागारेणं, वोसिरइ ॥ इति ॥

— ❦ —

## अथ मुठिसहियं गंठसहियंनुं पच्चक्काण

મુઠિસહિયં ગંઠિસહિયં પચ્ચખ્ખામિ. ચઉવિહંપિ આહારં અસણું પાણું ખાઇમં સાઇમં અન્નત્થણાભોગેણું સહસ્સાગારેણું મહત્તરાગારેણું સ-વ્વસમાહિ વત્તિયાગારેણું વોસિરામિ ॥ ૧ ॥

— ❦ —

## ॥ अथ देशावगाशिक पच्चख्काण ॥

અહન્નભંતે તુમ્હાણું સમિવે દેસાવગાસિયં પચ્ચખ્ખામિ તંજહાદવ્વઉ-ખિતઉં કાલઉં ભાવઉ દવ્વઉણું દેશાવગાસિયં ખિત્તઉણું ઇત્થંવા અનત્થંવા કાલઉણું મુહુત્ત પરિમાણું જાવ ધારણા પમાણું પજ્જુવાસામિ ભાવઊણું જાવગહેણું નગહિજ્જામિ જાવછલેણું નછલિજ્જામિ અન્નેણકેણરોગાયંકેણવા, પરિણામોનપરિવડઇ તાવમે અભિગ્ગહો અન્નતત્થણા ભોગેણું સહસ્સાગારેણું મહત્તરાગારેણું સવ્વસમાહિવત્તિયાગારેણું વોસિરામિ ॥ ઇતિ ॥

---

૧ देशावकाशिकं સર્વવ્રતોનો થોડો અવકાશ એટલે અમુક અમુક વસ્તુ વાપરવા શિવાય બીજા બધા ભોગોપભોગ્ય પદાર્થનો ત્યાગ કરૂં છુ. અહીં એકલી દિશીનું નિયમ રાખનારને **उवभोगं परिभोगं** પાઠ કહેવાનો નથી.

૨ આહાર વિલેપનાદિ એકવાર ભોગવવા યોગ્ય પદાર્થો તે **उपभोगं.**

૩ સ્ત્રી, આભરણ, વસ્ત્ર વગેરે વારંવાર ભોગવવા યોગ્ય પદાર્થો તે **परिभोगं.**

— ❦ —

# ॥ अथ श्री नवपदजीनुं चैत्यवंदन ॥

સિરિસિદ્ધચક્કનવપય, મહલ્લપઢમિલ્લપયમયજિણંદ અસુરિંદસુરિંદચ્ચિય, પયપંકય નાહતુઝનમો ॥ ૧ ॥ સિરિરિસહેસરસામિય; કામિયફલદાણ કપ્પતરૂ કપ્પ ॥ કંદપ્પદપ્પગંજણ ભયભંજણદેવ તુઝ નમો ॥ ૨ ॥ સિરિનાભિરાય કુલગર, કુલકમલુલ્લાસ પંરમહંસસમ ॥ અસમતમતમતમોભર, હરણિક્કપઈવ તુઝનમો ॥ ૩ ॥ સિરીમરૂદેવાસામિણી, ઉયરદરી દરિયકેસરીકીસોર ॥ ઘોર ભુયદંડખંડિય, પયંડ મોહસ્સ તુઝ નમો ॥ ૪ ॥ ઇખાગુવંસભૂસણ, ગય દૂસણ દુરિય મયગલમિયંદ ॥ ચંદસમવયણવિયસિય, નિલુપ્પલનયણ તુઝનમો ॥ ૫ ॥ કલ્લાણ કારણુત્તમ, તત્તકણયકલસ સરીસસંઠાણ ॥ કંઠઠ્ઠિય કલકુંતલ, નીલુપ્પલકલિય તુઝનમો ॥ ૬ ॥ આઇસરજોઇસર; લયગયમણલખ લખિયસરૂપ ॥ ભવકૂવ પડિયજંતૂ, તારણ જિણનાહ તુઝનમો ॥ ૭ ॥ સિરિસિદ્ધસેલમંડણ. દુહખંડણ ખયરરાયનતપાય ॥ સયલમહસિદ્ધિ દાયગ, જિણનાયગહોઉ તુઝનમો ॥ ૮ ॥ તુઝનમો તુઝનમો, તુઝનમો દેવચેવ તુઝનમો ॥ પણયસુર રયણસેહર, રૂહરંજિય પાય તુઝનમો ॥ ૯ ॥ ઇતિ ॥



# ॥ अथ श्री जीनेंद्र स्तुति ॥

ગુનહ ગંભીર અચલજીમ ધીર કર્મ્મરિપુવીર ભવજલ તારી,
વસી ગૃહવાસ તજી ઉદાસ ભજી વનવાસ ભએ અનગારી;
મનમ્મથ માન મોરિકર ધ્યાન પાય સુભગ્યાન બહુત સૂખકારી,
સમર અરિહંત ભજત ભગવંત મુક્તિવરકંત વૃષભપદધારી. ૧

અજીત જીનરાય સુરાસુરપાય નમત બહુભાય ગુણાકર જાણી,
સુધાકર વૃષ્ટિ કરત સુખસૃષ્ટિ સદા સમદૃષ્ટિ કહત મુખબાની;
સુનત સંતોષ કરત ધર્મ પોષ હરત મનરોષ ધરત જે પ્રાણી,
સમરસિંઘદેવ કરહુ તસુસેવ જોડ કરલેવ ભાવ મન આણી. ૨

સંભવ જગદીસ નમું નિસદીસ ભક્તિ સુજગીસ મુક્તિપંથ ગામી,

માનમાત્તંગ દમીઉત્તંગ ભયે નિરસંગ મિથ્યા મત નામી;
સફલ મુઝ નયન દેખી પ્રભુ વયન અભિન્નવ મયન રૂપસમ પામી,
પરં તુહ્મ ચરણુ છોર જરા મરણુ ભવપ્ભયહરણુ કરહુ મોરા સ્વામી. ૩
અભિનંદનનાથ પરમ સુખ સાથ જોર દોઉં હાથ રંગચિત લાવું,
બારજીઉમાય પાસકુનિઆય કહત્ત નિર્મ્માય ભાગ્યવસિ પાઉં;
રસન મુહએક બહુન વિવેક તુમ ગુન છેક કેમ હું ગાઊં,
ભમણુકઉમૂર કર્મઉનમૂર રહે પ્રભુ દૂર ભાવધર ધ્યાવું. ૪



## ॥ अथ श्री सुमतिनाथजीनुं स्तवन ॥

### સાંભલજો મુની સંજમરાગી એ દેશી.

મૂલ અનાદિ જ્ઞાન ગુણુ અવિહડ, પરિણામિક ભવ થાણેરે;
સમકિતપીડ સબલ ચિહું પાસે, માંડચો ખરે વિનાણેરે. ૧
આજ ભવિકજન વંછિત દાયક, ત્રિભુવન નાયક વંદોરે;
સુમતિજીણેસર અભિનવ સુરતરૂ, દેખી મન આણુંદોરે. આંચલી. ૨
નય વિચાર લઘુ મૂલ વિવિધપરે, સુમતિ કંદથિર સોહેરે;
બાર ભાવના થડ અતિ જાડો, જોતા જન મન મોહેરે. આજ. ૩
ઊપસમ અને વિવેક સુસંવર છણુ જલ યોગેં વાધેરે;
ચાર ધ્યાન ચતુરાઇ સાખા, જાણે ચતુરદિસિ સાધેરે. આજ. ૪
વિવિધ લબ્ધિબલ બહુપડિ સાખા, કોલંબા સુભલેસ્યારે;
આશ્રવ સંવર વિવરણ સાચા, પાનતિહાં ઉપદેસ્યારે. આજ. ૫
ચ્યાર પ્રમાણ કલી કુસુમાવલી, હેતુવિકાશ સુહાવેરે;
સરસ કોમલ પંખડિયા તિહા, નવેતત્વ મન ભાવેરે. આજ. ૬
પરિમલ સુજસ દસે દિશિ પૂરે, ભવિક ભમર બહુ આવેરે;
વાણીરસ મકરંદે માતા, ગુંજારવ ગુણુ ગાવેરે. આજ. ૭

કેવલ ફૂલેં ફલ્યો નિતુ સ્વામિ, સમતારસ રૂડી મીઠોરે;
બોધિબીજ અવિચલ સુખદાયક, ધન ધન તે જીણે દીઠોરે. આજ. ૮
સેવક લોક મદા પંખી જીમ, નિશિદિન સેવા સારેરે;
સુરનર સુખસંપદ લીલા લ્યેં, ભાવ ભગતિ અનુસારેરે. આજ. ૯
પાપ પાન નીરસ તે ખેરે, ગુણ નવપલ્લવ સોભેરે;
દયા દાન છાયા અતિસુંદર, તિહાં સુખઆરથી થોભેરે. આજ. ૧૦
મેઘરાય કુલતિલક ત્રિજગપતિ, સુમંગલા સુત સાચોરે;
કનકવાન તનુ વંદો અનુદિન, અભિનવ સુરતરૂ જાચોરે. આજ. ૧૧
આજ કાજ મનવંછિત ફલિયો, આજ પાપભય ટલિયોરે;
બ્રહ્મસ્વામિ શ્રી પંચમ જિણવર, સુમતિ જિણેસર મિલિયોરે. આજ. ૧૨



# ॥ અથ શ્રી તારંગાજીનું સ્તવન ॥

**સિદ્ધાચલગિરિ ભેટયારે ધન ભાગ્ય હમારા એ—દેશી.**

તારંગગઢને મંદિર માંહે, અજિતજીનંદ મહારાજા;
તેહની પ્રદક્ષિણા માંહે છાજે, ચોમુખ મંદિર તાજારે. ધન્ય. ૧
તેહ પાસ બીજા મંદિરમેં, સહસ ટૂંક અતિભારી;
પનરસે જુયલા ચરણુનકા, બહુવિધ મનમેં ધારીરે. ધન્ય. ૨
ચોવીસજિન ચઉદેસે ગણધર, બાવન વીસ જિન ન્યારા;
સાસયજિન ચિહુના છે ચરણાં, નિરખત લાગત પ્યારારે. ધન્ય. ૩
વીસ સ્થાનક મધુ બિંદવ નવપદ, લોકનાલ અતિ દીપે;
અષ્ટાપદ નિરખીને રાવણ, કરમ અરી બહુ જીપેરે. ધન્ય. ૪
પનરસે તેડોત્તર તાપસ, ગૌતમ ગણધર આયા;
ચ્યાર આઠ દસ બે જિન વાંદી, તન મન અતિ હુલસાયારે. ધન્ય. ૫
સિખરગિરીની થાપના રૂડી, દેખત મન હરખાયા;
ગઢ ત્રિહુ સોભિત સમોવસરણમેં, ચોમુખ જિનવરરાયારેઃ ધન્ય. ૬

તીજે મંદીર નંદીસરનાં, બાવન જિનાલય છાજે;
ચોથે મંદિર કુંથુજિણેસર, પેખત ભવદુખ ભાજેરે; ધન્ય. ૭
મંદિર પાસે ડુંગર શોભે, સિદ્ધમુનીના ધામા;
એહને ફરસે બહુ મન હરખે, વરસ્યે સિવવહૂ વામારે. ધન્ય. ૮
તીન પૂરણનંદ ઇંદુ વરસે, શ્રી લબ્ધિચંદ્રસૂરિ રાયા:
તાસ શિષ્ય માધવવદિ બારસ, હર્ષ થકી ગુણ ગાયારે. ધન્ય. ૯



# ॥ अथ देवसी प्रतिक्रमण विधि ॥

પ્રથમ સામાયિક લેવું. પછી બે વાંદણા દેવા એમાં બીજો વાંદણો બેઠા રહી પૂરો કરવો. ચઉવિહાર ઉપવાસ કરનારે વાંદણા દેવા નહિ. પછી "આવસ્સઇ" ભણી અવગ્રહ બાહેર નીકળી કહેવું–ઇચ્છકારિ ભગવન્ પસાયકરી પચ્ચખ્ખાણ કરાવો, એમ કહી યથાશક્તિ પચ્ચખ્ખાણ કરવું. પછી ઇચ્છામિ ખમાસમણો વંદિઉં જાવણિજ્જાએ નિસીહિઆએ મત્થએણવંદામિ ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્ ચૈત્યવંદન કરૂં ॥ ઇચ્છં ॥ એમ કહી ડાબો ઢીંચણ ભૂમિથકો ઉંચો, ને જમણો ભૂમિએ લગાડી અંજલિ કરી મુહપત્તિ મુખે દેઇ એસકરેમિ કરવું પછી ઉભા થઇ સિરિરિસહેસરની થુઇ કહેવી. પછી બેસીને જંકીંચિ નમુત્થુણું કહેવું,

પછી ઇચ્છામિ ખમાસમણો વંદિઉં જાવણિજ્જાએ નિસીહિઆએ મત્થએણવંદામિ ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્ શ્રી આચાર્ય વાંદુજી.

ઇચ્છામિ ખમાસમણો વંદિઉં જાવણિજ્જાએ નિસીહિઆએ મત્થએણ વંદામિ ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્ ઉપાધ્યાય વાંદુજી.

ઇચ્છામિ ખમાસમણો વંદિઉં જાવણિજ્જાએ નિસીહિઆએ મત્થએણ વંદામિ ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્ સર્વ સાધુજીને ત્રિકાલ વંદના હોજ્યો.

ઇચ્છકાર ભગવન્ સુહરાઇ સુહદેવસિ સુખ તપ શરીર નિરાબાધ સુખસંજમ જાત્રા નિર્વહોછો જી.

ઇચ્છામિ ખમાસમણો વંદિઉં જાવણિજ્જાએ નિસીહિયાએ મત્થએણ વંદામિ ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્ દેવસિયં પડિક્કમણું ઠાએમિ ?

ગુરૂ કહે "ઠાએહ.") ઇચ્છં ભગવન્ તહત્તિ. પછી "નમો અરિહંતાણું" તથા "કરેમિભંતે" કહી.

ઇચ્છામિ ઠામિ કાઉસગ્ગં જો મે દેવસિઉ અઇયારો કહેવો.

પછી "તસુત્તરી" તથા અન્નથ્થ ઉસસિએણં" કહી આઠ અતિચારની ગાથા અથવા આઠ નવકારનો કાઉસગ્ગ કરવો.

પછી કાઉસગ્ગ પારી "લોગસ્સ" કહી મુહુપત્તિ પડિલેહીને વાંદણાં દેઈ, કહીયે ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્ દેવસિયં આલોએમિ. પછી "જોમે દેવસિએ કહેવો. પછી સાતલાખ અઢાર પાપસ્થાનક, ચાર વિકથાનો મિચ્છામિ દુક્કડં દેવો.

પછી સવ્વસત્રિ કહી વિષમાસને બેસી "નમો અરિહંતાણું" "કરેમિ ભંતે સામાઇયં" કહીને ચત્તારિ મંગલ કહેવું, પછી

ઇચ્છામિ પડિક્કમિઉ. જો મે દેવસિઓ અઇયારોકઓ, એ પાઠ કહીને ઇચ્છામિ પડિક્કમિઉં ઇરિયાવહિયાએ વિરાહણાએ ઈત્યાદિક પાઠ કરી પછે "અઢાર લાખ ચોવીશ હજાર એકસો વીશ ઇરિયાવહીને વિષે જે કોઇ દુષણ લાગ્યું હોય તે સવી મિચ્છામી દુક્કડં." આ પ્રમાણે બોલીને પછે "વંદિત્તુ" સૂત્ર ભણવું.

પછી ઉભો થઇને અથવા જમણો પગ નીચો બેસાડી "તસ્સધમ્મસ્સ" આદિની ગાથા બોલે.

પછી વાંદણાં બે દઇને ગુરૂને ખામણા કરવાં. પછી અભુટ્ઠિઓ ખામવુ.

એ રીતે ખામણા કરી, "આવસ્સઈ" કહી અવગ્રહ બાહેર આવી "આયરિય ઉવજ્ઝાએ" કહેવું.

પછી નવકાર, કરેમિભંતે, ઇચ્છામિઠામિ કાઉસ્સગ્ગં, તસ્સુત્તરી, અન્નત્થ ઉસસિએણું, કહી ચારિત્રાચાર વિશુદ્ધિ માટે બે લોગસ્સનો કાઉસ્સગ્ગ કરી પ્રગટ લોગસ્સ કહેવો. પછી સવ્વલોએ અરિહંતચેઈઆણું કહી

અન્નથ્થ ઉસસિએણં, કહી દર્શનાચારની વિશુદ્ધી માટે એક લોગસ્સનો કાઉસગ કરી પારી "પુખ્ખરવરદી વડ્ઢે કહેવું પછી વંદણવત્તિઆએ અન્નત્થ ઉસસિએણં કહી જ્ઞાનાચારની વિશુદ્ધિ માટે એક લોગસ્સનો કાઉસગ્ગ કરી, પારી પછી સિદ્ધાણં બુદ્ધાણં કહી મુહપત્તિ પડી લેહવી. પછી "વાંદણાં" એ દેઇ સામાયક, ચોવિસથ્થો, વાંદણા, પડિક્કમણું, કાઉગ્સગ્ગ પચ્ચખ્ખાણ, સંભારવાં, પછી "આવસ્સઇ" ભણી અવગ્રહ બાહેર નીકલી ઇચ્છામોઅણુસટ્ઠિં કહી નમો દુર્વાર રાગાદિનો નમસ્કાર કહેવો. એ રીતે નમસ્કાર કહી પછી "નમોથ્થુણં" એ ખમાસમણ પૂર્વક સ્તવનં સંદિસ્સાએમિ, સ્તવનં ભણેમિ કહી નવકાર મંત્ર ગણ્યા પૂર્વક શાતિનાથનું સ્તવન કહેવું. પછી જયવિયરાય કહી ઇચ્છામિ૦ ઇચ્છાકારેણ૦ શ્રી આચાર્ય વાંદુજી ૨ ઇચ્છામિ૦ ઇચ્છાકારેણ૦ ઉપાધ્યાય વાંદુજી. ૩ ઇચ્છામિ૦ ઇચ્છાકારેણ૦ સર્વ સાધુજીને ત્રિકાલ વંદના હોજ્યો. ૪ ઇચ્છામિ૦ ઇચ્છાકારેણ૦ દેવસીય પ્રાયશ્ચિત્ત વિશોધનાર્થં કાઉસગ્ગં કરેમિ ઇચ્છં દેવસીઅપ્રાયશ્ચિત્ત વિશોધનાર્થં કરેમિ કાઉસગ્ગં એમ કહી ૧ ઇચ્છામિ ઇચ્છાકારેણ શ્રી આચાર્ય વાંદુજી. ૨ ઇચ્છામિ ઇચ્છાકારેણ ઉપાધ્યાય વાંદુજી. ૩ ઇચ્છામિ ઇચ્છાકારેણ સર્વ સાધુજીને ત્રિકાલ વંદના હોજ્યો. ૪ ઇચ્છામિ૦ ઇચ્છાકારેણ૦ દેવસીયપ્રાયશ્ચિત્ત વિશોધનાર્થં કાઉસગ્ગં કરેમિ ઇચ્છં દેવસીઅપ્રાયશ્ચિત્ત વિશોધનાર્થં કરેમિ કાઉસગ્ગં એમ કહી અન્નથ્થ ઉસસિએણંનો પાઠ કહી, ચાર લોગસ્સ અથવા ૧૬ નવકારનો કાઉસગ્ગ કરવો, પછી કાઉસગ્ગ પારી પ્રગટ લોગસ્સ કહી. ૧ ઇચ્છામિ૦ ઇચ્છાકારેણ૦ બેસણે સંદિસાએમિ ૨ ઇચ્છામિ ઇચ્છાકારેણ૦ બેસણે ઠાએમિ. ૩ ઇચ્છામિ૦ ઇચ્છાકારેણ૦ સજ્જાયં સંદિસાએમિ. ૪ ઇચ્છામિ૦ ઇચ્છાકારેણ૦ સઝાયં કરેમિ ઇચ્છં એમ કહી નવકાર ગણી બેઠા વિનયની સજ્ઝાય ભણિયે ગુણિયે. પછી ઇચ્છામિ૦ ઇચ્છકાર ભગવન્ દુખ્ખય કમ્મખય કર્મનિર્જરાનિમિત્તં કાઉસગ્ગં કરેમિ, ઇચ્છં, દુખ્ખયકમ્મખય કર્મનિર્જરાનિમિત્તં કરેમિ કાઉસગ્ગં એમ કહી અન્નત્થ ઉસસિએણં કહી ચાર લોગસ્સ કે સોલ નવકારનો કાઉસગ્ગ કરી પારી પ્રગટ લોગસ્સ કહેવો. પછી સામાઇક, ચોવીસથ્થો, વાંદણા, પડિક્કમણું, કાઉસગ્ગ, પચ્ચખ્ખાણ એ ષડાવસ્યકને વિષે જે કોઇ જાણતાં અજાણતાં દુષણ લાગ્યો હોય તે સવિ હું મન વચન કાયાએ કરી મિચ્છામિદુક્કડં.

॥ ઇતિ દેવસિ પ્રતિક્રમણ વિધિ સમાપ્ત ॥

## सामायिक पारवानी विधि.

પછી ઇચ્છામિ૦ ઇચ્છાકારેણ૦ સામાયિક પારવા ઇરિયાવહિ પડિક્કમુ જી ઇચ્છં. ઇરિયાવહિ—તસ્સુત્તરી—અન્નત્થ ઉસસિએણં કહી એક લોગસ્સ અથવા ચાર નવકારનો કાઉસગ્ગ કરી પારી લોગસ્સ કહેવો. પછી ચઉક્કસાય નમોત્થુણં જાવંતિચેઇઆઈં જાવંત કેવિસાહુ કહી બે ખમાસમણ પૂર્વક ' સ્તવનં સંદિસાએમિ. સ્તવનં ભણેમિ" નવકાર કહી મુહપત્તિ પડિલેહી ઇચ્છામિ ઇચ્છાકારેણ૦ સામાયિક પારૂં? ગુરૂ કહે પૂણોવિકાયવ્વં. શ્રાવક કહે યથાશક્તિ. ઇચ્છામિ૦ ઇચ્છાકારેણ૦ સામાયિક પૂરૂં ગુરૂ કહે આયારો નમોત્તવ્વો. શ્રાવક કહે તહત્તિ. ઇચ્છામિ૦ ઇચ્છાકારેણ૦ સામાયિક પારવા ગાથા ભણું પછી એક નવકાર ભણી પછી સામાઇઅ વયજુત્તો કહી સામાયિકવ્રત વિધિએ લીધું, વિધિએ પાર્યું, વિધિ કરતાં જે કોઈ અવિધિ આશાતના હુઈ હોય તે તસ્સ મિચ્છામિ દુક્કડં: દશ મનના. દશ વચનના, બાર કાયાના, એવંકારે બત્રીશ દુષણમાં જે કોઈ દુષણ લાગ્યું હોય તસ્સ મિચ્છામિ દુક્કડં ( પછી ત્રણ નવકાર ગણવા. ઇતિ સામાયિક પારવાની વિધિ )

## ॥ अथ राइ प्रतिक्रमणनी विधि ॥

પ્રથમ ઇરિયાવહી પડિકમી સામાયિક લેવું. પછી ઉભા થઈ ખમાસમણ દઈ કહેવું, ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્ કુસુમિણ દુસુમિણ રાત પ્રાયશ્ચિત વિશોધનાર્થં કાઉસગ્ગ કરૂં? ગુરૂ કહે કરેહ. ઇચ્છં. કરેમિ કાઉસ્સગ્ગં. પછી અન્નત્થ કહી ચાર લોગસ્સ, અથવા સોલ નવકારનો કાઉસગ્ગ કરી, પારી પ્રગટ લોગસ્સ કહી, ખમાસમણ દઈ કહેવું "ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્ ચૈત્યવંદન કરૂં?" ઇચ્છં. એમ કહી જગચિંતામણીનું ચૈત્યવંદન કહેવું. પછી જંકિંચિ નમોત્થુણં જાવંતિ ચેઇઆઈં કહી, ખમાસમણ બે પૂર્વક "સ્તવનં સંદિસાએમે, સ્તવનં ભણેમિ" પછી નવકાર, ઉવસગ્ગહરં, જય વીયરાય, કહેવું. ત્યારકેડે ખમાસમણ દેઇ "ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્ બેસણે સંદિસાએમિ" બીજે ખમાસમણે "બેસણે ઠાએમિ." ત્રીજે ખમાસમણે "સઝાયં સંદિસ્સાએમિ" ચોથે ખમાસમણે "સઝાયં ભણેમે."

પછી નવકાર એક ગણી ભરહેસર બાહુબલિની સજઝાય કહેવી. પછી એક ખમાસમણ દેઈ આચાર્ય૦ એક ખમાસમણ દેઈ ઉપાધ્યાય૦ એક ખમાસમણ દેઈ સાધુ વાંદી, ઇચ્છાકારસુ૦ ચોથું ખમાસમણ દઈ કહેવું "ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્ રાઈપડિક્કમણં ઠાએમિ." ગુરૂ કહે ઠાએહ પછી નમોઅરિહંતાણં કરેમિભંતે ઇચ્છામિઠામિ કાઉસગ્ગં તસ્સુત્તરી અન્નત્થ કહી એક લોગસ્સનો કાઉસગ્ગ કરી પારી પ્રગટ લોગસ્સ કહી, પછી "સવ્વ લોએ અરિહંત ચેઇઆણં" કહી દર્શનાચાર વિશુદ્ધિ માટે એક લોગસ્સનો કાઉસગ્ગ કરી પારી "પુખરવરદીવડ્ઢે" કહી, "સુઅસ્સ ભગવઓ" કહીને કાઉસગ્ગ કરવો તેમાં અતિચારની આઠ ગાથા ચિંતવવી, એ પારીને "સિદ્ધાણં બુદ્ધાણં" કહી મુહપત્તિ પડિલેહી બે વાંદણા દેવા. વાંદણાના પાઠમાં જ્યાં "દિવસો વઇક્કંતો" એવો પાઠ છે. ત્યાં "રાઈ વઇક્કંતા" એમ કહેવું "દેવસિઅ" ના ઠેકાણે "રાઇઅં" ને "દેવસિઆએ" ને ઠેકાણે "રાઇઆએ" એમ કહેવું. પછી "આવસ્સહિ" ભણી અવગ્રહ બાહેર નીકલી કહેવું ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્, રાઇયં આલોએમિ. ગુરૂ કહે આલોએહ ઇચ્છં આલોએમિ. જોમે રાઇઓ અઇઆરો કઓ૦ સાતલાખ, અઢાર પાપસ્થાન, ચાર વિકથા સવ્વસ્સવિ આલોવી વિષમાસને બેસી નમો અરિહંતાણું કરેમિ ભંતે ચત્તારિમંગલં કહી, ઇચ્છામિ પડિક્કમિઉં જો મે રાઇયો અઇઆરો કહી, ઇરિયાવહી પડિકમી "વંદિત્તું" કહેવું વંદાતા સૂત્રમાં "પડિક્કમે દેસિઅં સવ્વં" એ ઠેકાણે "પડિક્કમે રાઈઅં સવ્વં" એમ બોલવું. પછી વાંદણા દઈ "ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્, અબ્ભુઠ્ઠિઓમિ અબ્ભિંતર રાઇયં ખામેઉં, ઇચ્છં ખામેમિ એ રીતે ખામણા કરી આવસ્સહિ ભણી અવગ્રહ બાહેર નીકલી "આયરિય ઉવઝાએ" કહી "નવકાર, કરેમિભંતે, ઇચ્છામિ ઠામિ કાઉસગ્ગં, તસ્સુત્તરી કરણેણું, અન્નત્થ ઉસ્સસિએણું કહી કાઉસગ્ગ કરવો એ કાઉસગ્ગમાં નીચે લખી "છમ્માસી તપ ચિંતવણા" કરવી. તે ન આવડે તો ચાર લોગસ્સ કે સોલ નવકારનો કાઉસગ્ગ કરવો. આંબિલ, નીવી, એકાસણું, બિઆસણું, પુરિમડ્ઢ, સાઢપોરિસિ, પોર-

સિ, નવકારસી. જે પચ્ચખાણ કરવા વાંછે ત્યાં લગી ચિંતવી કાઉસગ્ગ પારે પછી પ્રગટ લોગસ્સ કહી મુહપત્તિ પડીલેહી વાંદણા દેઈ ઉભા થઇ તીર્થ-માલા કહેવી. પછી ઉભા થઇ પચ્ચખ્ખાણ કરી સામાઈક ચોવીસથ્થો વાં-દણા, પડિક્કમણું, કાઉસગ્ગ પચ્ચખ્ખાણ કર્યું છે. એમ કહી બેસીને " ઇ-ચ્છામોણુસટ્ઠિં, નમો ખમાસમણાણં " કહીને વિશાલ લોચનનું ચૈત્યવંદન કરવું. પછી સ્વામિ વંદુવિહારમાન સ્તુતિ કહેવી, પછી જંકિંચિ નમોથ્થુણં કહી ખમાસમણ દઈ ઇચ્છાકારેણ સંદિસહ ભગવન્ સ્તવનં સંદિસાએમિ, બીજે ખમાસમણે સ્તવનં ભણેમિ, નવકાર ગણી સમેતશિખરનું સ્તવન કહેવું. પછી જયવીયરાય કહી ખમાસમણ દેઇ કહિયે શ્રી આચાર્ય૦ બીજે ઉપાધ્યાય૦ અને ત્રીજે સર્વ સાધુ વાંદીએ, પછી ખમાસમણ દેઇ શ્રાવક સામાયક પારે.

ઇતિ રાઈ પ્રતિક્રમણ વિધિ સમાપ્ત.

---

## अथ पाखी पडिक्कमणानी विधि.

દેવસિય પડિકમણમાં વંદિત્તુ કહિયે ત્યાંસુધી સર્વ કહેવું, પણ ચૈત્યવંદન. " અર્હંતં જગદીશ્વર "નું કહેવું ને થોય સ્વયંભૂમેની મહાવીર સ્વામિની કહેવી. પછી ઇચ્છામિખ૦ ઇચ્છાકારેણ સંદિસ્સહ ભગવન્, દેવસિયં આલોઈત્તા પડિક્કમિત્તા પખ્ખિયં પડિક્કમણં ઠાએમિ ! એમ ગુરૂ પાસે આદેશ માગી, ઇચ્છં કહી નવકાર કરેમિભંતે ઇચ્છામિઠામિ કાઉસગ્ગં જો મે પખ્ખિઓ તસ્સુત્તરી અન્નત્થ કહી જાવ આઠ અતિચારની ગાથાનું ચિંતવન કાઉસગ્ગમાં કરી પારતાં નમો અરિહંતાણં કહેવું. પછી પ્રગટ લોગસ્સ કહેવો, પછી મુહપત્તિની દૃષ્ટિ પડિલેહણ કરી વાંદણા દેઇ ઇચ્છાકારેણ સંદિસ્સહ ભગવન્ પખ્ખિયં આલો-એમિ એમ આદેશ માગી, ઇચ્છં આલોએમિ કહી જોમે પખ્ખિઓ સંપુર્ણ કહી પખ્ખિ અતિચાર આલોઉં, એમ કહી, મુખે મુહપત્તિ રાખી એકાગ્ર ચિત્તે નાણે-દંસણચરણે જાણ ઈત્યાદિ અતિચાર આલોવી, મિચ્છામિદુક્કડં કહી સવ્વસ્સવિ, પખ્ખિય દુચ્ચિંતિય, દુબ્ભાસિય, દુકિચટ્ઠિય, ઇચ્છાકારેણ સંદિસહ૦ ઇચ્છં તસ્સમિ-

ચ્છામિ દુક્કડં, ઇચ્છાકારેણ, પખ્ખિતપ પ્રસાદ કરોજી, પછી પખ્ખિતપ ચઉત્થ ભત્તેણં એક ઉપવાસ બે આયંબિલ, ત્રણનિવિ, ચાર એકાસણા. બેહજાર સઝાય, તપ કર્યો હોય તો પઇટ્ઠિ કહીયે અને કરવો હોય તો તહત્તિ કહીયે ન કરવો હોય તો મૌન રહીયે, પછે નીચા બેસી નવકાર કરેમિભંતે, ચત્તારિ મંગલં ઇચ્છામિ પડિક્કમિઉં જોમે પખ્ખિઓ ઇરિયાવહિ કહી અઢારલાખ, ચોવિસ હજાર, એકસો વીસ ભેદે ઇરિયાવહિની ક્રિયાને વિષે દૂષણ લાગ્યો હોય, તે તસ્સમિચ્છામિ દુક્કડં. પછી વંદિત્તુ કહેવું, અબ્ભુટ્ઠિઓમિઆરાહણાએ પદ બોલતાં ઉભું થવું પછી વાંદણા દેવા, તેમાં પખ્ખિઓ વઇક્કંતો ભણવો, પછી ઇચ્છાકારેણ સંદિસ્સહ ભગવન્ અબ્ભુટ્ઠિઉમિ અબ્ભિતર પખ્ખિયં ખામેઉ ? ઇચ્છંખામેમિ પખ્ખિયં પન્નરસહ્નં દિવસાણં, પન્નરસહ્નં રાઇયાણં, જંકિંચિ અપત્તિયં૰ મિચ્છામિદુક્કડં દેઈ ઉભા થઇ પુઢવાઇસુ પત્તેયં કહેવું. પછી નવકાર કરેમિભંતે ઇચ્છામિઠામિ કાઉસ્સગ્ગં તસુત્તરી કહી બાર લોગસ્સનો કાઉસ્સગ્ગ કરી પ્રગટ લોગસ્સ કહી; મુહપત્તિની દૃષ્ટિ પડિલેહણ કરી વાંદણા દેઈ ઇચ્છામોણુસટ્ઠિં, નમો ખમાસમણાણં, નિત્થારગપારગાહોહ; પખ્ખિયં પડિક્કમણંસમત્તં અવસેસંદેવસિયંભણેમિઃ પછી વાંદણા દેવસિના દેવા, અબ્ભુટ્ઠિઓ ખમાવી, આયરિયઉવઝાએ કહી; નવકાર કરેમિભંતે ઇચ્છામિઠામિ કાઉસ્સગ્ગં તસુત્તરી અન્નત્થ કહી બે લોગસ્સનો કાઉસ્સગ્ગ કરી પ્રગટ લોગસ્સ કહી સવ્વલોએ અરિહંત ચેઇયાણં કહી એક લોગસ્સનો કાઉસ્સગ્ગ પારી પુખ્ખરવરદીવડ્ઢે કહી એક લોગસ્સનો કાઉસ્સગ્ગ પારી, સિદ્ધાણં બુદ્ધાણં કહી મુહપત્તિ દૃષ્ટિયે જોઈ, વાંદણા દેવા પછી સામાઇક, ચોવિસત્થો, વાંદણા, પડિક્કમણ, કાઉસ્સગ્ગ, પચ્ચખ્ખાણ કર્યું છે. પછી ઇચ્છામોણુસટ્ઠિં, નમો ખમાસમણાણં નમોદુર્વારરાગાદિ કહી, નમોત્થુણં કહી ખમાસણ દેઇ સ્તવનં સંદિસાએમિ, બીજે ખમાસણે સ્તવનં ભણેમિ, નવકાર ગણી અજીતસાંતિ સ્તવન ભણવું; પછી જયવીયરાય કહી ત્રણ ખમાસમણે, આચાર્ય, ઊપાધ્યાય, સર્વ સાધુ વાંદી ખમાસમણ દેઈ ઇચ્છાકારેણ૰ દેવસિપ્રાયશ્ચિત્તનો ચાર લોગસ્સનો કાઉસ્સગ્ગ કરવો, પ્રગટ લોગસ્સ કહી; પછી ચાર ખમાસણ દેઇ પછી નવકાર ગણી નમિઊંણુતિલોયની સઝાય કહેવી. પછી ખમાસમણ દેઈ

ઇચ્છાકારેણ સંદિસ્સહ ભગવન્ દુક્ખક્ખય કમ્મક્ખયનો ચાર લોગસ્સનો કાઉ-
સગ્ગ કરી પારી પછી પ્રગટ લોગસ્સ કહી સામાયક પારવું.

॥ ઈતિ પાખી પ્રતિક્રમણ વિધિ ॥

—✻—

## અથ ચોમાસી પ્રતિક્રમણની વિધિ.

ચોમાસી પ્રતિક્રમણની પણ એહજ વીધી જાણવી, પણ એટલો વિશેષ
જે પખ્ખિના સ્થાનકે ચોમાસીનો પાઠ કહેવો; તથા બાર લોગસ્સના ઠેકાણે
વીસ લોગસ્સનો કાઉસગ્ગ કરવો તથા તપને ઠેકાણે છટ્ઠેણં, બે ઉપવાસ
ચાર આંબિલ છ નિવી આઠ એકાસણા. ચાર હજાર સઝાય એ રીતે ક-
હેવું ઇતિ.

## અથ સાંવત્સરી પ્રતિક્રમણની વિધિ.

આ પણ ઉપર લખેલી વિધી પ્રમાણે છે. બાર લોગસ્સના કાઉ-
સગ્ગને ઠેકાણે ચાલીસ લોગસ્સ અથવા એકસોને સાઠ નવકારનો કાઉસગ્ગ
કરવો, અને તપને ઠેકાણે સંવચ્છરી તપ, અટ્ઠમેણં, ત્રણ ઉપવાસ છ આંબીલ
નવ નિવી બાર એકાસણા અને છ હજાર સઝાય એ રીતે કહેવું. તથા
પકિખના ઠેકાણે સંવચ્છરીના આગાર કહેવા. ઇતિ સાંવત્સરી પ્રતિક્રમણ વિધી.

—✻—

# શ્રી ગૌતમસ્વામિનો લઘુરાસ.

શ્રી વસુભૂઈ પુત્તો, માયા પુહવીય કુચ્છિ સંભુઓ;
ગણધાર ઈંદ ભૂઇ, ગોયમ ગુત્તો સુહં દિસઉ. ૧
રયણ વિહાણે થયો પ્રભાત, ગૌતમ સમરૂં જગ વિખ્યાત;
ઋદ્ધિ વૃદ્ધિ જસુ મહિમા ઘણી, પય સેવે ધરણીના ધણી. ૨.
ગૌતમસ્વામી લબ્ધિ નિધાન, ગૌતમસ્વામી નવે નિધાન;
સુરગોતરૂ મણિ ગૌતમ નામ, જેવો નામ તેવો પરિણામ. ૩

ગુબ્બર ગામ જન્મનો ઠામ, ગૌતમ તણા કરે ગુણ ગ્રામ;
સહુઅગોય વાલાપણુ લગે, ભદ્ર ચદ્ર વહુઆ ઓલગે. ૪
ગૌતમ ગિરૂઓ ગુણ ભંડાર, કળા બહોતર પામ્યો પાર;
ચઉદહ વિદ્યા જિણુ અભ્યસી. જાગત જ્યોત જિસિ મનવસી. ૫
વીર જિણ ચઉદહ સહસ શીશ, તેહ માંહિ પહિલો સુજગીશ;
તસુ પય વંદુ નામુ શીશ, આશ ફળે મનની નિસદીસ. ૬
ગીતારથ પદવીના ધણી, સૂરીશ્વર જસુ મહિમા ઘણી;
ગૌતમ મંત્ર સદા સમરંત, તતખિણ વિદ્યા સહુ ફુરંત. ૭
તનુ પ્રણમું વચને સંથવું, એક ચિત્ત ચિત્તે ચિંતવું;
શ્રી ગૌતમ ગણધરનો નામ, મહિમા મોટિ ગુણમણિ ધામ. ૮
ઉઠંતા બેઠંતા સહી, પંથ ચાલતાં હિયડે ગ્રહી;
ગૌતમ ગૌતમ કહેતાં મુખે, સહુય કાર્ય તે સીઝે સુખે ૯
ગૌતમ નામે આરત ટળે, ગૌતમ નામે વંછિત ફળે;
ગૌતમ નામે નાવે રોગ, ગૌતમ નામે પાવે ભોગ. ૧૦
ગૌતમ નામે નાસે વ્યાધ, ગૌતમ નામે પરમ સમાધ;
ગૌતમ નામે દુર્જન દૂર, ગૌનમ નામે હરખ ભરપૂર. ૧૧
ગૌતમ નામે હય ગય વાર, ગૌતમ નામે સુલખ્ખણ નાર;
ગૌતમ નામે સુગુણ સુપુત્ર, ગૌતમ નામે સહુએ મિત્ર. ૧૨
ગૌતમ નામે ઉચ્છવ હોય, ગૌતમ નામે ન પરાભવ કોય;
ગૌતમ નામે મંગલ તૂર, ગૌતમ નામે કૂર કપૂર. ૧૩
ગૌતમ નામે જય સંગ્રામ, ગૌતમ નામે તૂઠે સ્વામ;
ગૌતમ નામે વિનય વિવેક, ગૌતમ નામે લાભ અનેક. ૧૪
ગૌતમ નામે ન છીપે પાપ, ગૌતમ નામે ટળે સંતાપ;
ગૌતમ નામે ખપે સવિ કર્મ, ગૌતમ નામે હોય શિવ શર્મ. ૧૫
ઘણું ઘણું હવે કહિયે કિસ્યું, થોડે તુમે જાણજો ઇસ્યું;
ગૌતમ સમરંતાં જાગિયે, જે લહિયે તે તે માગિયે. ૧૬

**કાવ્ય.**

ઈત્થં ગૌતમસંસ્તુતિ: સુવિહિતા ચંદ્રેણ પાર્શ્વાદિના,
ભક્તિ સ્ફીત મુદાલયેન ગણભૃત્પાદાંબુરૂ ચંચુના,
યે તસ્યા: સ્મરણં પ્રભાતસમયે કુર્વન્તિ ચંગાત્મકા,
સ્તે નિત્યં મનસ: સમીહિતફલં સદ્યો લભંતેતરાં. ૧૭

ઇતિ ગૌતમ લઘુરાસ.

---

## श्री महावीरस्वामीनुं स्तवन.

( જન્મ કલ્યાણક. )

આજ મહોચ્છવ રંગ રલીરી, જાયો સુત્ત ત્રીસલાદે રાણી:
કામિત પૂરણ કામ કલીરી, આજ મહોચ્છવ રંગ રલીરી.
સજી સિનગાર સકલસુર વનિતા, આપન આપન મેલ ચલિરી;
આવત સિદ્ધારથકે આંગણ, પૂરત મોતીયન ચોક મલિરી. આજ૦ ૧
ઇન્દ્ર હુકુમ કર ધનદ પડાગો, સબ વસુધા ધન ધાન્ય ભરિરી;
કનક રત્નમણિ પંચ વરણકે, કુસુમ વિખેરત ગલીય ગલીરી. આજ૦ ૨
ઇન્દ્રાણી મિલ મંગલ ગાવત, નાચત નાટક સુરકુમરીરી;
વાજત ગહન શબ્દ કર દુન્દભી, વિણા વેણું મૃદંગ ભલીરી. આજ૦ ૩
જય જયકાર ભયો તિહું જગમેં, વ્યાધિ વ્યથા સબ દૂર ટલીરી;
હરખચંદ્ર જનમેં પ્રભુ મેરે, મનકી આશા સફલ ફલીરી. આજ૦ ૪

---

## श्री पर्युषण (महावीरस्वामीनुं) स्तवन.

( પ્રથમ જિનેશ્વર પૂજો–એ રાગ. )

શ્રી વીરજિનેશ્વર વંદો, સિધારથ નૃપ કુળ ચંદો હો. સાજન સેવોએ.
એક દિન વીર ઉપગારી, ભાખ્યો પર્વ પજુષણ ભારી હો. સાજન૦ ૧

દિન આઠે અઠાઇ, પંચમી લગી કીજે ભાઇ હો; સાજન૦
નિર્મળ શીલ આરાધો, એ દુસ્કર નરભવ સાધો હો. સાજન૦ ૨
ઘટી ચાર નિશા લેઇને, પરમેષ્ટી જાપ જપીને હો; સાજન૦
અશુભ કરમ આલોયવા, પડિકમણું કીજે શુભ જીવા હો. સાજન૦ ૩
કરી જિનમંદીર જાવો, અંગ અગ્ર ભાવ પૂજ બનાવો હો. સાજન૦
પુજા કરી શ્રી ગુરૂ વંદો, કલ્પ વાચના સુણી આણંદો હો. સાજન૦ ૪
વાચના સુણી હિતકારી, પરભાવના કીજે સારી હો; સાજન૦
આરંભ કરમ સવિ ટાળો, પાત્રદાન દિજે સુવિશાળો. સાજન૦ ૫
તપ તેલાનો કીજે, નાગકેતુ જિમ શુખ લીજે હો; સાજન૦
ઇણ વિધ પર્વ આરાધે, તે શિવરમણી સુખ સાધે હો. પાધનઉ ૬
જિનરાજ મહોત્સવ આખ્યો, સવિ જીવને હિત કરી ભાખ્યો; સાજન૦
ભાવસહિન ઉત્સવ જે કરશે, તે હર્ષથકી ફલ લહેશે હો. સાજન૦ ૭

---

# श्री दिवाली (महावीरस्वामीनुं) स्तवन.

( સનેહિ સંત એ ગિરિ સેવો.—એ રાગ )

શ્રી સિદ્ધારથ નંદન દેવા, પ્રભુ સેવ કરૂં નિત્ય મેવા;
દેજો મુજ ભવ ભવ સેવા, જગત ગુરૂ વીર પરમ ઉપગારી.
પ્રભુ કરૂણા નિધિ દાતારી. એ આંકણી. જગત૦ ૧
શોલ પહોર પ્રભુ દેશના વરસે, સાંભળી ભવિ હૃદયમાં ધરશે;
તોરા ચરણકમલ નિત્ય ફરસે જગત૦ ૨
બ્રાહ્મણ દેવશર્મા જાણે, પ્રતિબોધવા મોકલ્યા તે ટાણે;
ગૌતમ ચાલ્યા ગુણ ખાણે. જગત૦ ૩
પ્રતિબોધિને પાછા વળિયા, મારગમાંહે શ્રવણે સાંભલિયા;
પ્રભુ મોક્ષમારગ સંચરિયં. જગત૦ ૪

તે સાંભળી દિલમાં વાત, ગૌતમને થાય વજ્રઘાત;
વિવેકે ગુણમણિ ખ્યાત. જગત૦ ૫
હવે કહેને હું કહીશ વીર, ગૌતમ ચિંતવે સાહસ ધીર;
કર્મ શત્રુના ત્રોડયા ઝંઝીર. જગત૦ ૬
કાતી કૃષ્ણ હુવા નિર્વાણ, પ્રભાતે ઇંદ્રભૂતિ કેવલનાણ;
જયો જયો ભણે ગુણખાણ. જગત૦ ૭
અઢાર દેશના રાજા મળિયા, ભાવદીપક મોક્ષમાં ભળિયા;
દ્રવ્ય દીપક ગુણમણિ ભરિયા. જગત૦ ૮
પ્રભુ વરિયા શિવ લટકાળી, ધર્યું ધ્યાન પદ્માસન વાળી;
તિહાં પ્રગટી લોક દિવાળી. જગત૦ ૯
મુજ મંદિર સુરતરૂ ફળિયો, પરમાતમ ગૌતમ મળીયો;
ગઈ ભાવઠ શુભ દિન વળિયોં. જગત૦ ૧૦
સંવત ઓગણીશ પંચલોતેરા વરશે, દીવાળી દિન મન હર્ષે;
પ્રભુ મોક્ષ વર્યા શુભ દિવશે. જગત૦ ૧૧

---

## श्री ज्ञानपंचमनुं स्तवन.

( રૂડું ચારિત્રપદ શુભ ચિત્ત વરયું-એ રાગ.

શ્રી વીર જિણેશ્વર ઉપદેશે, સુણો પરખદા હો; સવિ મનને રંગ કે,
ગણધર મુનિવર નરવરા, સુરનાયક હો; ભલે ભાવે અભંગ કે,
ભવિકા જ્ઞાન અભ્યાસીયેં. એ આંકણી. ૧
સોભાગી હો, તુમ્હે સુગુણ સુજાણકે; રાગી પ્રભુવાણીતણા,
આતમજી હો, કાંઈ થાવો અજાણ કે. ભવિકા૦ ૨
અનાદિ મિથ્યાત તમેં કરી, મુંઝાણા હો; જગવાસી જીવ કે,
તે સવિ જ્ઞાન ભણગ્યે સુણગ્યે, લહે તત્ત્વની હો; પરતીત સદૈવ કે. ભવિકા૦ ૩

ભવન પદારથની ભલી, શુદ્ધિ થાયે હો; એહ જ્ઞાનથી સાર કે,
સ્વપર પ્રકાશક દિનમણી, તે ભાસક હો; લોકાલોક વિચાર કે. ભવિકા૦ ૪
વિનયસહિત ગુણ જ્ઞાનથી, દરિશનની હો; પ્રાપ્તિનો દાવ કે,
તે દરિશન શ્રદ્ધા કરી, ચેતનજી હો; ગ્રહો ચારિત્ર ભાવ કે. ભવિકા૦ ૫
ચરણથી મુક્તિની સંપદા, પામીજે હો; શિવસુખ ભરપૂર કે,
અવ્યાબાધ અનંતની, લીલાએ હો; લહો નિરમળ નૂર કે. ભવિકા૦ ૬
તે સુખ કારણ જ્ઞાન છે, દુઃખવારણ હો; ભવતારણ હેતુ કે,
જ્ઞાન સમો ત્રિભુવન નહિ, ભવિજનનેં હો; ભવસાયર સેતુ કે. ભવિકા૦ ૭
ગુણ અનંત ચેતનતણા, તેહમાંહિ હો; ગુણચરિત્ર પ્રધાન કે,
તેહમાં જ્ઞાન અધિક કહ્યું,સહિ જાણો હો; તુમ્હે સુગુણ નિધાન કે. ભવિકા૦ ૮
શ્રુત અભ્યાસ કરો સદા, તન મન વચ હો; કરો યત્ન અનેક કે,
આરાધો અવિહડપણે, ગુરૂ સંગે હો; ધરી આતમ વિવેક કે. ભવિકા૦ ૯
ઇમ દેશના સુણી શ્રી વીરની, શ્રી ગણધર હો; પૂછે સોહમસ્વામી કે,
કિમ તે પ્રભુજી આરાધીએ, જે જ્ઞાનનો હો; વિધિ કહો હિત કામ કે. ભ૦ ૧૦
પ્રભુ કહે કાર્તિક માસની, અજુઆલી હો; પંચમી અધિકાર કે,
પવિત્ર બાજોઠે થાપીને, શ્રુત પુસ્તક હો; બહુમાને સાર કે, ભવિકા૦ ૧૧
સ્વસ્તિક પંચક ભરી ભલા, દીપાવો હો; પંચ દીપક જ્યોત કે,
ધુપ ઉખેવો શ્રુત આગલેં, ફલ ઢોકતા હો; હોએ જ્ઞાન ઉદ્યોત કે. ભવિકા૦ ૧૨
પંચવરણના ધાનસુ, પકવાનેં હો; વળી પંચ પ્રકાર કે,
ઇમ વિધિ સાચવી મુખ, પચખો ભવિ હો, ઉપવાસ ચોવિહાર કે. ભવિકા૦ ૧૩
પોષધસ્યું ગુણનું ગુણો, જ્ઞાનપદનું હો; રસીઆ ગુણ રંગ કે,
ઉત્તરદિશિ સાહમું ઠવી, સહસ્ર સંખ્યે હો; લહો ગુરૂને સંગ કે. ભવિકા૦ ૧૪
પારણ દિને બહુ નેહસ્યું, ઉજમણો હો; કરો અધિકે પ્રેમ કે,
સાધરમી સંતોષીને, જ્ઞાનપંચમી હો; આરાધો એમ કે. ભવિકા૦ ૧૫
પાંચ વરસ પાંચ માસની, મરિયાદે હો; તપને પરિણામ કે,
આગમ વિધિસ્યું સેવતાં, ભવ પંચમેં હો; લહો પંચમ નાણ કે. ભવિકા૦ ૧૬

જીમ વરદત્ત વિવેકીએ ગુણમંજરી હો; કરી જ્ઞાનકી સેવકે ,
તિમ ભવિયણ કરો ધારણા, વળી મુક્તા હો; સવિ વિષયની ટેવ કે, ભ૦ ૧૭
તે જેમ ભવજલ નિસ્તર્યા, તેમ તરસ્યો હો; તુમ્હે સુભગ દયાલ કે,
લલિત ત્રિભંગી નાથજી, મુખ ભાખે હો; શ્રીવીર વિશાળ કે. ભવિકા ૧૮
તે નિસુણી તપ આચરો, નર નારી હો; તુમ્હેં ચઢતે ભાવ કે,
એહથી જ્ઞાન અનંતની, લીલાએ હો; હોઇ પુરણ જમાવ કે. ભવિકા૦ ૧૯
ધન ધન જિનશાસન વરા, ધન ધન હો; શ્રી વીરજિણંદ કે,
ધન જે એ વ્રત આદરે, તે પામે હો; ગુણ જ્ઞાન આનંદ કે. ભવિકા૦ ૨૦

( કળશ. )

ઇમ વીર વાણી સુણી પ્રાણી, જ્ઞાનપંચમી તપ કરો:
સંવેગ રંગે સાધુ સંગે, મુક્તિરમણીને વરો.
શ્રી સ્યામજીગણિ ચરણ સેવક, ગુલાલચંદ્ર જયંકરો:
તસુ શિષ્ય ગુણચંદ્ર કહે ભવિયણ ભાવ મંગલ આદરો. ૨૧

---

# શ્રી સિદ્ધચક્રજી નવપદજીનું સ્તવન.

( હો સાહેબજી નેકનજર કરી નાથ સેવકને તારો—એ રાગ. )

ભવિ પ્રીત કરી, નવપદ ગુણનિધિ દાયક લાયક સેવિયે;
તિહાં પ્રથમ દેવ અરિહંત ભાખ્યા, દૂજા શ્રી સિદ્ધગુણી દાખ્યા;
ત્રીજા આચારજ ગુરૂ આખ્યા. ભવિ૦ ૧
ચઉથે પદ ઉપાધ્યાય રૂડા, પંચમ ગુરૂ સાધુ નહિ કૂડા;
છઠ્ઠો દંસણ ધરમે ચૂડા. ભવિ૦ ૨
સપ્તમપદ જ્ઞાન સુંદર દિસે, અષ્ટમ ચારિત્ર કર્મ પીસે;
નવમે તપ ઉત્તમ જન કીસે. ભવિ૦ ૩
રાગ દ્વેષ મોહ દૂર કરી, આજ્ઞા સંવેગ સંતોષ ધરી;
ધ્યાવો તો એહ છે ધર્મ તરી. ભવિ૦ ૪

સાગરનિધિ વસુ ઈંદુ સમે, (૧૮૯૭) આશ્વિનસિત પુરણ જ્ઞાન રમે;
હર્ષે જગ જસ પરતાપ નમે. ભવિ૦ ૫

---

## શ્રી પર્યુપણપર્વનું સ્તવન.

### ( દેશી આછિલાલની. )

સખી આવ્યો શ્રાવણ માસ, પ્રગટ્યો પુન્ય પ્રકાશ;
આછિલાલ પર્વ પજુષણ આવિયાંજી,
મોટું મંગળ જેહ; ઉત્તમ ગુણનિધિ તેહ,
આ૦ ભવિજનને મન ભાવિયાંજી. ૧

સત્રુંજય તીરથ સાર, મંત્રમાંહી નવકાર;
આ૦ વ્રતમાં શીલવ્રત જાણીયેજી,
નીરમાં ગજપદ નીર, વસ્ત્રમાંહિ જેમ ચીર;
આ૦ તિમ એ પર્વ વખાણીએજી. ૨

જે પરવે સુરરાય, અષ્ટમે દ્વીપે જાય;
આ૦ અઠ્ઠાઈ ઓચ્છવ તિહાં કરેજી,
તિહાં વૃંદારકવૃંદ, વંદે શ્રીજિન ચંદ;
આ૦ અંગ ઉચ્છાહ ઘણો ધરેજી. ૩

જગમાં તે ધન ધન્ન, આરાધે કૃત પુન્ય;
આ૦ પર્યુષણ વિધિ સદાજી,
તસ ઘર મંગલમાળ, પામે ભોગ રસાલ;
આ૦ દુઃખ દોહગ નાવે કદાજી. ૪

ત્રીજે ભવ મનોહાર, આઠમેતો નિરધાર;
આ૦ શિવરમણી લીલા વરેજી,
તસુ ગુણ ગાઈ જગીશ, રાઘજી મુનીનો શીશ;
આ૦ ભાણ ઇચ્છા પૂરણ કરેજી. ૫

---

# જીવદયાની સજ્ઝાય.

( અંગ છે ચાર જગ દોહિલારે જીવ એ દેશી. )

દુલહો નરભવ ભવિ ભવ ભમતાં, દુલહો શ્રાવક કુલ સાર;
ગુણવંત ગુરૂનો સંઘ દોહિલો, પામી એલે મ હારરે. ૧
પ્રાણી જીવ દયા વ્રત પાલો, ગુરૂગમ સાંભળી આગમ વાણી;
પરમારથ સંભાળો રે, પ્રાણી જીવદયા વ્રત પાળો. ૨
આશ્રવ ભવ સિવ સંવર બોલ્યા, તેહના રહસ્ય વિચારો;
આરંભ આશ્રવ સંયમ સંવર, ઇમ ગણી આપ ઉગારોરે. પ્રાણી. ૩
સહુએ જીવ જીવવો વાંછે, મરણ ન વાંછે કોઇ;
આપણને દુઃખ જિમ છે તિમ પર, હીયે વિમાસો જોઇરે. પ્રાણી. ૪
શસ્ત્રધાર જે અંગ ઉવંગે, નખસીખ લગે કોઇ છેદે;
જેહવી પીડા નરને હોવે, તેવી એકેંદ્રિય વેદેરે. પ્રાણી. ૫
જરજજ્જર નર બલવંત તરૂણે, મુષ્ટિ પ્રહારે હણિયે;
જે દુઃખ હોવે તેહિજ થાવર, જીવ સંઘટ્ટે ભણીયેરે. પ્રાણી ૬
સમકિત પાખે ગજ ભવ જુવો, જીવદયા વ્રત [illegible]ળી;
તેણે શ્રેણિક ઘર અવતરીઓ, મેઘકુમાર દુઃખ ટાળી રે. પ્રાણી. ૭
પૂરવ ભવ શ્રી શાન્તિજિનેશ્વર, સરણે પારેવડો રાખ્યો;
જ્ઞાન પ્રમાણે જાણી જિનમત મૂળ દયાધર્મ ભાખ્યો રે. પ્રાણી. ૮
લોહ સિલા જો તરે મહોદધિ, પશ્ચિમ ઉગે ભાણ;
સહેજ અનલ જો શીતલ થાય; તો હિંસા ધર્મ જાણો રે. પ્રાણી. ૯
રવિ આથમે દિવસ [illegible], અમૃત ઉરગ મુખ રહે [illegible]
સાધુ કહાવે કલહ કરે તો વિષ [illegible] મરણ નાવ હોવે રે. પ્રાણી ૧૦
સીંચિ અગનને કમલ વધારે, મલીન [illegible] પંકે ધોવે;
જે નર મૂરખ કુગુરૂ કુસંગે, [illegible] ધર્મ બનાવે રે. પ્રાણી. ૧૧
આગમ વેદ પૂરાણુ કુરાને, સહુએ દયા મુખ ભાખે;

જિનવર વચન સાચો ઓળખી, છ જીવ વિરલો રાખે રે. પ્રાણી. ૧૨
અર્થ કામ ને ધર્મે જયણા, નિદ્ધંસ મંદ બુદ્ધિ;
શ્રુત સાંભળી જે ઇણિપરે બોલે, તસુ વિવેક ફળ સિદ્ધિ રે. પ્રાણી. ૧૩
શ્રીપાર્શ્વચંદ્રસૂરિ આણુ સહિત જે, નિરતી કરૂણા પાલે;
તે નર ટાળે દૂર દૂરિત તમ, જ્ઞાન ક્રિયા અજુઆળે રે. પ્રાણી. ૧૪

---

# અથ શ્રી મુનિગુણની સઝાય.

## ( ધર્મવંત નર સાંભળો–એ દેશીમાં. )

આરતિ સબ દૂરે કરી, ઘર છોડી લીધો સંયમ ભાર;
વહ મુસ ચોરી મૈથુન, મુનિ કીધોરે પરિગ્રહ પરિહાર. ૧
એસા સાધુકે વારણે, એ આંકણી.
કુબ દેખુ મેરે નયણુ નજીક, કુટુંબ નીકા અણુગારનો;
સવિ સુણજ્યોરે તમે સુગુણ ભવિક. એસા૦ ૨
ધરમ પિતા માતા ક્ષમા, એ બે કીધા આગેવાન;
સંયમ બંધુ સખાઇએ, સુધી પાળેરે જિનવરની આણુ. એસા૦ ૩
ધ્યાન ભલો સુત આદરો, ભગિની સાથે દયા વિશાળ;
શાન્તિ સદા વર ગેહની. ચિત્ત ચોખેરે સુતહે સુકુમાળ. એસા૦ ૪
મંદિર સુદઢ સંતોષનો, જ્ઞાનામૃત લહે ભોજન સાર:
નિવૃત્તિ ધુઆ ઘર સુંદરી, એ સાથેરે સઘળો પરિવાર. એસા૦ ૫
ભૂમિ સજ્જા સોહામણી, નવદુ દિસ ઓઢણ ભોગ;
સુખ વિલસે સુખ નિરમળો, સુખિયોરે હો સાધે પરલોગ. એસા૦ ૬
ગારવ મદ ગરવે નહિ, ભય સાતે જિણે કીધા દૂર;
હરખચંદ્ર વાચક ભણે, તે પ્રણમુંરે ઉગમતે સૂર. એસા૦ ૭

---

# कायापिंजर कारमानी सज्झाय.

( સહજાનંદીની દેશીમાં. )

રાય રાણા સવિ મંડલે, કિણુ ન કીધો થિર વાસ રે:
હાથ ઘસંતારે તે ગયા, ધરમ વિહુણા નિરાશરે.
કાયા પિંજર કારમું, ભોલીડા હંસા મ રાચ રે. એ આંકણી. ૧
ક્રોધ નિકટ દુર્દ્ધર અહિ, માયા સાપણિ નાર રે:
એ બિહું રાસેરે જાલવ્યા, ગ્રહિ લેશે ગમાર રે. કાયા. ૨
યોવન વન વિહામણો, મયણ પારાધિનો વાસ રે;
મુગતિ સરોવર જાયતા, નાંખી લેશે તુજ પાસરે. કાયા. ૩
માનવ ભવ પંકજ લહી, વિષયકાદવ મ સેવ રે;
મમતા સેવાલ પરિહરો, ઇમ કહે જિનવર દેવ રે. કાયા. ૪
ઉપસમ અમૃતકુંડમાં, ઝીલે ધરી નિજ જ્ઞાન રે;
પરમાનંદ સુખ પાઇયે, ઇમ કહે મુનિ વર્દ્ધમાન રે. કાયા. ૫

---

# अथ वैराग्यननी सफाय.

( રાગ ધનાશ્રી. )

કાંહી કરો જંજાલ જગતમેં, કાંહી કરો જંજાલ: એક દિન સબહિ કોહે ચલનાં, કહાં બુઢે કહાં બાળ. જગતમેં૦ દેહડી છાંડ બીસે દિન રેની, હાઓ દેખત હે કાળ. જગતમેં૦ ૧ દુનિયા દોલત ખેલ ખજાના, એ સબ આળ પંપાળ. જગતમેં૦ ૨ અવધિ ભઈ સબ છોડ ચલેંગે, મહિલ રહેગો માલ. જગતમેં૦ એક લગી ધર્મ કરો સબ કોઈ, જોહે પરમ તે પાલ. જગતમેં૦ ૩ અજર અમર અવિનાશી અદ્દભુત, મહા સુખ લહો તત્કાળ. જગતમેં૦ વાધજી મુનિકો ભાણ કહે જ્યું, ધરમ કરત હો નિઆલ. જગતમેં૦ ૪

